“પ્રજાબંધુ” ના ગ્રાહકોને
સને ૧૯૩૦ ની ભેટ




# પીરમનો પાદશાહ



“પ્રજાબંધુ” ઑફિસ
ખાડીયા :: અમદાવાદ

# પીરમનો પાદશાહ

[ ઐતિહાસિક નવલકથા ]

લેખક

ગુણવંતરાય પોપટભાઇ

રાણપુર (કાઠિયાવાડ)



આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૩૯૦૦

સંવત ૧૯૮૬　　　　ઇ. સ. ૧૯૩૦

અમદાવાદ:

ખાડિયા, જેઠાભાઈની પોળમાં "જનબંધુ પ્રિન્ટીંગ વર્કસ" માં

ઇન્દ્રવદન બ. ઠાકોરે છાપી તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું.

મૂલ્ય રૂ. ૧ા

**લેભાગુઓથી સાવધાન રહો ! અમદાવાદમાં ચશ્માની આ એક જ જુની અને જાણીતી ૨૮ થી વધુ વર્ષના બાહોશ અનુભવીની દુકાન છે કે જયાં આંખો સાયન્ટીફીક રીતે મુફત તપાસી બીનસ્વાર્થી સલાહ આપવામાં આવે છે. એક જ વખત પધારવાથી ખાત્રી થશે.**



આંખના ડાકટરના આપેલા નંબર પ્રમાણે સુંદર ફ્રેઈમમાં સર વીલ્યમ્સ ક્રુકસ, ટોરીક, ક્રીપટોક, વીગેરે લેનસીસ સાથે ચસ્મા ઘણી જ સંભાળથી અને કીફાયતે તૈયાર કરી આપવામાં આવે છે.

**પર્લ**

આંખમાંથી ચીકણાં વહેતા પાણી, આંખો લાલ થવી, સુજવી. ખજવાળ આવવી, વિગેરે માટે અકસીર દવા છે. કીં. રૂ. ০ાાા.

**ચશો[illegible]ન એમ. દસ્તુરની કં.**

૫૪૨૮, ત્રણ દરવાજા, પાસે અમદાવાદ.

**ગ્રેનોલ.**

આંખમાં ફુલું પડયું હોય, ખીલ થયા હોય, આંખો આવી હોય વગેરે માટે ખાસ અકસીર દવા છે. કીં. રૂ. ૧.



ખાતરી, ખંત અને સંભાળ એ અમારી મોજ છે અને આંખ બળતી હોય માથું દુઃખતું હોય તે માટે આંખ તપાસી ચશ્મા લાગુ કરી આપવાનો અમારો ખાસ અભ્યાસ અને લાંબા વખતનો અનુભવ છે.

**ઈનસાનની નકલી આંખો ઘણી સફાઈથી બેસાડી આપવામાં આવે છે.**

# પ્રસ્તાવના.

[આ કથામાં ઇતિહાસ છે, ઐતિહાસિક ક્રમ પણ છે, અને જે છે તે યથાર્થ જ છે એમ મારી વર્ષોની સંશોધનની મહેનતને પરિણામે હું જરૂર કહી શકું છું; પરંતુ એને જ માત્ર પ્રસિદ્ધિમાં મૂકવા માટે આ નવલકથા મેં લખી નથી.]

આ કથા મેં લખી છે તેનાં કારણો ન્યારાં છે. હું રાજસ્થાની પ્રજાજન છું; સારાયે હિન્દના સાત સો રજવાડામાં આજે જે અઘોર વિષયલોલુપતા, સ્વચ્છંદિતા અને બેજવાબદાર આપખુદી અનિયંત્રિત રીતે ચાલી રહી છે, તેમાંથી અમારૂં કાઠિયાવાડ પણ મુક્ત નથી; પચીસ લાખ પ્રજાજનોના એ દેશના સંપૂર્ણ માલીકો તરીકે આજે ત્રણસો જેટલા માનવીઓ સ્થપાયા છે. પરંતુ રાજસ્થાનો સદાયે કાળ આવાં ન હતાં. એમનામાં જ્યારે જીવન અને ચેતનનાં પૂર ઉછળતાં ત્યારે તેમની પ્રજામાં અણનમ સાહસ અને ઉગ્ર અડગતા ઉભરાતાં હતાં. શાહી સરકારની મરણભેટે આજ અમારાં એ નૂર હરી લીધાં છે. રાજાઓને જ્યારે એ છત્રછાયાના આશરા ન હતા ત્યારે રાજાઓનું જીવન કેવું હતું? ત્યારે પ્રજાજીવન કેવું હતું? ત્યારનો સમાજ કેવો હતો? આ બધું આજ કોણ જાણે છે? શૂરવીરતા, પ્રેમ, સાહસ, રાજનીતિ, યુદ્ધકલા, વહાણવટું, એ સહુના આપણા આજના આદર્શો સાગરને સામે પાર ઉભા રહ્યા છે. આપણે વસ્ત્રો ઉછીનાં લીધાં, સાહિત્ય ઉછીનું લીધું, વિચારો ઉછીના લીધા, આદર્શોને પરદેશ અને પરભોમમાં વસાવ્યાં, આપણે ઇતિહાસોયે ઉછીના લીધા! પરંતુ ભૂતકાળનાં સ્મરણો આજે જે જે કબરોમાં દફન થયા છે, તે તે કબરોના પત્થરો આજ ઉંચકી એ સંસ્મરણોનાં પ્રેતો આપણે નજરે નીહાળવા ધારીયે તો તેમ કરી શકીએ છીએ. ઘડીભર વર્ષોના અંધારપછેડા ખસી જાય છે અને ઘડીભર મધ્યકાલનું કાઠિયાવાડ નજરે ચડે છે.

પોરબંદરના સીમાડામાં અને કચ્છના કિનારા ઉપર ફ્રેંચ અને રશિયન રાજ્યક્રાન્તિના પુરોગામી આદર્શો સાત સો—સાત સો વર્ષ ઉપર આંહી સજીવન થઇ ગયા હતા. જગત માત્ર જ્યારે સ્વપ્નું પણ સેવ્યું ન હતું ત્યારે આહી પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં હતાં. દ્વારકા અને આરંભડાને કિનારે કાર્થેજના ઇતિહાસના પડઘા પડ્યા છે. મોખડાજી ગોહિલના સમુદ્રનાં સાહસોએ કેટલાક વિદેશી ખલાસીઓના સમુદ્રયાનનાં સાહસોને પણ ઝાંખાં પાડ્યાં છે.

અમારી એ પુરાણી મહત્તા આજે અમારે શા કામની છે? અમારી દુર્દશાના લોહીનીતરતા જખમો ઉપર લૂણના પાટા બાંધતી અમારા પૂર્વજોની સાહસકથા શામાટે ભૂલી ન જવી? ગુલામીમાં સડતા અમારે તો ગુલામોની જ વાતો વાંચવી જોઇએ! અમારા એ જૂના સાહિત્યને અમારે જલાવી શામાટે ન દેવું? કારણ, અમારી આજની પામરતા, અમારી આજની હાડમારીઓ, અમે જાતે ઊભી નથી કરી, એટલો આત્મસંતોષ અમે સેવી શકીએ છીએ. અત્યારનું અમારૂં ગુલામ જીવન અમારા ઉપર લાદવામાં આવ્યું છે. અમારા રાજાઓ ઉપરની અમારી અંધ રાજભક્તિએ અમારી પીઠ ઉપર સામ્રાજ્યનો મરણબોજ લાદ્યો છે. અમારા રાજાઓ અંદર અંદર લડ્યા અને અમે આંધળા બની અમારા રાજાઓની પડખે રહ્યા, એટલે જ અમારામાંથી કોઈ હૅમ્પ્ટન, કોઇ ક્રોમવેલ પાક્યો નથી. અમારી એ શ્રદ્ધા, અમારી એ ભક્તિ ખરેખર સદ્‌ગુણ હોય તો ઇશ્વરે અમારો દ્રોહ કર્યો છે અને જો એ દુર્ગુણ હોય તો અમારા એ પાપની સજા ઘણી જ ભયંકર છે. પછી કદાચ કોઇ રાજામાં શ્રદ્ધા રાખવી, આંધળો વિશ્વાસ રાખવો, એ જ જગત્કર્તાની આંખમાં ભયંકરતમ પાપ હોય તો કોણ જાણે?

આ કથાથી વાચકોનું મનરંજન થાય તો એ વાત મારે મન આનંદદાયક બનશે, પરંતુ વાત લખવાનો મારો ઉદ્દેશ એક જ છે કે તે વખતનું સમાજચિત્ર ઊભું કરવું, એ યુગની છાયા ઊભી કરવી. જેને મારો એ પ્રયાસ સફળ લાગે, તે વાચકને હું ખાત્રી આપવા માગું છું કે એ જ ગુણાવગુણો આજ પણ અમારામાં જીવતા રહ્યા છે, પરંતુ અમારી પરાધીનતાનું, અમારી હાડમારીઓનું કારણ આજની અવ્યક્ત રાજ્કીય નીતિ છે. અમે માગીએ છીએ કે કાંતો અમે

અને અમારા રાજાઓ બન્ને કાયદાને અધીન રહે અને કાં તો કોઇયે નહિ; કાંતો રાજાઓના ગેરકાયદે વર્તન સામે રાજાઓને રક્ષણ આપવાની નીતિ બંધ થવી જોઇએ અને કાંતો રાજાઓના જુલ્મો સામે અમને ન્યાય મળવો જોઇએ. પરંતુ અત્યારે એમ નથી અને એ જ અમારા દુઃખની કથા છે. રાજા અને પ્રજા ઉભયના સંબંધમાં સરકાર તટસ્થ રહે તો રાજાઓની સાન ઠેકાણે લાવે એવું ખમીર પ્રજા પૂર્વે ધરાવતી હતી અને આજે પણ ધરાવે છે; પરન્તુ અત્યારની સ્થિતિ એ છે કે રાજાઓ જુલ્મ કરે તે સામે કયાંય ફરિયાદ થઈ શકે નહિ ! પ્રજા જરાયે અવાજ કાઢે તો એને દબાવી દેવામાં આવે છે ! એ પદ્ધતિનો લોપ અમે માગીયે છીએ અને તે મેળવવાનો અમારો નિશ્ચય છે.

[ભૂતકાળની યશગાથાઓ આવી પ્રવૃત્તિમાં પુરાણાં સંસ્મરણોને સાકાર બનાવી પ્રજામાં શૌર્ય પ્રેરે છે; એટલે રાજાઓની સંસ્થાનું આદિલક્ષણ–વિજયાધિકાર–Right by conquest–કાઠિયાવાડમાંથી અસ્ત થયો અને Right by sufferance–સ્વીકૃતિનું જે યુગમાં લક્ષણ ગણાયું, એ યુગનું ચિત્ર આપ્યું છે. મોખડાજી ગોહિલ– "પીરમનો પાદશાહ" દરિયાઇ ચાંચીયો મટી "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ગોહિલ કુલ રાજવી" બને છે અને એ દૂર દૂર સુધી ત્રાહિ ત્રાહિ પોકરાવનાર રજપુત બ્હારવટીઓ પ્રજાના નિમંત્રણથી રાજા થાય છે: એ આખો યુગપ્રવર્તક પ્રસંગ આમાં રજૂ કર્યો છે. "પ્રજાપ્રતિપાળ" નું બિરુદ સૌથી પહેલાં એણે ગ્રહણ કર્યું તથા આચર્યું, અને અમારા આજના રાજાઓને "પ્રજાપ્રતિપાળ" બનાવવાના કામમાં જરા જેટલી પણ સહાય થાય એ જ ઉદ્દેશ માત્રથી એ ચિત્ર દોરાયું છે.]

અંતમાં આ પુસ્તક જેવું છે તેવું વાચકના હાથમાં મૂકું છું.

રાણપુર,
તા. ૧–૧–૧૯૩૦

ગુણવંતરાય પોપટભાઇ.

# અનુક્રમણિકા.

# પીરમનો પાદશાહ.

## પ્રકરણ ૧ લું.

### પુત્રની પ્રતિજ્ઞા.

આસપાસ ટેકરાઓથી છવાયેલી જમીન પરથી લીલી સાડીની રૂપેરી કોર સમી દેખાતી ઘેલાશે નદીનાં આછાં નીર દેખાઇ—ન દેખાઇ આસપાસના જંગલમાં છુપાઇ જાય છે. દૂર દૂર ભગવાન ઋષભદેવના પૌત્ર સૌમ્યયશ અને જૈન મહામુનિ ધનેશ્વરસૂરિના પાદથી પુણ્યાંકિત થયેલા શત્રુંજયના ડુંગરની નીલી રેખા દસ્યમાન થાય છે. થોડે દૂર ચમારડીનો ઐતિહાસિક ડુંગર અને ખોખરાની ધારો સર્પાકારે પથરાતી આકાશ સાથે મળતાં છતાં પાછી નોખી પડતી દેખાય છે.

સૌરાષ્ટ્રના આવા કીર્તિમંડિત અને ધર્માંકિત મેદાનમાં એક હતાશ દેખાતો વૃદ્ધ પ્રવાસી પોતાના તેવા જ અશ્વપર મંદ ગતિએ માર્ગાતિક્રમણ કરી રહ્યો છે. તે પ્રવાસીના માર્ગની આસપાસ વલ્લભીપુરના સામ્રાજ્યનાં અસ્થી વિખરાયેલાં પડ્યાં છે. સાધુના શાપથી શાપિત થયેલી તથા મ્લેચ્છોના મરણ-નાચથી છિન્નભિન્ન બનેલી એ પુરાણપ્રસિદ્ધ નગરીનાં ભગ્નાવશેષો આખાય જંગલમાં વેરાયેલાં છે.

એ ભગ્નાવશેષો પ્રત્યે દૃષ્ટિ કરીને પ્રવાસીએ ફીકકું હાસ્ય કર્યું અને તે બબડયોઃ "અહીં પણ મુસલમાનોએ જ અનર્થ નિપજાવ્યો છે ને શું!"

તે આ જંગલને વીંધતો આગળ ને આગળ જવા લાગ્યો. હવે ઘેલાશે નદીનો રૂપેરી સાથ તેણે છોડી દીધો. થોડી વારમાં જ વલ્લભીપુરના સ્મશાનમાંથી ઊભી થયેલી વળાનગરી તેની દૃષ્ટિએ પડી.

તે વળાની સમીપમાં આવી પહોંચ્યો. ત્યાં પાધરમાં ઊભેલા એક ખેડૂત જેવા દેખાતા મનુષ્યને તેણે પૂછ્યું: "ભાઈ! ધનમેર ઠાકોરની દોઢી કયાં આવી?"

ખેડૂતે આ અજાણ્યા લાગતા પ્રવાસી સામે નજર કરી. તે દૂરથી આવતો હોય એમ તેના થાકેલા અને ઝાંખા પડેલા ચ્હેરાપરથી લાગતું

હતું. તેણે માથે લાંબી ગોળ પાઘડી વીંટાળી હતી અને ડાઘાવાળી ફાટેલી બંડી ઉપર જાડા લૂગડાની ભેટ કસકસાવી હતી.

"કેવા છો ભા ? રજપૂત છો ?" ખેડૂતે જિજ્ઞાસા દર્શાવી.

"ના, ભાઇ ! છઉં તો ચારણ." પ્રવાસીએ એક નિઃશ્વાસ નાંખીને પ્રત્યુત્તર આપ્યો.

"એમ ! ઠીક ઠીક, તમારે ધનમેરભાને ત્યાં જાવું છે ના ? ત્યારે આમ ઓત્તરાદા હાલ્યા જાઓ. મોટી દોઢી દેખાશે. ત્યાં ડાયરો પણ જામ્યો હશે."

પ્રવાસી ઉત્તર દિશા તરફ ચાલ્યો. થોડો આગળ ગયો ત્યાં ડાયરાના કસુંબાના 'લ્યો ભા, લ્યો' ના અવાજ સંભળાયા. તે એ અવાજ તરફ વળ્યો. દોઢી દેખાઇ. ઘોડાને બહાર એક બાજુએ બાંધી તે ડેલીમાં દાખલ થયો.

ડેલીની વિશાળ ઓસરીપર મોટી બિછાત જમાવી સો–સવાસો જોદ્ધાઓનો ડાયરો કસુંબાની મહેફીલમાં મસ્ત બનેલો તેણે જોયો. તે તે આ માનવમેદનીને આરે ઊભો રહ્યો. તેની આતુર નજર ડાયરાપર ફરી વળી.

ડાયરાની બરાબર મધ્યમાં એક ભીમકાય જોદ્ધો પોતાની શ્યામ અને લોખંડી કાયાને ટટ્ટાર રાખતો બેઠો હતો. તેના શ્યામરંગી શરીર પર છવાયેલા મસ્તકના લાંબા કાળા વાળ પીઠને ઢાંકી દેતા હતા. દાઢીના દીર્ઘ અને ગુચ્છા પાડેલા કાળા કેશની વચ્ચે ચમકતાં નેત્રો ઘેરાયેલા મેઘાડંબરમાંથી શમશેરની ધાર જેવી સબાકા મારતી વિજળીની માફક જળહળતાં સામે જોનારને જાણે ડારતાં હતાં. નખથી શિખા સુધીની લંબાઇવાળી, બીજાને ઉંચકતાં મુશ્કેલી પડે તેવી તલ્વાર બાજુમાં પડી હતી. તેની દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ આ અજાણ્યા આગંતુક પ્રત્યે ગઇ. તે પહાડી પરંતુ સત્કારસૂચક અવાજે બોલ્યોઃ "આવો ભાઇ ! ક્યાંથી આવો છો ?"

"આવું છું આમ આથેથી અને ધનમેર ઠાકોરને મળવાને માટે અહીં આવ્યો છું." આગંતુકે જવાબ આપ્યો.

"ધનમેરને મળવા માગતા હો તો એ હું પોતે જ. પણ તમે કેવા છો ? અને કયે ગામથી આવો છો ?" ભીમકાય પુરુષે પૂછ્યું.

"હું–હું છઉં તો ચારણ; અને મારૂં નામ–હા, મારૂં નામ

દુદા." પ્રવાસીએ પ્રસ્તુત પ્રશ્નનો અચકાતાં અચકાતાં અધૂરો જવાબ આપ્યો.

"દુદા ગઢવી!" પ્રવાસીનું બારીક અવલોકન કરતો ધનમેર બોલ્યોઃ "હોય નહિ!"

"કેમ ન હોય? હું પોતે જ કહું છું ને." પ્રવાસીનાં નેત્રો રોષભર્યાં ચમકવા લાગ્યાં.

ધનમેર હસ્યો અને બોલ્યોઃ "ગઢવી! માફ કરજો. મારા જમાઇના ગામના એક ચારણ છે. તેમનું નામ પણ એ જ છે. એટલે તે તમે નહિ એમ લાગવાથી મારી ભૂલ થઈ. બાકી નામનો કાંઇ ઇજારો થોડો જ છે? એક જ નામના જુદા જુદા માણસો હોઇ શકે છે. ભલે ગઢવી! આવો, બેસો, કસુંબો લ્યો, ડુંગો પાણી કરો. પછી આપણે વાતો કરીશું."

"કસુંબા ને ડુંગાપાણીની તો મેં બાધા લીધી છે." દુદા ગઢવીએ સહેજ સખ્ત અવાજે કહ્યું.

"આવાં આકરાં વ્રત! પણ તેનું કારણ શું? શું કોઈએ તમારું અપમાન કર્યું છે? જાકારો દીધો છે? ગાળ દીધી છે? એવું શું થયું છે કે કસુંબાપાણીની બાધા લેવી પડી?"

"હાકાર! ગાળ તો જગદીશે દીધી છે: એવી કે ઠરવા ઠેકાણું રહેવા દીધું નથી. એ તો જગતનો બીજો બધોય કારભાર ઉંચો મૂકી એક મારી પાછળ જ પડ્યો છે. જ્યાં જગદીશ રૂઠ્યો હોય ત્યાં બાપડો કોઈ માણસ ગાળ દે કે જાકારો ભણે તેમાં શું?" ગઢવી બોલ્યો. હારેલા જુગારીના જેવી નિરાશા તેના અવાજમાં ધ્રુજતી હતી.

"ખમ્મા! ખમ્મા! ગઢવી! તમે તો દેવીપુત્ર ગણાઓ. તમારા મ્હોંમાં ભગવાન માટે આવાં આકરાં વેણ ન શોભે. હોય, એ તો વારાફેરા છે. લલાટે લખેલું મિથ્યા ન થાય. તમે દુઃખથી ત્રાસી ગયેલા લાગો છો. થોડા દિવસ અહીં રહો, આરામ લ્યો. મકાન તમારું જ છે. પછી મારે લાયક જે કામ હોય તે મને કહેજો." ધનમેરે મીઠા ઠપકા સાથે આશ્વાસન આપ્યું.

"મને હવે આરામ કેવો? અગ્નિથી દાઝેલાપર પાણી રેડો તો વધારે પીડે. મારે માટે તો ભટકવાનું-હેતુ વગર, ઘર, બાર, ધન-માલના અભાવે ભ્રમણ, ભ્રમણ ને ભ્રમણ જ સરજાયું છે. હવે તો કારણ વગર કાર્ય કરવામાં, શક્તિ વગર દોડવામાં, હેતુ વગર

રડવામાં, ઘેરાતી આંખોએ જાગવામાં અને જાગતી આંખોએ ઉંઘવાનો યત્ન કરવામાં મારૂં બાકીનું આયુષ્ય ખતમ થશે. બાપ! મને આરામની વાત ન કરો. મૂઆ પછી ભૂત સરજાવાની મારી વસના છે." પોતાના રૂંધાતા નિઃશ્વાસભર્યા અવાજથી ભયંકર નિરાશાને વ્યક્ત કરતો આ ગઢવી બોલ્યો.

આખોય ડાયરો આ વિચિત્ર વાણી તથા વર્તનવાળી વિલક્ષણ વ્યક્તિ સામે એકી ટશે જોઇ રહ્યો હતો. તેમાંથી એક જણ બોલ્યો: "ગઢવી! હિંમત ન હારો. એ દિન પણ વહી જશે."

"હા ભા! સાચું કહો છો. એક દિવસે અંત આવવાનો તો છે જ. પરંતુ હું અહીં જે હેતુથી આવ્યો છું તેમાં અંતરાય પડે એ મને નથી રૂચતું. મારે એક સમાચાર આપવાના છે."

"સમાચાર! કોના?" ધનમેરે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"રાણપુરના સમાચાર."

"તમે રાણપુરથી આવો છો? પણ રાણપુરના દુદા ગઢવી તમે નહિ." ધનમેર બોલ્યો.

"ના, ભા! હું તો રહું છું છેટે. રાણપુરવાળા દુદાભાઇ અમારા દૂરના સગા થાય. હું ત્યાં ગયેલો અને ત્યાંથી આવું છું." આ બીજા દુદા ગઢવીએ ખુલાસો કર્યો.

"હં, હવે સમજાયું." ધનમેર સ્હેજ સ્વસ્થ બન્યો: "વારૂ, કહો શા સમાચાર છે? ગોહિલ શું કરે છે?"

દુદા ચારણની આંખમાં અશ્રુબિન્દુ ચમક્યું. રૂંધાતા-રૂંગળાતા અવાજે આંખ લૂછતો તે બોલ્યો: "રાણજી ગોહિલનો દીકરો અહીં જ છે ને?"

"કોણ? મોખડો! હા તે અહીં જ છે." ધનમેરે જવાબ આપ્યો અને એક માણસને મોખડાને બોલાવી લાવવા આજ્ઞા કરી. પછી તેણે દુદાને પૂછ્યું: "પણ ગઢવી! આમ ઢીલા કેમ પડી ગયા છો? કાંઈ માઠું તો બન્યું નથી ને?"

આભારભરી આંખોને આસમાન તરફ ઉંચી કરીને ગઢવીએ પ્રત્યુત્તર આપ્યો: "માઠું! ગોહિલ કુળમાં માઠું હોય જ નહિ. ઠાકોર! જીવતા જાગતા સૂરજનાં તેજ એમાં ભર્યા છે."

એ જ વખતે એક ઉછરતી વયનો નવયુવક ડાયરામાં આવ્યો. તેને જોઈ દુદો બોલ્યો: "આ મોખડાજી કે? વદનની દરેક રેખા

પર મારા રાણા રાણુજી ગોહિલનાં ચિત્ર અંકાયાં છે. કુમાર! બાપથી સવાયો થજે!"

મોખડાએ તેની સામે મસ્તક નમાવી આશીર્વાદનો સ્વીકાર કર્યો. પછી ધનમેર સામે જોઈને બોલ્યો: "મને કેમ બોલાવ્યો હતો, મામા?"

"ભાઇ! આ ગઢવી રાણપુરથી આવ્યા છે. તારા બાપુના સમાચાર લાવ્યા છે." ધનમેરે જવાબ આપ્યો.

"મારા બાપુના સમાચાર? ગઢવી! મારા બાપુ છે તો ખુશીમાં ને?"

દુદાએ જવાબ ન આપ્યો. ક્ષણવાર તે સ્તબ્ધ બની ગયો. થોડી વારમાં તેના ફિક્કા ચહેરા પર લોહી ધસી આવ્યું. તે લાલચોળ બની ગયો. તેનાં નેત્રોમાંમાંથી જ્વાલામુખી માફક અંગારા ઝરવા લાગ્યા. તેનો વૃદ્ધ અને જર્જરિત દેખાતો દેહ લોખંડ સમો દૃઢ અને સશક્ત બની ગયો. તે બીજાને ભય ઉપજાવે તેવા આવેશથી ગાજતા અવાજે બોલ્યો:

"કુમાર! તારા બાપુ તને મારી મારફત આજ્ઞા કરે છે. તું તે આજ્ઞાનું પાલન કરવાને તૈયાર છે?"

આખોય ડાયરો ગઢવીમાં થયેલા આ પરિવર્તનથી અને તેના પ્રસ્તુત શબ્દોથી મૂઢ અને જડવત બની ગયો. સર્વત્ર શાંતિ પથરાઈ ગઈ. તુરત જ મોખડાનો ગંભીર અવાજ એ શાંતિને તોડતો ગાજ્યો: "મારા બાપુની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. કહો. ગઢવીજી! મારા બાપુએ શી આજ્ઞા કરી છે?"

દુદાએ એક ફલાંગ મારી. ડાયરાની મધ્યમાં ખરલ પાસે પડેલું જળપાત્ર ઉપાડ્યું અને તેમાંથી થોડું જળ મોખડાની જમણી હથેળીમાં રેડીને કહ્યું: "તો લે આ પાણી ને કર પ્રતિજ્ઞા."

મોખડો હાથમાં જળ રાખી પૂર્વ દિશા તરફ મુખ કરીને બોલ્યો: "જે સૂર્યવંશનો હું બાળક છું તે વંશને પુનિત બનાવનાર ઈશ્વરાવતાર ભગવન્ રામચંદ્રના શપથ લઈને હું પ્રતિજ્ઞા કરૂં છું કે મારા બાપુએ આપની મારફત મને કરેલી આજ્ઞાનું હું જરૂર પાલન કરીશ. બોલો, હવે ઢીલ ન કરો. મારા બાપુની આજ્ઞા મને જણાવો."

તટસ્થતાથી દુદાએ કહ્યું: "ત્યારે સાંભળ. મારા શબ્દોમાં રહેલા ભાવથી તું સમજી ગયો હોઈશ જ કે તારા પિતા

અત્યારે પરલોકવાસી બન્યા છે. તેમણે પોતાના અંતસમયે તને એમ જણાવવાનું મને ફરમાવ્યું છે કે જે મુસલમાનોએ તારા પિતાનો વધ કર્યો છે તે ઉપર તું તારૂં વૈર પૂર્ણ ન કરે ત્યાંસુધી તારે તારા પિતાનું શ્રાદ્ધ સારવું નહિ."

"સમજ્યો હું ભગવાન્ સૂર્યનારાયણની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે મારા પિતાનો નાશ કરનાર એ મુસલમાનો ઉપરનું વૈર પૂર્ણ કર્યા પછી જ હું પ્રભાસપાટણ જઇને મારા પિતાનો પિંડ મૂકીશ."

મોખડો થોડી વાર મૌન રહ્યો. પિતાના સ્મરણથી તેનું પત્થર જેવું હૃદય પણ ભરાઇ આવ્યું હતું. પરંતુ એ માત્ર ક્ષણ વાર જ. પછી તેણે દુદાને કહ્યું: "હવે કહો, મારા બાપુનું મૃત્યુ ક્યાં અને કેવી રીતે થયું ?"

---

## પ્રકરણ ૨ જું.

### કનારાનું જુદ્ધ.

સૌરાષ્ટ્રનાં રળિયામણાં તરૂવરોની ઝાડીઓને વીંધતી ભવ્ય અને વિશાળ સુકભાદર સૌમ્ય ગાંભીર્યથી વહી જાય છે. તેની પુત્રવધૂ સમી યુવાન અને મદોન્મત્ત ગોમાનાં નીર એની સાથે ભળી, સંગમ સ્થળે અને અમુક અંતર પર્યંત જુદી ભાત પાડતાં, એક છતાં અનોખાં રહેતાં આગળ વધે છે. લીલી સાડીની આસપાસ મૂકેલી રૂપેરી કોરમાં જેમ અપ્સરાનો અમર દેહ દેદીપ્યમાન બને અને વિલસી ઉઠે તેમ રાણપુરનો રાણાનો ગઢ લીલા હરિયાળા પ્રદેશમાં પોતાની બન્ને બાજુએ વહેતી સુકભાદર અને ગોમાની વચ્ચે ઉંચા ટેકરાપર ઊભો ઊભો હસી રહ્યો છે. એના મજબૂત પાયાનો સ્પર્શ કરીને સુકભાદરનાં નિર્મળ નીર હસતાં રમતાં વેરાતાં જાય છે.

સોમનાથ પાટણથી દિલ્હી જવાના રાજમાર્ગ ઉપર આવેલા આ રાજગઢમાં ગોહિલ કુળનો આદ્ય ગણાતો રાણજી ગોહિલ પોતાની વિલાસી જીંદગી વિતાડતો હતો. પંદર પંદર રાણીઓનો એ સૌભાગ્યનાથ યુવાન અને રૂપગર્વિતા ક્ષત્રાણીઓના સાથમાં, ગોપીઓ સાથે રાસ ખેલતો જાણે બીજો કૃષ્ણચંદ્ર હોય, એવો જ તેનો જીવનક્રમ બની ગયો હતો.

એ ગઢ કહો, કિલ્લો કહો કે ક્રીડામહેલ કહો, ત્યાં એકસાથે

ચાર ચાર ચોપાટના ખેલ મંડાતા અને એ કિલ્લાની પ્રચંડ દિવાલો પોબાર પડતા પાસાઓથી પ્રેરિત થઇ ઉન્માદી આનંદથી કમ્પતી હતી; અને જ્યારે પૂર્ણિમાનો ચંદ્ર જગતને પોતાની વિલસતી કૌમુદીથી રેલી દેતો હતો ત્યારે સુકભાદરની રેતીના વિશાળ પટ ઉપર રાણુજી ગોહિલની રાણીઓના રાસડાનો લંબાતો સૌમ્ય પરંતુ તીણો સૂર આસપાસનાં ગામડાંમાં પહોંચી જતો.

એક રમણીય દિવસ આથમતો હતો. જગતપર પાથરેલા પોતાના તાપ અને તેજને સૂર્યનારાયણ સંકેરી લેતા હતા. યજ્ઞકુંડમાંથી ઉઠતી જ્વાલાઓની માફક સંધ્યાનાં સળગતાં તેજ આકાશમાં છવાઇને વેરાતાં હતાં, અને તે સમયે આ વિલાસી ક્રીડાભવનમાં ચોપાટનો ખેલ જામ્યો હતો.

"આ આઠ ઘર પચીસ ને બે માથે." સુવર્ણ કંકણને ખખડાવતી એક રાણી બોલી.

"હવે જોયું એ તો. આજે તમારો દાવ ચડતો છે. ને દિવસે જોયું 'તું ને-મારી ચારે સોગઠીઓ સહુથી પહેલાં ઉતરી ગઈ હતી." બીજી રાણી બોલી.

"વહેલાં ઉતરી જવામાં શી બહાદૂરી? મારી માફક ગાંડી ઉપર ગાંટી કરો તો ખબરૂ પડે." ત્રીજી બોલી.

આ મીઠા કલહને સાંભળી રાણુજી મંદ મંદ હસતો હતો. આજે તેનો દાવ જોરમાં હોવાથી તેનો ઉત્સાહ ઉછળતો હતો તેનો આનંદ અમર્યાદિત બની રહ્યો હતો. એવામાં એ આનંદમાં ભંગ પાડતો એક અવાજ નદી તરફથી આવ્યો. તેણે કાન માંડ્યા. કોઈ પહાડી ગળામાંથી દુહાનાં ચરણ ગાજતાં સંભળાયાં:—

**"રજપુતાઈના ખેલ સેજક સાથે પરવર્યા."**

એ સાંભળીને રાણુજી નદી પર ઝૂકતા ઝરૂખામાં આવ્યો. રેતીના પટ ઉપર નદીને સામે આરે એક મનુષ્ય માથે ચોફાળ ઓઢી ક્રીડામહેલ સામે જોઇને બોલતો તેની દૃષ્ટિએ પડ્યો.

પેલા મનુષ્યે પણ રાણુજીને ઝરૂખા પર જોયો, એટલે તેણે બુલંદ અવાજે દુહો લલકાર્યો:—

**"રજપુતાઇના ખેલ સેજક સાથે પરવર્યા,**
**"ગોહિલ કુળનો રાણુ બાઈયુંમાં બંધાઈ રહ્યો."**

"દુદા ગઢવી!" રાણાએ આશ્ચર્યસહ પૂછ્યું: "શું છે? આવાં વેણ કેમ કાઢો છો?"

"શું હોય બાપ? તું વળી રાણીઓને છોડીને ક્યાં આવ્યો? જા, બાપ! જા; તારી ચોપાટ ખોટી થશે." ચારણે તીખો જવાબ આપ્યો.

"પણ ગઢવી! છે શું? કહો તો ખરા."

"બાપ! તું ભલો ને તારી રાણીઓ ભલી. નાચો, ખુંદો અને વિલાસમાં જીવન વિતાડો. તમારે ક્યાં ક્ષત્રિવટ સાથે લેવા દેવા છે? સસલાં માટે જીવ દેનારા તારા વડિલો મરી ખૂટ્યા!"

"પણ વાત તો કરો."

"શી વાત કરૂં? તું અહીં રાણીઓની હુંફમાં મસ્ત બન્યો છે. એટલે બહાર શું ચાલી રહ્યું છે તેની પરવા તને ક્યાંથી હોય? તને ખબર છે? ગુજરાતમાં કાળો કેર વરતાયો: રજપુત રાજાનાં રાજ લૂંટાયાં. દિલ્હીનો શાહ રજપુતાણીને ઉપાડી ગયો. એ તો દૂરની વાત. પરંતુ આજે તારા ગામને સીમાડે મુસલમાનોની ફોજ પડી છે એનુંય તને ક્યાં ભાન છે?"

"શું કહો છો? કયા રાજાનું રાજ લૂંટાયું? અને કોનું કટક અહીં ઉતર્યું છે?" વિલાસી રાણજીનું આશ્ચર્ય અમર્યાદ બન્યું.

"પાટણના વાઘેલા કરણસિંહનું રાજ્ય મુસલમાનોએ લીધું. તેની રાણીને દિલ્હી ઉપાડી ગયા. પરંતુ એટલેથી પત્યું નથી. આજે ને અત્યારે તો તારી નજર સામે ગોઝારો કામો થઇ રહ્યો છે."

"શું! મારી નજર સામે? મારા ગામમાં?" રાણજીનું આશ્ચર્ય વધતું જતું હતું.

ગઢવી પણ આ વિલાસી રાજવીને પાનો ચડાવવાના ઇરાદાથી બોલવા લાગ્યો: "બાપ! રજપુતાઈ રંડાઇ ગઇ લાગે છે. કાટ ખાતી પડી રહેલી તલવારોનાં દાતરડાં થવા લાગ્યાં છે. નહિતો કરણરાજની વ્હારે ધાનાર કોઇ રજપુત બચ્ચો ન નીકળે? એ બિચારો પોતાની કુંવરી દેવળને લઇને ન્હાસી છૂટ્યો હતો, પરંતુ જ્યાં ગયો ત્યાં પણ શાંતિ ન મળી. દિલ્હીના સુલતાનનો ભાઇ તેની પાછળ પહોંચ્યો અને તેની પાસેથી તેની કુંવરીને ઝુંટવી દિલ્હી લઈ જાય છે. તેનું સૈન્ય તારા ગામને સીમાડે પડ્યું છે."

"હોય નહિ! આટલો ગજબ!"

"હા, એટલો બધો ગજબ મેં એ આંસુ સારતી ટળવળતી બાલિકાને મારી સગી આંખે નિહાળી છે. ઠેઠ દખ્ખણમાંથી અલફ્-ખાન એને ઉપાડી લાવ્યો છે. તે રજપુત રાજાઓના સીમાડા ચીરતો જાય છે, ક્ષત્રીવટ પર કલંકના પડછાયા નાંખતો જાય છે; પણ કોઇ રજપુત નથી ઉઠયો. જોહર કરનારીઓ | કોઇ માજણ્યો આ નિરાધાર બાલિકાને બચાવવા નથી નીકળ્યો. હવે બધું પરવાર્યું! ક્ષત્રીવટ ગઇ: સાપ તો ગયો પણ તેના લીસોટાય ગયા. આજે તો ઘણી ખમ્મા દિલ્હીના લોહીતરસ્યા સુલતાનને કે તમારા જેવા રજપુતોને એણે ચૂડીઓ પહેરાવી દીધી."

રાણજી ગોહિલની આંખો સખ્ત થઇ. તેણે પ્રશ્ન કર્યો: "એ અધમ અલફ્ખાન કયાં છે?"

"એ અલફ્ખાન કરણરાજની કુંવરીને પોતાના સૈન્યની મધ્યમાં રાખીને ભાદરને સામે કિનારે કનારા ગામને પાધર પડયો છે. પણ તેની સાથે તારે શું કામ છે? તું હવે જા. તારી ચોપાટ ખોટી થતી હશે. તારી રાણીઓ મને ગાળ ભાંડશે. લે, રામ રામ!" ચારણ જવા લાગ્યો.

"નહિ, ગઢવી! એક ડગલું ય ભરો તો રાણજી ગોહિલના સમ. હું આ આવ્યો." એમ કહી ગોહિલ અંદર ગયો અને રાણીઓને ટુંકાણમાં સર્વ વસ્તુસ્થિતિ સમજાવીને કહ્યું: "રજપુત કુળની આબરૂ આપણા ગામને પાધર હરરાજ થાય છે, તેને સંરક્ષવા જાઉં છું જીવતો રહીશ તો આવીશ, નહિતો છેલ્લા રામરામ છે!"

"ઠાકોર! રામરામ તે હોય? અમે આ લોક અને પરલોકમાં પણ તમારી સાથે રહેવાનો જ નિશ્ચય કર્યો છે. તમે ભલે જાઓ, રજપુત કુળની આબરૂને સંરક્ષો. તેમાં વિજય કરીને આવશો તો વિજયમાળ પહેરાવશું અને કદાચ રણમાં પડશો તો મરણના મારગમાંય સાથ દઇશું. અમે પણ રજપુતાણીઓ છીએ!"

"વારૂ, ત્યારે આપણો વાવટો જોતાં રહેજો. જો તે નીચો પડે તો જાણજો કે રાણો પડયો. પછી તમારો ધર્મ વિચારજો. લ્યો, રામરામ!" એમ કહીને રાણો પુનઃ ઝરૂખામાં આવ્યો અને "જય શંભ" ના ધ્વનિ સાથે ત્યાંથી જ તેણે નીચે કૂદકો માર્યો. ભાદરનાં ખળખળતાં નીરમાં પડછંદ અવાજ ગાજીને સમાઇ ગયો.

નીતરતે કપડે રાણજી તરીને સામે કિનારે આવ્યો. તેણે ત્યાં ઊભેલા ગઢવીને કહ્યું:

"ગઢવા ! મારો ઘોડો અને ખડ્ગ લઈ આવો અને શીંગડું ફુંકાવી માણસો ભેળાં કરો."

ગઢવીને એટલું જ જોઇતું હતું. તેણે ગામના કેટલાક રજપુતો અને કાંટીયા વર્ણના માણસોને તૈયાર કર્યા હતા. આગેવાની લેનારની જરૂર હતી. રાણજી આવી ગયો. રાણજી અને દુદો ગામ તરફ ચાલ્યા. માણસો ગોહિલની આસપાસ એકઠા થવા લાગ્યા. થોડી વારમાં ભેરીનો અવાજ ગાજી ઉઠ્યો અને તેના ભયંકર પડઘાથી ક્ષણવાર ભાદરનાં વ્હેતાં નીર પણ સ્થંભી ગયાં. વૃક્ષોની ડાળીએ ડાળીએ વિજળીના કડાકા સમો એનો પડઘો પડી રહ્યો અને એ પડઘામાં જાણે જાદુ હોય એમ ચોતરફથી એ અવાજને સન્માનવા સેંકડો શસ્ત્રધારી સૈનિકો ધસમસતા આવવા લાગ્યા.

દુદા ગઢવીએ મોવડી થઈને ગોહિલોનો કેસરીયો વાવટો ઉપાડયો. રજપુતાઈને અનેરા રંગે રંગવા આ કેસરભીનું કટક ધરતી ધ્રુજાવતું આગળ વધ્યું.

લીલાં હરિયાળાં ખેતરો વચ્ચે સફેદ પટ્ટી સમા ધંધુકાના શાહી રાજમાર્ગના આરે આવેલા કનારાના પાધરમાં દિલ્હીના સુલતાન અલાઉદ્દિન ખીલજીના ભાઇ અલફખાને પોતાની ફોજ સાથે પડાવ નાંખ્યો હતો. એ ફોજની મધ્યમાં સખ્ત પહેરા નીચે ગુજરાતના છેલ્લા રજપુત રાજવી કરણ વાઘેલાની બાલકુંવરી દેવળદેવી નિરાધાર અવસ્થામાં નિરાશાનાં આંસુ સારતી હતી. એ મોંઘાં મૂલ્યનાં આંસુ લુછવાનું બીડું આ રાણપુરના સોરઠીયા વીરોએ ઝડપ્યું હતું.

રાણજી ગોહિલ અને તેના સાથીઓ અલફખાંની ફોજ ઉપર તૂટી પડ્યા. એકદમ મુસલમાનો પણ તત્કાળ તૈયાર થયા અને બન્ને પક્ષો વચ્ચે સખ્ત ઝપાઝપી શરૂ થઇ. ધગધગ પડતાં અને પડેલાં શસ્ત્રોમાંથી વહેતા લોહીએ ભાદરના કાંઠા ઉપર લાલ રંગના પ્રાણહારક સાથીયા પૂર્યા.

મરણનો ભય અળગો કરીને લડતા સોરઠીયા સાવજો સામે મુસલીમ લડાયક નર ઝાંખાં પડ્યાં. અલફખાન ચેતી ગયો. આ લોકો સામે ટકાવ નહિ થઇ શકે એમ તેને લાગવાથી તે દેવળદેવીને

લઇને પલાયન કરી ગયો અને તેની સૂચના મુજબ તેની ફોજ પણ વધારાનો અસબાબ પડતો મૂકી પલાયન કરી ગઇ.

વિજયી રજપુતો છટકતા શિકારો પાછળ દૃષ્ટિ કરતા લડાઇના લોહીયાળ મેદાનમાં સ્તબ્ધ બનીને ઊભા રહ્યા. હવે શું કરવું? અલફખાનની પાછળ પડવું કે અહીંથી જ પાછા ફરવું? કાર્યસિદ્ધિ વગરના શુષ્ક વિજયથી મુંઝાયેલો રાણજી ગોહિલ ક્ષુબ્ધ બન્યો.

એવામાં તેની નજર વાવગ તરફ ગઇ. તેનું હૈયું ભારથી બેસી ગયું. કેસરીઓ વાવરો દૃષ્ટિગોચર થતો ન હતો.

"દુદા ગઢવી ક્યાં ગયા?" તેના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યો.

"આ રહ્યો." પાસેની વાવમાંથી ઉત્તર મળ્યો અને તુરત જ બહાર આવીને ગઢવીએ કહ્યું: "તરસ લાગી હતી એટલે વાવમાં પાણી પીવાને ગયો હતો."

રાણજી ગોહિલની આંખમાં સ્મૃતિનાં પૂર ચઢ્યાં. ને બોલ્યો: "ગઢવી! ગજબ થયો. આપણે તો અહીં જીત્યા છીએ, પણ તમારી નજીવી ભૂલથી વાવરો જમીનપર મૂકાવાને લીધે કિલ્લામાં નહિ દેખાવાથી રાણીઓએ મારૂં મૃત્યુ થયેલું માની લીધું હશે. હવે શું થાય?"

થોડી વાર વિચાર કરીને તેણે કહ્યું: "તમે આ મુસલમાનોની પાછળ પડો. હું કિલ્લામાં જઇ રાણીઓની શંકાનું નિવારણ કરી હમણાં જ તમને આવી મળું છું. દેવળદેવીને છોડાવ્યા સિવાય આપણે રાણપુરમાં પગ મૂકવો નથી."

"ભલે જઇ આવો. પણ જોજો, ચોપાટના ખેલમાં ખાંડાના ખેલનું વિસ્મરણ ન થાય." ગઢવીએ કટાક્ષ કર્યો.

"હવે એ ન બને. જાઓ કરો કત્તેલ. હું આ આવ્યો."

ઉતાવળા અને અધીરા બનેલા ગોહિલે અશ્વને એડી લગાવી. અશ્વે હરણફાળ ભરી અને ગોહિલરાજ અલ્પ સમયમાં જ કિલ્લા પાસે આવી પહોંચ્યો. દ્વાર બંધ હતાં. તમામ પુરૂષવર્ગ રણે ચડેલો હોઇ કિલ્લામાં સ્ત્રીઓ સિવાય બીજું કોઇ ન હતું.

રાણજીએ કડું ખખડાવ્યું. બૂમો મારી. પરંતુ અંદરથી કશો જવાબ ન મળ્યો. તેના પેટમાં ફાળ પડી. તે ઘોડાને લઇ દક્ષિણ દિશા તરફ ગોમા નદી ઉતરી સામે કિનારે ગયો. ત્યાં થોડે દૂર એક વૃક્ષઘટા હતી ત્યાં ઘોડાને ઊભો રાખી તે ઘટામાં દાખલ થયો.

અંદર એક મોટી શિલા પડી હતી. એ શિલા તેણે બળપૂર્વક ખસેડી. તેની નીચે ભોંયરૂં હતું. એ ભોંયરામાં તે દાખલ થયો. એ ભોંયરૂં ઠેઠ કિલ્લામાં જતું હતું અને કિલ્લો ચોતરફથી ઘેરાઇ જાય તે વખતે આફતમાંથી મુક્ત થવાને માટે ઉપયોગ કરવાના હેતુથી આ ભોંયરાથી કિલ્લા સુધી લાંબી સુરંગ બનાવવામાં આવી હતી જે ગોમા નદીની નીચે થઇને પસાર થતી હતી. એ રસ્તે થઇને તે કિલ્લામાં આવ્યો. પરંતુ ત્યાં સર્વત્ર નીરવતા પથરાઇ રહી હતી.

તે પોતાની રાણીઓનાં નામ લઇને બૂમો પાડતો હતો, પરંતુ કશો જવાબ મળતો નહિ. માત્ર કિલ્લાની ભયંકર લાગતી શ્મશાન સમી શાંતિમાં તેના અવાજનો મૃત્યુઘંટસમો પડઘો પડતો હતો. અધીરો રજપુત ચોતરફ ફરી વળ્યો. પણ સર્વત્ર શૂન્યકાર હતો. કોઇ રાણી તેને સત્કારવાને પ્રત્યક્ષ થઇ નહિ.

મહેલની અંદર સર્વત્ર ફરી વળીને તે બહાર આવ્યો અને બહાર કૂવા પાસે ગયો. તેણે એ કૂવામાં દૃષ્ટિ કરી. કૂવામાં જે દશ્ય નજરે પડ્યું એથી તેની આંખે અંધારાં આવ્યાં, શરીરમાં કમ્પ વછૂટ્યો, હૃદય ઉછળવા લાગ્યું.

એ કૂવો ગોઝારો થયો હતો. સર્વ રાણીઓ અગાશીપર ઉભા રહીને કનારાને પાધર થતી ઝપાઝપી જોતી હતી. એવામાં અચાનક કેસરીયો વાવટો જમીનપર ઢળી પડતો તેમની દૃષ્ટિએ પડ્યો એટલે કિલ્લા માંહેનો તમામ સ્ત્રીવર્ગ પોતાનું શિયળ અને કુળધર્મ સંરક્ષવાને માટે એ ઊંડા કૂવામાં કૂદી પડ્યાં હતાં. રાણીઓએ જળનાં જોહર લીધાં હતાં. સ્વામીને સાથ દેવાની પ્રતિજ્ઞા પાળી તેઓ સ્વર્ગના પંથે પરવરી હતી.

કૂવામાં પોતાની વ્હાલી રાણીઓનાં મુડદાં તરતાં જોવાથી રાણજીએ હૈયું ભાંગી જાય એવો દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. તેના બધીર બનેલા મગજની નસેનસ ખેંચાવા લાગી. તે આ કૂવાથી ધીમે ધીમે પાછાં ડગ ભરતો અચાનક અટકી ગયો. એકાએક અડગ નિશ્ચય અને એને લીધે પ્રાપ્ત થએલી શાંતિ તેના વદન ઉપર પ્રજ્વલી ઉઠ્યાં.

તે થોડોક પાછો હઠ્યો અને પછી 'જય શંભુ' ના ઉચ્ચાર સાથે તેણે ઉન્માદભરી દોટ મૂકી. બીજી જ પળે કૂવાના ઉંડા પાણીમાં ધબકારો થયો. તેના પડછંદ અવાજથી કૂવો ગાજી ઉઠ્યો. તુરત જ

શાંતિ પથરાઇ ગઇ. રાણજી ગોહિલે પણ પોતાની રાણીઓના માર્ગનું અનુસરણ કર્યું.

દુદો ગઢવી અને બીજા સૈનિકો અલફખાનની ફોજની પાછળ પડ્યા હતા. તેમને નજીક આવેલા જોઇ મુસલમાનો સ્થંભી ગયા અને પોતાના બચાવ માટે તૈયાર થયા. ઝપાઝપી શરૂ થઈ. દુદો ગઢવી અવારનવાર પાછળ દૃષ્ટિ કરતો હતો, પરંતુ રાણો દેખાતો ન હતો. તેનો આત્મા અમંગળસૂચક કલ્પના કરવા લાગ્યો. વાવટો છોડી દેવાની પોતે કરેલી ભૂલનું આવેલું ભયંકર પરિણામ તેણે કલ્પી લીધું. રાણીઓએ દેહત્યાગ કર્યો હશે અને રાણાએ પણ તેમનો જ માર્ગ લીધો હશે એમ માની લીધું, એટલે તેણે પણ રજપૂત સૈનિકો સાથે દિલ્હીની ફોજનો બને તેટલો નાશ કરી, તેમ કરતાં રાણાનો સાથ કરવાનો નિશ્ચય કર્યો. બન્ને બાજુના સૈનિકો વચ્ચે ઝપાઝપી ચાલી. તેમાં બન્ને પક્ષના ઘણા માણસો કામ આવ્યા. અંતે દુદો અને તેની સાથેના તમામ સોરઠી વીરોનો અંત આવી ગયો: એ વિજયથી ફૂલાયેલા અલફખાને પોતાની ફોજને પાછી ફેરવી. તેણે કિલ્લાપર આક્રમણ કર્યું. કિલ્લાને તોડી પાડ્યો. રાણપુરમાં લૂટ ચલાવી.

આજે એ કિલ્લો નથી. એ ભાદરનાં ઊંડાં નીર પણ નથી. એ કિલ્લાનું નષ્ટભ્રષ્ટ થયેલું હાડપિંજર સમું ખંડિયેર માત્ર નિર્જન, નીરવ અને નિષ્પ્રાણ ભાસે છે. આજે ભાદરનાં નીર છીછરાં થઇને ઓસરી જતાં ભાસે છે અને તેના કિનારે ઊભેલો ક્રીડામહેલ 'કીડા—મહેલ' સમો ભયંકર અને ત્રાસોત્પાદક લાગે છે.

હજીયે કોઇ અંધારી રાત્રિએ એ નીરવ કિલ્લામાં કોઇનાં ઉતાવળાં દોડતાં પગલાંનો અવાજ સંભળાતો ભાસે છે. હજીયે કોઇ કોઈ વાર મધરાતના અઘોર પહોર જામે છે ત્યારે રાણીઓના લંબાતા રાસડાના અપાર્થિવ કિન્નરકંઠી સૂર સંભળાતા લાગે છે. કોઇ કોઈ વાર નદી પરના નષ્ટભ્રષ્ટ ઝરૂખામાં કોઇને રૂપગર્વિતા રમણીનું ક્ષણભર દર્શન થવાનો પણ ભાસ થાય છે.



# પ્રકરણ ૩ જું.

## સુલતાની ખજાનો.

આખોય ડાયરો ચિત્રવત્ સ્તબ્ધ બની ગયો. ભાઇઓમાં અંદર અંદર સળગેલા વૈમનસ્યને કારણે મારવાડનો ત્યાગ કરી સોરઠના શિરતાજ મનાતા જુનાગઢના રા'ના આશ્રયે આવી રહેલા સેજકજી ગોહિલના રણધીર સુત રાણજી ગોહિલની દુદા ગઢવીએ વર્ણવેલી વિલાસી શૌર્યકથાએ ડાયરાના તમામ મનુષ્યોને ભાવભીના બનાવ્યા.

રાણપુરનો દુદો ગઢવી કામ આવી ગયો. તેનું સ્થાન આ બીજા દુદા ચારણે લીધું. આ દુદા ગઢવીએ વાવટો ન દેખાવાથી પોતાની રાણીઓનું શું થયું હશે એ જાણવાને રાણજી કિલ્લા તરફ ગયેલો હોવાની હકીકત ઇરાદાપૂર્વક છૂપાવી હતી. તેને બદલે તેણે એવું જણાવ્યું કે "વાવટો પડવાથી પોતાની સર્વ રાણીઓએ પ્રતિષ્ઠા અને શિયળના રક્ષણ માટે જૌહર કર્યાં હશે એમ માની લઇ રાણજી પોતાના સૈનિકો સાથે અલફખાનની ફોજ પાછળ પડયો અને બન્ને સૈન્યોનો પુનઃ ભેગો થતાં થયેલી ઝપાઝપીમાં તે પણ કામ આવી ગયો. એ વખતે હું પણ મારા કાર્ય પ્રસંગે રાણપુર ગયેલો હોવાથી આ ઘટનાની જાણ થતાં ચારણ તરીકેનું મારૂં કર્તવ્ય બજાવવા મેં રજપુત કટકનો સાથ કર્યો હતો અને તે સાથ સ્વર્ગના પંથે પણ પળવાનો મારો ઇરાદો હતો. પરંતુ રાણજી ગોહિલના આગ્રહથી તે જ્યારે ઘાયલ થઇને લોહીમાં તરબોળ બની જમીનપર પડયા હતા તે વખતે તેમણે આપેલો સંદેશો તેમના કુમાર મોખડાજીને પહોંચાડવા અહીં આવ્યો છું."

આટલી બનાવટ કરવામાં તેનો હેતુ હતો. ધનમેર કોળી હતો, પરંતુ તેની સૌંદર્યવતી પુત્રીનું લગ્ન રાણજી ગોહિલ સાથે થયું હતું. રાણજીએ રજપુત રાણીથી ઉત્પન્ન થયેલા પોતાના એકના એક કુમાર મોખડાજીને તે જમાનાને યોગ્ય યુદ્ધકળાની તાલીમને માટે ધનમેરની પાસે રાખ્યો હતો. ધનમેર આ મોખડાજીને પોતાના દૌહિત્ર કરતાં યે અધિક ભાવપૂર્વક રાખતો હતો; અર્થાત્ રાણજીનો પુત્ર મોખડાજી અત્યારે અહીં હતો અને ધનમેરના કોળીઓની અત્યારે આખાય સૌરાષ્ટ્રમાં હાક વાગતી હતી. આ કોળીઓનાં

બહારવટાં તેમના મૂળ પુરુષ 'કૈયાકિચક'ના સમયથી નામચીન ગણાયાં છે. તેઓ વળા અને તેની આસપાસના પ્રદેશમાં વસીને બહારવટાં ખેડતા તેમનાં સાહસોથી સોમનાથનું સુલતાની થાણું કમ્પી ઉઠતું. આજવાના સુબાને નિદ્રા પણ ન આવતી. સિંધના સીમાડા ગાજી ઉઠતા અને એમની કારમી કીકીયારીઓ ઉજ્જન તથા ધારાનગરીના ઝાંપા સુધી સંભળાતી હતી. આવા બહાદુર કોળીઓને મુસલમાનોની વિરૂદ્ધ ઉશ્કેરવામાં આવે, 'એ મુસલમાનોએ તારા જમાઇનો નાશ કર્યો છે' એમ ધનમેરને સમજાવવામાં આવે તો ધનમેર પોતાના ભાણેજ મોખડાજીને મદદ કરવા તથા પોતાના જમાઈના ખૂનનું વૈર લેવા એ મુસલમાનોનું ગુજરાત અને સૌરાષ્ટ્રમાંથી નિકંદન કાઢવાને તત્પર થાય એમ આ દુદો ગઢવી માનતો હતો અને પોતાની ગરવી ગુજરાત તથા શૂરી સૌરાષ્ટ્રની ધરણી મૂર્તિભંજક મુસલમાનોથી સ્વતંત્ર બને એવી દુદાની ઉત્કટ ઇચ્છા હતી.

પોતાના જમાઇ રાણજીની મૃત્યુકથા ધનમેર કઠણ હૈયું કરીને સાંભળી રહ્યો. અત્યારે ગોહિલ કુળની આશાના એકલસોયા અવશેષ સમો યુવાન મોખડાજી નિશ્ચળ બની ગયો હતો. તેનાં નેત્રોમાંથી આગના તણખા ઝરતા હતા. તેના વદનપર અકલ્પ્ય તટસ્થતા છવાઇ રહી હતી. ગઢવીએ પોતાની કથા પૂર્ણ કરી એટલે તે બોલ્યો:

"ગઢવી ! મારા બાપુએ ક્ષાત્રત્વના સંરક્ષણ અને એક રજપુત રાજકુમારીના રક્ષણ માટે યુદ્ધના મેદાનમાં પોતાનો પ્રાણ આપ્યો. તેમણે તો પોતાના ધર્મનું પાલન કર્યું. એટલે તેમના મૃત્યુનો શોક મને ન હોય. મારે તો તેમની આજ્ઞાનું અને મારી પ્રતિજ્ઞાનું પાલન કરવાનું છે. મોખો જીવતો છે ત્યાંસુધી એ પિતૃઆજ્ઞાનું પાલન કરવા સતત પ્રયાસ કરશે. હું દિલ્હીના સુલતાનને દીન, હીન અને હતાશ બનાવ્યા પછી જ મારા પિતાનો પિંડ સારીશ. એ મુસલમાનોને હેરાન કરવા, તેમનો નાશ કરવો, તેમની પાસે નાકે લીંટી ખેંચાવવી એ જ મારે મન મારા પિતાનું તર્પણ છે. એ જ આ ક્ષત્રિય બાળક માટે તેના પિતૃઓનું સાચું શ્રાદ્ધ છે."

"ધન્ય છે રાજકુમાર ! લીધેલાં વ્રત પરાં કરો. એમાં આખર સુધી સાથ પૂરવાને અમે તૈયાર છીએ." ધનમેરે પ્રોત્સાહન આપ્યું.

"સાચી વાત! ધનમેરભા! આપણે ઠેઠ સુધી સાથ આપવો. રાણજી ગોહિલના મોતનો હિસાબ તો જરૂર લેવો!" આખાય ડાયરામાંથી સૂર ગાજી ઉઠયાં.

એ જ સમયે એક કોળી શ્વસમસતો ત્યાં આવ્યો. તેની છાતી ધમણની માફક ઉંચીનીચી થતી હતી. તેણે હાંફતાં હાંફતાં કહ્યું: "ઠાકોર! દિલ્હીનો ખજાનો જાય છે."

સહુના કાન સરવા બન્યા. ધનમેરે પૂછ્યું: "ક્યાં જાય છે? શામાટે જાય છે?"

"સોમનાથ પાટણનો સુબો મલેક મકબુલ દિલ્હી જાય છે અને પોતાની સાથે સોરઠમાંથી એકઠી કરેલી રકમ પણ લેતો જાય છે."

"દિલ્હી શામાટે જાય છે?"

"ચોક્કસ કારણ જણાયું નથી, પણ સાંભળવા મુજબ કોઇ અમીરે સોમનાથમાં બંડ કરી તેને હાંકી કાઢ્યો છે; એટલે તે તમામ રકમ સાથે લઇને દિલ્હી જાય છે."

"હા, એ દિલ્હી જશે અને ત્યાંથી મુસલમાન ફોજ લઇને પાછો ફરશે" દુદા ચારણનો કઠોર અવાજ ધ્રુજ્યો: "એ લોકો લડશે અંદરોઅંદર, પણ ધરતી પાયમાલ થશે આપણી. બબેવાર સોમનાથ ભાંગ્યું અને ત્રીજી વાર પણ ભાંગશે."

"હા, ગઢવો સાચું કહે છે. ભાઇઓ! તૈયાર થાઓ, ચાલો એ દિલ્હી જતા ખજાનાને લૂટી લઇએ અને ખરી રીતે આપણા પરંતુ અત્યારે સુલતાનના મનાતા એ દ્રવ્યની સહાયથી તેને જ પાયમાલ કરવાને પગભર થઇએ."

આખોય ડાયરો ઊભો થઇ ગયો. કસુંબાનાં પાત્રોને દૂર હડસેલી સમશેરો મ્યાન બહાર કાઢી. ધનમેર કોળીની આંખો રક્તવર્ણીય બની ગઇ હતી. તેણે આગંતુક કોળીને પ્રશ્ન કર્યો: "કાના! મલેક કયે મારગે જાય છે?"

"એ હડાળા તરફ થઇ ભાલને વીંધી ખંભાત તરફ જવાનો છે એમ સાંભળ્યું છે."

"ત્યારે હવે મૂકો વ્હેતાં મોખડા! તુંય તૈયાર થા. તારી પ્રતિજ્ઞાપાલનનો પ્રારંભ અહીંથી જ થાય છે એમ માની લે. ગઢવી! અમે આવીએ ત્યાંસુધી તમે અહીં નિરાંતે રહો અને તમારો થાક ઉતારો."

"ના ઠાકોર! એ મુસલમાનો પ્રત્યે તમારા કરતાં મને કાંઇ ઓછું વૈર ન સમજશો. મેં રાણજી ગોહિલ પાસે પ્રતિજ્ઞા કરી છે કે હું જીવતો હોઇશ ત્યાંસુધી તેમના કુમાર મોખડાજીની પડખે રહી મુસલમાનો પ્રત્યેનું તેમનું વૈર પૂર્ણ કરવામાં મારો પણ હિસ્સો પૂરીશ."

"ભલે ત્યારે, તમે પણ ચાલો." ધનમેર બોલ્યો. થોડી વારમાં કોળીઓનું કારમું કટક તૈયાર થઇ ગયું અને એ 'રેશમ' એ 'હરણ', એ 'તાજણ', એ 'લખમી' આદિ અનગનતી સોરઠી ઘોડીઓના સવારો પોતાનાં અધીરાં બનેલાં હથિયારો સંભાળતા સજ્જ બની ગયા.

તેઓ સોમનાથથી પુષ્કળ દ્રવ્ય સાથે રવાના થયેલા મકબુલની પાછળ ચડ્યા. આગળ વધતાં હુડાળા ગામની હવામાં ધ્રૂજતી આછી રેખાઓ દૃષ્ટિએ પડી. પરંતુ ત્યાંથી ફંટાતો ખંભાત તરફ જતો માર્ગ તેમણે પકડ્યો. પવન સાથે શરત ખેલતી પાણીપંથી ઘોડીઓ જાણે હવામાં ઉડતી હોય તેમ આગળ વધતી હતી. એમ કરતાં કરતાં સ્હાંજ પડી અને સંધ્યાનાં તેજ જગત ઉપર સુવર્ણ પાથરવા લાગ્યાં તે સમયે મકબુલની છાવણીનો પડાવ તેમના જોવામાં આવ્યો.

શિકારને જોઈ સાવજની આંખો ચમકે અને તેની ફાળ લંબાય, તેમ આ કોળીઓની ઘોડીઓ પણ વેગથી ઉડવા લાગી. એમની કારમી કીકીયારીઓના પડઘા હવામાં ધ્રૂજી ઉઠ્યા અને રાત્રિના ઉતરતા અંધકારની વચ્ચે એ કોળીઓનું કટક આ ખીલજી સુબાની છાવણી પર તૂટી પડ્યું.

અચાનક આવેલી આ આફતથી ક્ષણભર તો મકબુલ તથા તેના સૈનિકો ગભરાઈ ગયા, પરંતુ તુરત જ તેઓ તૈયાર થઇ ગયા. તેમણે પણ તેમની તલવારો ખેંચી. વિજળીના ચમકારા જેવા તલવારની તાળીઓમાંથી ઝરતા અંગારના તણખા ચોતરફ વેરાવા લાગ્યા.

"રંગ છે, કોળી ઠાકોરોને! જોજો, સાપનું એક પણ બચ્ચું જીવતું ન જાય હો!" દુદા ચારણે પોતાની તલવાર ફેરવી મુસ્લીમોનાં મસ્તક વધેરતાં ગર્જના કરી; "બોલો: સોમનાથનો જય! જય અંબાભવાની! જુગજૂનાં વેર વસૂલ કરવાનાં છે. રંગ સોરઠીયાને! સોરઠીયાનાં પાછાં પગલાં ન હોય! સોમનાથની મૂર્તિ ભાંગનારાને જીવતો જવા દે એ સોરઠીઓ ન ગણાય!"

કોળીઓને પડકારતો દુદો ગઢવી પોતે પણ સમશેર સાહીને ચોતરફ ફરી વળતો હતો. એની હવામાં ફરતી સમશેર તારલીયાનાં તેજમાં ચમકતી હતી. મેઘાડંબરભર્યા આકાશમાં શોભતા સંધ્યાના તેજ સમો દુદો ગઢવી સમશેરનું તાંડવ ખેલતો રંગ પર ચડ્યો હતો.

"જંબે જંબે" કરતા કોળીઓ પણ તેની આસપાસ રણનો ખાંડવ ખેલ ખેલતા હતા. બબ્બે વખત સોમનાથની મૂર્તિના

ભંજનથી ઉપજેલાં ધર્માપમાનનાં વેર આજે હૈયામાંથી ઠલવાઈ તલવારની ધાર વાટે પ્રકટતાં હતાં. કોળીઓની કારમી રણહાક શત્રુઓના શૌર્યના જુસ્સાને દબાવી દેતી હતી.

મુસલમાનો સંખ્યામાં કોળીઓ કરતાં વધારે હતા, પરંતુ જે જુસ્સો કોળીઓમાં હતો તે આ પગારદાર સૈનિકોમાં ન હતો. કોળીઓને ખજાનો લૂંટવાથી મોટી રકમ મળવાની આશા હતી; તે સાથે બબે વખત ભગ્ન થયેલું, ખંડિત અને અપમાનિત થયેલું સોમનાથ મહાદેવનું શિવલિંગ કોળીઓની દૃષ્ટિ સમક્ષ તરવરતું હતું. એ શિવલિંગ ઉપર મહમદ ગઝનવી અને અલાઉદ્દીને કરેલા ઘા આ સોરઠી સંતાનોના હૃદયમાંથી રૂઝાયા ન હતા. એટલે એ ધાર્મિક જુસ્સાથી પ્રેરાયેલા કોળીઓ સામે મુસલમાનો ટકી શક્યા નહિ. તેમનો મોટો ભાગ કપાઇ ગયો. એ કપાઇ ગયેલાને જમીનપર લોહીમાં તરતા મૂકી બાકીના બચેલા સૈનિકો પોતાને લાગેલા જખમમાંથી પડતી લોહીની ધારથી જમીનને રંગતા ન્હાસવા લાગ્યા.

"મારો ! કાપો ! એકેયને જવા ન દેશો !" દુદા ગઢવીનો ફાટતો અવાજ ગાજ્યો અને તે મુસ્લીમ લોહીથી નીતરતી સમશેર સાથે નાસતા મુસલમાનો પાછળ ધસ્યો.

પરંતુ તેને અટકાવતો ધનમેર બોલ્યો: "ગઢવી ! હવે ખમૈયા કરો ! હવે જરી જંપો. પીઠપર ઘા કરવો શા કામનો ?"

ગઢવીની આંખોમાંથી લોહી વરસતું હતું, પરંતુ ધનમેરના અટકાવ્યાથી તેનો આવેશ ઉતરી ગયો. અકાલ વૃદ્ધત્વની રેષાઓ તેના વદનપર તરવરી ઉઠી.

કોળીઓ મુસ્લીમ છાવણીમાં ફરી વળ્યા. સોરઠમાંથી એકઠા કરેલા દ્રવ્યથી ફાટ ફાટ થતી મજબૂત પેટીઓ તેમને હાથ પડી. એ ખજાનાપર ઊભો રહીને ધનમેર વિજયના આવેશપૂર્વક બોલ્યો:

"આજથી હું દિલ્હીના સુલતાન સામે મારૂં વેર જાહેર કરૂં છું. હું મારા સ્વર્ગસ્થ જમાઇ રાણજી ગોહિલનું વેર પૂર્ણ કરવાને જ જીવીશ. મરીશ તો આ મુસલમાનોને સૌરાષ્ટ્રમાંથી હાંકી કાઢવામાં જ મારૂં મૃત્યુ થશે. જેઓ કેસરીયાં કરવાને તૈયાર હોય તેમણે જ મારો સાથ કરવો. જીવનનો મોહ હોય તેમણે ખુશીની

-સાથે મારો ત્યાગ કરી જવો, કારણકે આજથી મારૂં સ્થાન લડાઇના મેદાનમાં કે ભૂતાવળથી ઘેરાએલા શ્મશાનમાં જ છે."

"ઠાકોર ! તમારી સાથે પહેલો હું." દુદો આગળ આવી ધનમેરની બાજુમાં ઊભો રહ્યો.

"અને હું પણ તમારી સાથે જ છું," "જીવતાં ને મરતાં અમે તમારા છીએ અને તમારા જ રહીશું" એમ શત્રુના લોહીથી ખરડાયેલી ભૂમિ ઉપર ઊભેલા કોળીઓમાંથી અવાજો નીકળવા લાગ્યા.

"તો સાંભળો : આજસુધી આપણે લૂટને વહેંચી લેતા તેમ હવેથી વહેંચવામાં નહિ આવે. દરેકને તેના ખર્ચ જોગી રકમ મળશે અને બાકીની તમામ રકમનો ઉપયોગ આપણી સ્થિતિ મજબૂત બનાવવાના લડાયક કાર્યમાં કરવામાં આવશે."

એ પ્રમાણે કહી ધનમેર દુદાને સંબોધીને બોલ્યો: "ગઢવી ! આજે તમે રંગ રાખ્યો છે. મને બધા કોળીઓ ભલે તેમનો મોવડી માને, પણ અમારી બધી આગેવાની આજથી તમારી છે અને જ્યાંસુધી મુસલમાનો સાથેનો આપણો હિસાબ ન ચૂકવાય, જ્યાંસુધી સૌરાષ્ટ્રની પવિત્ર ભૂમિ પર એક પણ મુસલમાન ફરતો દેખાય, ત્યાંસુધી આપણામાંથી જે કોઇ જંપીને બેસે કે એશઆરામની ઇચ્છા કરે તેના માથે બ્રહ્મહત્યા, ગોત્રહત્યા અને ગૌહત્યાનાં પાતક છે !"

---

## પ્રકરણ ૪ થું.

### મોગલ અમીરની માગણી.

સોમનાથના સુબા મલેક મકબુલ પાસેથી મેળવેલા અઢળક દ્રવ્યનો ઉપયોગ વળાની મજબૂત કિલ્લેબંધી કરવામાં થવા લાગ્યો. આખાય સૌરાષ્ટ્રમાં વાયુવેગે વાત પ્રસરી ગઇ કે અલ્લાઉદ્દીન ખીલજીની લોખંડી સત્તા સામે કોળીઓએ બંડનો કેસરીઓ વાવટો ચડાવ્યો છે. એથી શૂરાઓ, દોઢ શૂરાઓ અને ખાટસ્વાદીઆઓ વળાના રાજમાર્ગ ઉપર ઉભરાવા લાગ્યા. એ રીતે શાહી ખજાનાની લૂંટદ્વારા થયેલી પ્રાપ્તિ પછી વળાનો ઠાકોર ધનમેર મરણીયા ખમીરથી ઉછળતી બળવાન ફોજનો સરદાર થઇ પડ્યો.

એ ફોજનો લશ્કરી ડાયરો એક રોજ જામ્યો હતો. મધ્યમાં ધનમેર તથા મોખડો બેઠા હતા. કસુંબાના ઘુંટ લેવાતા હતા. તે સમયે ડાયરાને છેડેથી એક અજાણ્યો માણસ ઊભો થઇને બોલ્યોઃ

"ઠાકોર ! અત્યારે આપ દિલ્હીના સુલતાનને હંફાવવાની જે વાતો કરી રહ્યા છો તેમાં મારી એક વાત સાંભળશો ?"

આ અજાણ્યા અને મુસલમાન જેવા દેખાતા મનુષ્યની સામે જોઈને ધનમેર સ્વસ્થ બન્યો. તેણે પૂછ્યું: "પણ તું કોણ છે ? અને કયા અધિકારથી અમારી અત્યારની ચર્ચામાં માથું મારવા આગળ આવ્યો છે ?"

"ઠાકોર ! હું આપનો શત્રુ નહિ પરંતુ મિત્ર છું અને મિત્રત્વના ભાવથી આપને એક વિનતિ કરવા ઇચ્છું છું. પરંતુ તે પહેલાં મારે આપને મારો પરિચય આપવો જોઇએ. હું એક મુસલમાન છું અને જુનાગઢથી મોગલ સરદાર અમીરેહજારી ખાનખાનાન જુડીદા સાહેબ તરફથી આપની પાસે આવ્યો છું."

"શામાટે ?" ધનમેરે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો: "દિલ્હીના સુલતાનના એક નોકર મોગલ અમીરને મારું શું કામ પડ્યું છે ?"

"ઠાકોર ! અમીર જુડીદા સાહેબ આપનો આભાર માને છે. આપે મલેક મકબુલના ખજાનાને લૂટી તેને ન્હાસી જવાની ફરજ પાડી એ પરાક્રમગાથા ખાનખાનાન સાહેબે સાંભળી છે અને તેથી તેઓ અત્યંત સંતુષ્ટ થયા છે."

"એ તો બહુ જ નવાઇની વાત. સુલતાનનો અમીર શાહી ખજાનો લૂટી લેવા માટે અમારો આભાર માને એ કેમ મનાય ?" કટાક્ષમય આશ્ચર્યપૂર્વક ધનમેર બોલ્યો.

"એમાં આશ્ચર્ય પામવા જેવું છે જ નહિ. જે સુલતાન પોતાની નિર્દોષ રૈયતનું નિરર્થક લોહી રેડે છે, દુશ્મનોના પરાજય પછી કત્લેઆમ ચલાવે છે એની ચાકરી કરવાનું મોગલ ખાનદાનના અમીર જુડીદા બિલકુલ પસંદ કરતા નથી. એટલા માટે જ તેમણે સુલતાનની રાજસત્તા સામે બંડ ઉઠાવી સોમનાથના થાણાનો કબજો લીધો છે."

ધનમેરને આ હકીકત શ્રવણ કરતાં તમામ બાબતનો ખ્યાલ આવી ગયો. એક અમીરે બંડ કર્યાનું અને તે કારણથી મલેક

અકબુલ શાહી ખજાના સાથે દિલ્હી જતો હોવાનું તેના જાણવામાં આવ્યું હતું.

જે પ્રસંગની અમે વાત કરીએ છીએ તે સમયે મોગલોનો આછો પગપેસારો સુલતાની દરબારમાં થયો હતો. દિલ્હીની કચેરીમાં એમનાં માન હતાં અને તેઓ વિશ્વાસપાત્ર મનાતા હોવાથી દિલ્હીથી દૂરનાં સ્થળોએ રાખવામાં આવતી બાદશાહી ફોજની તેમને સરદારી આપવામાં આવતી હતી. સૌરાષ્ટ્રમાં અલાઉદ્દીનનાં લશ્કરી થાણાં બે હતાં. એક લોલીયાણામાં અમીર હિસ્સામુદ્દીનનું અને બીજું જુનાગઢમાં અમીર જુડીદાનું.

કાસદનું કથન સાંભળ્યા બાદ શ્રનમેરે તેને પૂછ્યું: "વારુ, પણ તમારા અમીરે તમને અહીં માત્ર અમારો આભાર માનવાને જ મોકલ્યા નહિ હોય. બીજું કોઈ ખાસ કારણ હોવું જોઇએ."

"હાજી, આપનું અનુમાન સાચું છે. અમીર સાહેબે આપની પાસે મને વિષ્ટિ લઇને મોકલ્યો છે. તેમનું બંડ સુલતાન સામે છે. આપે પણ એ જ સુલતાન સામે બંડનો ઝંડો ચડાવ્યો છે. તો આપ બન્ને મળી જવાથી બન્નેને લાભ છે."

"હા, વાત વિચારવા જેવી ખરી. મોખડાજી!"

"શી આજ્ઞા છે મામા?" મોખડાજી બોલ્યો.

"તું જા તો, ગઢવી દુદાભાઇને બોલાવી લાવ, તે જેટલું બાહુબળ ધરાવે છે તેટલું બુદ્ધિબળ પણ તેનામાં છે. આવી બાબનમાં એ નજરપહોંચ ગઢવીની સલાહની ખાસ જરૂર છે."

મોખડાજી દુદા ગઢવીના નિવાસસ્થાન તરફ ચાલ્યો. તે સ્થળે ગઢવી ન હતો. મોખડાજીએ અન્ય સ્થળોએ તેની ગોત કરી. એમ કરતાં ગામ બહાર એક વૃક્ષ તળે એકાંતિક અવસ્થામાં બેઠેલો દુદો ગઢવી તેની દૃષ્ટિએ પડયો. મોખડાજી ધીમા પગલે તેની પાછળ જઈને ઊભો રહ્યો. તેણે ગઢવીના ખભાપર હાથ મૂકયો. ચારણે ચમકીને પાછળ જોયું. ચારણનો ચ્હેરો દૃષ્ટિએ પડતાં મોખડાજી એક ડગલું પાછળ હઠયો. આશ્ચર્યથી મૂઢ બનેલા ગોહિલ કુમારે સામાન્ય રીતે તીખા સ્વભાવના અને ઉગ્ર ભાસતા દુદા ચારણની આંખોમાં અત્યારે અવિરત આંસુની ધાર જોઇ.

ક્ષણભર મોખડાજીના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. પછી તે બોલ્યો: "ગઢવી! આ શું? આપની આંખોમાં આંસુ કેમ?"

ગઢવીએ આંસુ લૂછી નાંખ્યાં. પછી તે કઠોર છતાં કમ્પતા અવાજે બોલ્યો: "કંઇ નહિ. ઘડીભર રડવાની વૃત્તિ થઇ આવી. પણ તમે અહીં ક્યાંથી?"

"મામા તમને યાદ કરે છે."

"એમ! અત્યારે મારૂં શું કામ પડ્યું છે?"

"જુનાગઢના અમીર જુડીદાનો કાસદ આવ્યો છે. તે અગત્યની વિધિ લાવ્યો છે. તેમાં તમારી સલાહની જરૂર છે."

"વારૂ, ચાલો ત્યારે." ગઢવી ઉઠ્યો અને બન્ને જણા ગઢ તરફ ચાલ્યા. ગઢવી ડાયરામાં આવતાં ધનમેરે તેને તમામ હકીકત જણાવીને પૂછ્યું: "આમાં તમારી શી સલાહ છે?"

"પરંતુ સુલતાન સામે બંડ કરવામાં અમીર જુડીદાનો હેતુ શો છે? જો એ સોરઠનો ધણી થવા માગતો હોય તો એ કાર્યમાં આપણો સહકાર ન શોભે."

"હા, એ વાત તો સાચી." ધનમેર બોલ્યો: "કાસદ! આ પ્રશ્નનો તમારી પાસે શો ખુલાસો છે?"

કાસદ વિચારગ્રસ્ત બની ગયો. દુદો ગઢવી જાણે તેનું હૃદય વાંચવા યત્ન કરતો હોય એવી વેધક દૃષ્ટિએ તેની સામે જોઇ રહ્યો.

થોડી વારે કાસદ બોલ્યો: "અમીર જુડીદાને સોરઠના માલિક થવાની ઇચ્છા નથી. જો ધનમેર ઠાકોર! આપની ઇચ્છા હોય તો સોરઠની ધુરા આપ ધારણ કરી શકો છો."

"પરંતુ તો પછી આ બંડ કરવામાં અમીરનો હેતુ શો છે?" દુદાએ પુન: એજ પ્રશ્ન કાસદને કર્યો.

"અમીર સાહેબનો હેતુ! હા, તેમનો હેતુ દિલ્હીની ગાદી સર કરવાનો છે. તમે તેમાં જો તેમને સાથ આપો તો સોરઠ છોડી જવાનું વચન આપવાને તૈયાર છે."

દુદો ચારણ ઊંડા વિચારમાં પડી ગયો તેના ચ્હેરાપર કઠોરતા છવાઇ રહી. તેનાં નેત્રો ચમકવા લાગ્યાં. તે વિચારનિદ્રામાંથી ઝબકીને બોલ્યો: "જો મોગલ અમીર જુડીદાનો એ જ હેતુ હોય તો તેમને સહાય કરવામાં વાંધો નથી, પરંતુ તેની ખાત્રી શી રીતે થાય?"

"હા, એ પ્રશ્ન મુદ્દાનો છે." ધનમેર કાસદને ઉદ્દેશીને બોલ્યો: "અમે અમીરને મદદ કરીએ, અમીરની જીત થય, પછી તે દિલ્હીની સાથે સોરઠનો પણ કબજો રાખી લે તો પછી અમારો

અમ નિરર્થક જાય. ”

“ પરંતુ અત્યારે તો તેઓ આપને પોતાના વચન સિવાય બીજી કઇ રીતે ખાત્રી આપી શકે ? ” કાસદે સામો પ્રશ્ન કર્યો.

“ અમીરની શુદ્ધ નિષ્ઠાની પ્રતીતિ કરાવવાનો એક માર્ગ છે. ” દુદાએ કહ્યું.

“ એ માર્ગ શો છે ? ”

“ તેમણે સહુથી પહેલાં સોમનાથ પાટણનું થાણું અને તેનું બંદર તેના મૂળ માલીકને આપી દેવું. ”

“ હા, એ બરાબર છે. ગઢવી કહે છે તે પ્રમાણે તમારા અમીર અમારૂં સોરઠી જ્યોતિર્લિંગ અમને એટલે કે સોરઠના રા'ને અત્યારે જ સોંપી દેતા હોય તો અમે અમીરને છેવટસુધી સાથ આપીશું. ” ધનમેરે આનંદાવેશથી ઉચ્ચાર કર્યો.

“સોમનાથનું થાણું મજબૂતી અને સલામતીની દૃષ્ટિએ મહત્વનું છે છતાં આપની ખાત્રી કરી આપવાને માટે અમીર જુદીહા તરફથી હું આપને વચન આપું છું કે આપના એ પૂજ્ય દેવનું મંદિર અને બંદર જ નહિ પરંતુ એ પાટણ ગામ અને તેના ઉપરનો તમામ અધિકાર તેના મૂળ માલિક વંથળીના ચુડાસમા રા'ને સોંપી દેવામાં આવશે.”

“ જો તમારા અમીર પોતાનું એ વચન પાળશે તો બીજો કોઇ નહિ આવે તોપણ આ દુદો ચારણ તો તમારા અમીરની પડખે ઊભો રહીને લડશે અને મરશે.”

તે ક્ષણભર ચૂપ રહ્યો. પછી તેનો કમ્પતો અવાજ ધીમે ધીમે નીકળવા લાગ્યો : “ હા, આજસુધીમાં મારા હાથે અનેક દુષ્કૃત્યો થયાં હશે-થયાં છે, તથાપિ ભગવાન્ સોમનાથ મહાદેવના જીર્ણોદ્ધારના કાર્યમાં હું કોઇ પણ રીતે મારો હિસ્સો આપી શકું તો—”

“ સોમનાથ મહાદેવનો જીર્ણોદ્ધાર ? ” ધનમેરને પણ આનંદનો આવેશ આવ્યો: “ એ કાર્યમાં આપણી પાસે લૂટેલા ખજાનાનું જે કાંઇ દ્રવ્ય છે તે તમામ વાપરી નાંખોને. સોમનાથ દાદાનો જીર્ણોદ્ધાર આપણા જેવાનાં ભાગ્યમાં કયાંથી ? ” પછી તે કાસદ તરફ ફરીને બોલ્યો: “ વારૂ, તારો અમીર તેં આપેલો કોલ પાળશે

તો અમને પણ અમારા દુદાભાઇનો બોલ કબૂલ છે. સોમનાથ ભગવાનના દેવાલયનો જીર્ણોદ્ધાર કરવાની પણ અમારી ઇચ્છા હોવાથી અમે થોડા સમયમાં જ એ તરફ યાત્રાએ આવવાને નીકળીશું. આ સમાચાર તારા અમીરને તું આપજે."

"તો પછી તેમાં ઢીલ શા માટે કરવી?" કાસદ બોલ્યો: "મલેક મકબુલ દિલ્હી તરફ ગયો છે. તે સુલતાનને ચડાવી ફોજ લઇને આવ્યા વગર રહેવાનો નથી, એટલે તમો સર્વ મારી સાથે જ યાત્રાએ પધારો. અમીર સાહેબની મુલાકાત અને યાત્રા બન્ને થશે અને આપણે શો માર્ગ લેવો તેનો નિર્ણય પણ થશે."

"મને પણ એ ઠીક લાગે છે." ગઢવીએ અનુમોદન આપ્યું.

"ભલે ત્યારે, અહીંનો બરાબર બંદોબસ્ત કરીને આજે રાત્રે જ આપણે નીકળીએ." ધનમેરે તેજ રોજ નીકળવાનો નિર્ણય જાહેર કર્યો.

## પ્રકરણ ૫ મું.

### અમીર જુડીદા.

ઉપરકોટના બાદશાહી કિલ્લાના એક ખંડમાં અત્યારે મોગલ અમીરેહજારી ખાનખાનાન અમીર જુડીદા ઉતાવળું પરિભ્રમણ કરતો હતો. તેણે બંડ કર્યું તો ખરૂં, પરંતુ કેટલી અચોક્કસ બાબતો ઉપર વધારે પડતો વિશ્વાસ રાખીને આ ઝંડો ઉઠાવ્યો છે એમ તેને લાગતું હતું. સૌરાષ્ટ્રના રજપુત રાજાઓને તેણે મોકલેલી વિષ્ટિના પ્રત્યુત્તર કયારનાય આવવા જોઇતા હતા, પરંતુ હજીસુધી કોઇ તરફથી જવાબ ફરી વળ્યો ન હતો, અને જેમ જેમ સમય વિતતો હતો તેમ તેમ મલેક મકબુલ દિલ્હીની નજીક પહોંચતો હતો.

અત્યારે તેનું ચિત્ત વિચારને ચકડોળે ચડયું હતું. ક્ષણમાં પ્રફુલ્લિત અને ક્ષણમાં નિરાશ દેખાતી તેની મુખરેખાઓની પાછળ તેની અન્યને અગમ્ય મનોમીમાંસા તેના હૈયામાં શકયાશકયતાનાં પક્ષાંમાં જોખાતી હિલોળે ચડી હતી.

તે સમયે એક મનુષ્ય અંદર આવ્યો. તેણે કુર્નિશ બજાવીને કહ્યું: "હજુર! આજમખાન આવ્યા છે."

"આજમખાન આવ્યા ? જા, તેને અંદર મોકલ."

માણસ ગયો. અમીર જુડીદા મનોગત બડબડ્યો: "જોઇએ, એ કોળીઓનો ઠાકરડો શું કહે છે ?"

ધનમેરની પાસે વિષ્ટિ માટે ગયેલો કાસદ—આજમખાન અંદર આવ્યો અને કુર્નિશ બજાવીને ઊભો રહ્યો. અધીરાઈપૂર્વક અમીરે તેને પુછ્યું: "કેમ ધનમેરના શા સમાચાર છે ?"

"હજુર ! સમાચાર સારા છે. પરંતુ મૂલ્ય મોઘું છે."

"એટલે ?"

"મૂલ્યમાં સોમનાથ પાટણના બંદર અને ગામ ઉપરની તમામ પ્રકારની હકુમત"

ક્ષણભર મોગલ અમીર લાંબી દાઢી પસવારતો વિચારગ્રસ્ત બની ગયો સોમનાથનું અજોડ અને અભંગ લશ્કરી થાણું ! આ વાત તેને શેત્રંજની રમતમાં અચોક્કસ લાગતી જીતના લોભમાં પહેલા દાવમાં જ વઝીરનો ભોગ આપવા જેવી લાગી; આખરે એના ચ્હેરાપર રહસ્યપૂર્ણ સ્મિત વિલસી રહ્યું.

"વારુ, તેં શો જવાબ આપ્યો ?" તેણે પ્રશ્ન કર્યો.

"બીજો જવાબ શો હોય ? એ જ કે વંથળીના ચુડાસમાને એ સુપ્રત કરવું. અત્યારે એમ કરવામાં આપણને કશું નુકસાન છે નહિ અને પાછળથી તેઓ છે ને આપણે છીએ."

"એ કોળીએ બીજું કાંઇ કહેરાવ્યું છે ?"

"અરે કહેરાવવાને બદલે હરખઘેલો બનીને તે પોતે જ આ તરફ આવ્યો છે. એ નીકળ્યો છે સોમનાથની યાત્રાએ વચ્ચે આપને મળવા મારી સાથે અહીં આવ્યો છે."

"એમ ! એ તેં ઠીક કર્યું. અહીં તેની સરભરા બરાબર થાય એવી ગોઠવણ કરી છે ને ? ઠીક, એ ભોજનકાર્યથી પરવારે એટલે તું તેને મારી પાસે લાવજે."

"બહુ સારૂં, હું રજા લઉં છું અને તેની સરભરામાં હાજર થાઉં છું."

ધનમેર અહીં આવેલો હોવાના સમાચારથી જુડીદાને બહુજ આનંદ થયો હતો, કારણકે તેણે મલેક મકબૂલનો પરાભવ કરી તેની સાથેનો ખજાનો લૂટી લીધાની તથા તેની સાથે મોખડા ગોહિલ અને એક દુદા ચારણ જેવા વીર અને મરણીયા હિન્દુઓ

હોવાની બાતમી અમીરને મળી હતી. એટલે પોતાનો હેતુ સિદ્ધ કરવામાં આ ધનમેર મહત્ત્વનું સાધન થઈ પડશે એમ તેને લાગતું હતું. હવે ધનમેર મળવાને આવે ત્યારે તેની સાથે કેવી રીતે વાતો કરવી એ વિચારમાં તે ગરકાવ બની ગયો.

મધ્યાન્હ પછી આજમખાન ધનમેરને લઈને અમીર જુડીદા પાસે આવ્યો. સૃષ્ટિની ઉત્પત્તિ કરતાં યે પુરાણા મિત્રોનો જાણે દીર્ઘ કાળના વિયોગ પછી અત્યારે અચાનક ભેટો થતો હોય એવા ભાવપૂર્વક જુડીદાએ ધનમેરનું સ્વાગત કર્યું. તેના સર્વ કુટુમ્બી જનોના કુશળ સમાચાર પૂછ્યા. વૃદ્ધાવસ્થાને કારણે ધનમેરની બાહ્યતઃ સ્હેજ નબળી દેખાતી દેહયષ્ટિ માટે દિલગીરી દર્શાવી. જુવાનીનું જોમ પુનઃ પ્રાપ્ત કરવા માટે અનેક દવાઓની આગ્રહભરી ભલામણ કરી એ દવાઓથી જુદે જુદે કાળે અને સ્થળે અનેક મનુષ્યોને થયેલા અપૂર્વ લાભનું રસભરિત વર્ણન કર્યું. ધનમેર પણ આ મોગલાઈ પરોણાગતના પૂરમાં તણાયો. અમીર જુડીદા બીજા મુસલમાનો કરતાં તેને ઘણો જ સારો માણસ લાગ્યો.

એ લાંબો પ્રસ્તાવ પૂરો થયા પછી વિષ્ટિની વાતનો પ્રારંભ થયોઃ જુડીદાએ કાસદે આપેલા કોલનું અક્ષરશઃ પાલન કરવાના કસમ ખાધા, એટલું જ નહિ પણ તે એક પગલું આગળ વધ્યોઃ તેણે સોમનાથ મહાદેવના જીર્ણોદ્ધારના કાર્યમાં પોતાના તરફથી પણ અમુક હિસ્સો આપવા તથા ત્યાં હાજરી આપવાની ઇચ્છા જાહેર કરી. ભેળો ઠાકોર સાકરના પૂરમાં તણાયો ! તેણે પણ વંથળી, ઢાંક, વગેરેના સત્તાધીશોને સમજાવી તેમને પણ અમીરના પક્ષમાં લાવવાનો યત્ન કરવાનું સ્વીકાર્યું.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ધનમેરનો પ્રયત્ન.

ધનમેર પોતાના સાથીઓ સાથે એક દિવસ અમીર જુડીદાના સ્વાગતનો લાભ લઇ સોમનાથ તરફ જવાને રવાના થયો.

માર્ગમાં એક દિવસના તમ મધ્યાન્હે વંથળીના ગઢની ઉંચી

દિવાલો તેની દૃષ્ટિએ પડી. તેને વિચાર આવ્યો કે અહીં ચુડાસમા રા’ની મુલાકાત લઈ તેને સમજાવવાના પ્રયત્નનો પ્રારંભ કરવો.

સોરઠી શૌર્યની સાક્ષાત્ મૂર્તિસમા સમરજીત વીર ખેંગારની ઉજમાળી ગાદી અને ભવ્ય સાહસોનો વારસ આ સમયે ચુડાસમો રા’મહિપાળ હતો.

મહમદ ગઝનવીની ધર્માંધ મૂર્તિભંજકતાથી પહેલી વાર ખંડિત થયેલા સોમનાથ મહાદેવ અને ભગ્ન થયેલા દેવાલયના જીર્ણોદ્ધાર ભીમદેવ સોલંકી અને કુમારપાલ સોલંકીના સમયમાં થયા હતા. ત્યારબાદ અલાઉદ્દીનના સરદાર નસરતખાને સોમનાથ મહાદેવ પર બીજી ચડાઇ કરી. આ રાં'મહિપાળે યુવરાજપદે રહીને સંગ્રામો ખેલ્યા હતા. તેમાં તે વિજય મેળવી શક્યો નહિ તોપણ તેણે વંથળીને હસ્તગત કરી ત્યાં પોતાની રાજસત્તાની પુનઃ સ્થાપના કરી. અત્યારે તે સમયની રાહ જોતો શાંતિથી કાળ નિર્ગમન કરતો હતો.

ધનમેર કોળીની પ્રસિદ્ધિ સર્વત્ર હોવાથી તે વંથળીમાં આવતાં મહિપાળે તેનું યોગ્ય સન્માન કર્યું. પરસ્પર કસુંબાની આપલે થઈ. ત્યારબાદ મહિપાળ બોલ્યો: “ધનમેર ઠાકોર! તમારાં પરાક્રમોની ગાથા તો અમે અનેક વાર સાંભળી છે, પરંતુ તમારાં દર્શન આજે થયાં. તમારા જેવા વીર પુરૂષને મળવાથી મને અત્યંત આનંદ થયો છે. કહો, તમે શી ઇચ્છાથી મારૂં આંગણું પાવન કર્યું છે?”

“સોરઠના શાહ! ગિરના પાદશાહ! સોમનાથ મહાદેવની યાત્રાએ જતાં અમુક વિશિષ્ટ હેતુથી હું આપની પાસે આવ્યો છું. મેં અત્યારે દિલ્હીના રક્તપિપાસુ સુલતાન અલ્લાઉદ્દીન સામે બંડનો નેજો ચડાવ્યો છે. તેમાં આપની સહાયની જરૂર છે.”

“દિલ્હીના સુલતાન સામે બંડ! પણ તેનું કાંઇ કારણ?” મહિપાળે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

“ખાસ અંગત કારણ કશું નથી, પરંતુ આ સરવો સોરઠ દેશ ઋષિમુનિઓ, યોગીઓ અને હિન્દુઓ માટે જ સરજાયો છે. એના ડુંગરે ડુંગરે તીર્થો છે. એના ગામડે ગામડે સતીઓના થાપા અને શૂરાઓના પાળીઆ છે. એની નદીયે નદીમાં અમી વહે છે. એના પત્થરે પત્થરમાં દૈવી જીવન વિલસે છે. એવી આપણી પવિત્ર ભૂમિપર મુસલમાનો માલિક સમા સત્તાધીશ થઇને ફરે, જંગલમાં મોર ટહુકે ત્યારે ગામોમાં એ મુલ્લાંઓની બાંગ ગાજે, એ મારાથી

સહન નથી થતું. આપણા વડવાઓએ આ ભૂમિ સાચવી, સ્વતંત્રતા જાળવી રાખી, અનેકવાર હાર્યા છતાં પરાધીનતા ન સ્વીકારી, તે શું આપણે અત્યારે ગુમાવી દેવી? ના, મેં તો પણ લીધું છે કે મારા દેહમાં પ્રાણ હોય ત્યાંસુધી મુસલમાનો આ ભૂમિ પર ભાઈ થઇને ભલે ફરે; પણ માલિક બનીને તો નહિ જ. એટલા ખાતર મેં બંડ ઉઠાવ્યું છે. શું તેમાં તમે મને સાથ નહિ દો?"

"ઠાકોર! દિલ્હીના સુલતાનનું બળ કેટલું છે તે જાણો છો?" મહિપાળ બોલ્યો.

એ સાંભળીને દુદો ગઢવી ટટ્ટાર બન્યો. તેનો અવાજ ગાજ્યો: "સુલતાનનું બળ! તેમનું બળ જોવું અને આપણું બિરદ ખોવું? મારા રા'! તમારા પૂર્વજોનું સ્મરણ કરો. વીર ખેંગાર અને સતી રાણકના પ્રતાપી આત્માઓ પોતાના સોરઠને નિર્બળ બનતો જોઇને આંસુ સારે છે. મહિપાળદેવ! પાટણનો સોલંકી ભીમદેવ કાંઈ મહમદ ગઝનવીનું બળ માપવા નહોતો રહ્યો. જ્યાં દેશની પ્રતિષ્ઠાનો પ્રશ્ન હોય, વીર નારીઓની શિયળરક્ષાનો વિચાર હોય અને ધર્મભ્રંશના બનાવો દિન ઉગે સંભળાતા હોય ત્યાં શત્રુઓના બળનો વિચાર શૂરાઓને ન શોભે. આપના પૂર્વજોએ તો વીરતાના આદર્શો રચ્યા છે. એમના પરાક્રમપથ ઉપરનાં પરદેશીઓનાં લોહી હજુ સુકાયાં પણ નથી. એટલે અત્યારના પ્રસંગમાં આપે તો આગેવાની લેવી જોઇએ. આપના શૌર્યની છાયા નીચે સોરઠ અભય થઇને ઊભશે. જો આપની આગેવાની જાહેર થાય તો સૌરાષ્ટ્રના ખૂણે ખાંચેથી સતીઓનાં કેસરભીનાં તિલકોથી ઓપતા વીર પુરુષો કેસરીયા વાઘા સજી, જીવનની માયા ઉતારીને રણાંગણમાં આગળ આવશે, પરંતુ............"

દુદા ચારણનો આવેશ તેની આંખોમાં સળગીને બુઝાઇ જતો લાગ્યો. તે નિરાશાના સૂરથી બોલ્યો:

"પણ જ્યાં આખી દુનિયા વ્હેંતીયા જેવી બની ગઇ છે ત્યાં આપનો દોષ શો કાઢવો? જ્યારથી મુસલમાનોએ આ ભૂમિને પતિત કરી છે ત્યારથી તેનું બધુંય પતિત બની ગયું છે. હવે આપણા પુર્વજોનું પુણ્ય પરવાર્યું અને આપણા પરભવનું પાપ ઉખળ્યું છે. નહિતો આ વીરકેસરી ચૂડાસમા રા'ના મુખમાંથી આવા શબ્દો નીકળે ખરા? આજે ખરા રજપુતો નથી રહ્યા. રા' નવઘણ ને રા'

એંગારનાં નામ માત્ર રહ્યાં છે. ભીમદેવ સોલંકીની ગાથા સાંભળીને સંતોષ માનવાનો રહ્યો. કાળક્રમે એય ભુંસાઇ જશે અને વિદેશીઓની દયાપર વિલાસી જીવન ગુજારનારા હતવીર્ય વ્હેંતીયા રાજવીઓ જ નજરે પડશે! હર હર!!"

દુદા ગઢવીના આ તલસ્પર્શી ઉપાલંભની મહિપાળ ઉપર યથાયોગ્ય અસર થઈ. તે ગંભીરપણે બોલ્યો: "તમારો શબ્દેશબ્દ હું સમજું છું અને તેનો સ્વીકાર કરૂં છું. મેં પણ મારા પિતાની મૃત્યુશય્યાપર સોમનાથના જીર્ણોદ્ધારની પ્રતિજ્ઞા કરી છે, પરંતુ તે માટે તક જોવી જોઇએ ને?"

"તક!" ધનમેર બોલી ઉઠયો: "મહિપાળદેવ! તક જોઈતી હોય તો અત્યારે જ છે. 'ઘર ફીટયે ઘર જાય' એ કહેવત અત્યારે ખરી ઠરે છે. મુસલમાનો અંદર અંદર લડી રહ્યા છે. અમીર જુડીદાએ સુલતાન સામે બંડ ઉઠાવ્યું છે. આપણે તેનો પક્ષ લઇએ અને ખીલજીની સત્તાને સોરઠમાંથી નાબુદ કરી દઇએ."

"પણ તો પછી એ મોગલ અમીર જુડીદા આપણો અધીશ બનશે. એથી શો લાભ?" મહિપાળે કહ્યું.

"ના, અમીરને સોરઠપર સત્તા સ્થાપવાની જરીયે ઇચ્છા નથી. તેની મહત્ત્વાકાંક્ષા તો દિલ્હીના અધીશ થવાની છે." દુદા ગઢવીએ ખુલાસો કર્યો.

"પણ તે પોતાનું વચન પાળશે અને સોરઠ આપણને સોંપીને ચાલ્યો જશે એની કાંઇ બાંહેધરી છે?" મહિપાળે પ્રશ્ન કર્યો.

"બાંહેધરીમાં એ અત્યારે જ સોમનાથનું થાણું આપણને સોંપી દે છે, અને પાછળથી કદાચ દગો કરશે તો જોઇ લેવાશે." દુદો ચારણ આવેશપૂર્વક બોલ્યો: "આપની પ્રતિજ્ઞા પૂર્ણ થાય છે. ધનમેર ઠાકોરની પ્રતિજ્ઞા પૂર્ણ થાય છે. સોરઠ સ્વતંત્ર બને છે. ખીલજીનો લોહી નીતરતો વાવટો ધૂળમાં રગદોળાય છે. માટે એ સંયોગોમાં આપણે આપણો લાભ શા સારૂ ચૂકવો?"

"વારૂ, ત્યારે આ યોજનામાં મારી પણ સંમતિ છે. પરંતુ આપણી સેના એકત્ર થાય તેનો સેનાનાયક કોને નિમવાનો નિર્ધાર કર્યો છે?" મહિપાળે પૂછ્યું.

"સોરઠી સેનાનો નાયક તો સોરઠનો શિરતાજ જ હોય. આપ

છો એટલે અમારે એ વિષયમાં ચિંતા કરવાની ન જ હોય." ધનમેરે ઉચ્ચાર કર્યો.

"બહુ સારૂં, આજે સ્હાંજે આપણે પુનઃ મળીશું. તે દરમ્યાન હું મારા કારભારી સાથે ચર્ચા કરી લઈશ, અને છેવટની યોજના આપણે સ્હાંજે નક્કી કરીશું."

## પ્રકરણ ૭ મું.

### સોમનાથના ભગવા ઝુંડા નીચે.

સમુદ્ર નિત્ય નિત્ય જેને પૂજતો ગર્જે છે એવા ભગવાન સોમનાથના શિવાલયના ચોકમાં અત્યારે સોરઠી શૂરાઓ એકત્ર થયા હતા. સર્વનાં વદન પર એક પ્રકારનો અપૂર્વ ઉત્સાહ સ્ફુરેલો દેખાતો હતો.

સંવત ૧૦૮૦ માં મહમદ ગઝનવીએ સોમનાથના જ્યોતિર્લિંગને ભ્રષ્ટ કર્યું હતું. એ મહમદ ગઝનવી અને તેના સૈનિકોને હાંકી કાઢીને ભીમદેવ સોલંકીએ સોમનાથ મહાદેવના ખંડિત થયેલા પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરેલો. ત્યારબાદ મહારાજા કુમારપાળના ઉદાર જૈન ગુરૂ હેમાચાર્યે એ જીર્ણોદ્ધાર પર સુવર્ણ કળશ ચડાવ્યો, પરંતુ ત્યારબાદ કાકાનું ખૂન કરનાર અલાઉદ્દીનના ભાઇ અલફખાન તથા તેના સિપેહસાલાર નસરતખાને સંવત ૧૩૬૧ માં સોમનાથના મંદિરને પુનઃ ભ્રષ્ટ કર્યું: તે સમયે વંથળીના રા' મંડલિકે સામનો કરેલો, પરંતુ તેનો પરાજય થયો. તેણે સોમનાથના જીર્ણોદ્ધારની પ્રતિજ્ઞા લીધેલી, પણ એ અપૂર્ણ રહી. તેના પૌત્ર મહિપાળદેવને એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવનો પ્રસંગ લાધ્યો. ધનમેર ઠાકોરના ઉત્તેજન અને સહાયથી પોતાના વડિલની એ પ્રતિજ્ઞાનું પાલન કરવા તે શક્તિમાન થયો.

આજે જીર્ણોદ્ધારનું ખાતમુહૂર્ત હતું. મંદિરના વિશાળ ચોકમાં સોરઠની શૌર્યમૂર્તિઓ આ ઈશ્વરોત્સવમાં ભાગ લેવા એકત્ર થઇ હતી. એ સોરઠના સિંહ સંતાનોમાં સહુથી આગળ ઘુમલીનો જેઠવો વિક્રમાજીત હતો. તેનાથી થોડે દૂર ઢાંકનો કાઠી દરબાર અમરો પટગીર પોતાની દાઢીના ઘેરાવદાર વાળને હાથથી પસવારતો બેઠો

હતો. એક નાયકના મુજરામાં થયેલી મશ્કરીએ ભયંકર સ્વરૂપ લેતાં, સિંધના સુમરા રાજવીને રામરામ કરી, પવારની જૂની જન્મભૂમિનો ત્યાગ કરી પોતાના કાઠી સરદારોને લઈને નીકળેલા આ અમરા પટગીરે ઢાંકમાં કાઠી ડાયરાની જમાવટ કરી હતી.

લીંબડીનો *ઝલો રાણાજી પણ આ ઉત્સવમાં ભાગ લેવા અને મહિપાળદેવને સાથ દેવા હાજર થઇ ગયો હતો.

એ રીતે અનેક તેજસ્વી તારામંડળ અને નક્ષત્રોથી તેજઃપૂર્ણ બનેલી સોરઠી શૌર્યગંગા આજે જાણે સોમનાથ ભગવાનને પોતાની શ્રદ્ધાના જળથી સ્નાન કરાવવા અત્ર ઉતરી હોય એમ લાગતું હતું.

આ એકત્ર થયેલા સોરઠી શૂરાઓના મંડળમાં રા' મહિપાળે સૌરાષ્ટ્રની સ્વાધીનતને માટે એક તંત્રે બંધાઇને માથું ઉંચકવાની વાત મૂકીઃ-

"સૌરાષ્ટ્રના શૂરાઓ! આપણો દેશ આજે મુસલમાનોના દાસત્વને ધારણ કરી રહ્યો છે. તેઓ આપણાં દેવસ્થાનોને ભ્રષ્ટ કરી શકે છે. દિલ્હીનો મદોન્મત્ત સુલ્તાન એવી ભ્રમણામાં છે કે આપણું ખમીર સૂકાઇ ગયું છે, પરંતુ આપણે તેને હવે બતાવી આપીએ કે ચાવડા, ચુડાસમા, ઝાલા અને સોરઠનાં બીજાં ક્ષત્રિયકુળોએ કંકણ પહેર્યાં નથી. તેમની સમશેરો સાબૂત છે. રંડાતી રજપુતાઇના લોહી ઝરતા સ્મશાનમાં કાળભૈરવ સમો મૃત્યુ નાચ ખેલતા એ સુલ્તાનને બતાવી દો કે સોરઠની રજપુતાઇ વિધવા નથી થઇ. સોરઠમાં સમશેર છે અને એ સમશેર વાપરવાની તથા સામાના ઘા ઝીલવાની કળા અને ધૈર્ય પણ છે."

એ પ્રમાણે આવેશપૂર્વક બોલતાં રા' મહિપાળે સોમનાથનો ભગવો ઝુંડો ઉપાડીને ગર્જના કરી કે "હું ભગવાન સોમનાથનો આ ભગવો ઝુંડો યુદ્ધક્ષેત્રના મોરચાપર સુલ્તાનના ચાંદ સામે

---

* ઝાલા કુળનો મૂળ પુરૂષ હરપાળ મકવાણો કરણદેવ વાઘેલાના સમયમાં ગુજરાતમાં આવેલો હોવાની માનિનતા છે, પરંતુ ઈતિહાસ કહે છે કે તે સિદ્ધરાજના દાનેશ્વરી પિતા કરણદેવના સમયમાં અણહીલપુર પાટણમાં આવેલો. તેણે બાબરા ભૂતને વશ કરી, પ્રતાપ સોલંકીની કુંવરી શક્તિદેવી સાથે લગ્ન કરી, પાટડીમાં ગાદી સ્થાપી. એ હરપાળ મકવાણાથી ઝાલા વંશનો જન્મ થયો. તેનો એક વંશજ રાણાજી ઝાલો અત્યારે લીંબડીમાં અધિકાર ભોગવતો હતો.

રોપવાનો નિશ્ચય જાહેર કરૂં છું. આ ધર્મયુદ્ધમાં, દેશયુદ્ધમાં, આત્માભિમાન અને દેશાભિમાનથી પ્રેરિત ભયંકર રણયજ્ઞમાં જે ભાગ લેવા ઇચ્છતા હોય તે આ ઝંડા નીચે એકત્ર થાય. તમારી માતૃભૂમિ, તમારી જાતિ અને તમારી કુલાંગનાઓની પ્રતિષ્ઠા માટે, તમારા પિતરોના પુણ્ય સંતોષ માટે તમારાં તીર્થક્ષેત્રોના રક્ષણને માટે તમારી તાતી તલ્વારોને મ્યાનથી મુક્ત કરો. સહુ પોતપોતાના રક્તથી રંગાયેલી પ્રતિજ્ઞા લ્યો કે જ્યાંસુધી આ સરવા સોરઠ દેશપર એક પણ મુસલમાન ઘૂમતો દૃષ્ટિએ પડશે ત્યાંસુધી આ રક્તપ્યાસી સમશેર સાફ નહિ થાય, મ્યાનમાં પાછી નહિ જાય."

એટલું કહીને રા' મહિપાળે ચોતરફ દૃષ્ટિ ફેરવી. જાણે અત્યારે જ તે પોતાનાં નેત્રોમાંથી પ્રકટતી જ્વાળામાં મુસલમાનોને ભસ્મીભૂત કરવા માગતો હોય એવા ગૌરવપૂર્ણ ભાવથી તે જોઈ રહ્યો.

"મહિપાળદેવ!" રાણાજી ઝાલો ગંભીર સ્વરે બોલ્યો: "અમે તમારા આમંત્રણથી આ ધર્મકાર્યમાં સાથ આપવાને અહીં આવ્યા છીએ. એ સાથ છેવટપર્યંત આપવો એવી મારા પિતરોના શપથ સાથે મારી પ્રતિજ્ઞા છે."

અમરો પટગીર બોલ્યો: "અમે તો આ દેશમાં નવા સવા આવીને વસ્યા છીએ. તમારી નજરે પરદેશી ગણાતા હોઇશું, પરંતુ આ દેશને અમે અમારો માન્યો છે. આ દેશનો ધર્મ તે અમારો ધર્મ માનીએ છીએ, એટલે હું તથા મારા બે હજાર કાઠી પટાવતો આ ધર્મ યુદ્ધમાં તમારી પડખે ઊભા રહીશું. સોરઠના સંતાનોની સ્પર્ધામાં અમે પણ ઓછા ઉતરીશું નહિ. તમે તમારા પૂર્વજોની પ્રતિષ્ઠાને માટે લડો છો, અમે અમારા વંશજોના સન્માનને માટે લડીશું. તમે તમારૂં પિતૃઋણ ઉતારશો, અમે અમારૂં આભાર ઋણ ઉતારીશું. તમારાં પરાક્રમોથી તમારા પૂર્વજો રાચશે, અમારાં કાર્યોથી અમારા વંશજોને ગૌરવ મળશે. ભૂતકાળ અને ભવિષ્યકાળના સંગમસ્થાન આ સોમનાથના દરબારમાં હું કાઠીઓનો સરદાર અમરો પટગીર અમારા કુળદેવ સૂર્યનારાયણની સાક્ષીએ જાહેર કરૂં છું કે અમારા ને તમારા સ્વાર્થ જુદા નથી. અમારો ને તમારો ધર્મ જુદો નથી. અમારા ને તમારા ઇતિહાસો જુદા જુદા આલેખાશે નહિ. ચુડાસમા, ચાવડા, ઝાલા, અને જેઠવાની હરોળમાં ઊભા રહીને કાઠીનાં સૂર્યસંતાનો પોતાની

નવી અને સ્વીકૃત માતૃભૂમિના ભાવી ગૌરવને માટે લોહીની નદીઓ વહેવરાવવામાં લગીરે પાછાં પગલાં ભરશે નહિ."

"સાબાશ ! કાઠી દરબાર ! સાબાશ છે તને, ધન્ય છે તારી જનેતાને !" દુદો ચારણ બોલ્યો: "ધન્ય છે સોરઠના પુત્રોને ! મેં અનેક સ્થળે આપણી રજપુતાઇને ઘણી વિહોણી, વૈધવ્ય પાળતી, નિષ્પ્રાણ હાલતમાં જોઈ છે, પરંતુ સોરઠમાં તો આજે એ વૈધવ્યના કાળા પછેડા ઉતરતા હું જોઉં છું. રજપુત કુળના ગૌરવને માટે ફના થનાર રાણપુરના રાણજી ગોહિલને મેં જોયો, સુલતાન સામે પહેલું બંડ ઉઠાવનાર ધનમેર ઠાકોરના શૌર્યને મેં મારી નજરે નિરખ્યું અને આજે આ પુણ્યભૂમિના પરાક્રમી પુત્રોને પણ હું જોઉં છું. આજે મારી નિરાશા દૂર થાય છે. આજે હું પુનઃ મનુષ્યત્વને પ્રાપ્ત કરૂં છું. હું ચારણ છું, પરંતુ ચારણના હાથ પણ જંગમાં જરીયે નહિ ધ્રૂજે તેની ખાત્રી આપું છું. હવે તૈયાર થાઓ અને સોમનાથના ભગવા ઝુંડા નીચે રહીને સોરઠને સ્વાધીન બનાવો: મુસલમાનોનો પરાજય કરો ! જ્યારે એ મૂર્તિભંજકો અને ગૌ, બાલ, સ્ત્રીઓ તથા એવાં અનેક નિર્દોષોના રક્તથી ખરડાયેલા મતિમંદો આ દેશનો સદાને માટે ત્યાગ કરશે, જ્યારે ભય અને ત્રાસથી મુક્ત બનેલો આ દેશ સ્વતંત્ર શ્વાસ લઇ શકશે, ત્યારે તમારા એ પુણ્યબળના સાહસને સ્વર્ગની અપ્સરાઓ કલ્પવૃક્ષનાં મનોરમ પુષ્પોથી અભિનંદશે: તમારા પૂર્વજો તૃપ્ત થશે. હવે તમે તમારા સૈન્યને એકત્ર કરો અને તમારી એ એકત્ર સેનાના મુખ્ય સેનાનાયકની પસંદગી કરો."

"એમાં પસંદગી કરવા જેવું શું છે ?" રાણાજી ઝાલાએ કહ્યું: "મોવડી નિમો રા'મહિપાળને. મોખરે રહેશે ધનમેર ઠાકોર, કારણકે એમણે પહેલું બંડ ઉઠાવ્યું હતું. ડાબે પડખે કાઠી દરબાર અને જમણે પડખે હું રહીશ."

"એ બરાબર છે." દુદો બોલ્યો: "ત્યારે હવે સહુ પોતપોતાના રાજ્યમાં સંદેશા મોકલી ફોજને એકઠી કરો."

"પરંતુ એક વાત કહેવાની રહી ગઈ. આપણે ઠેઠ દિલ્હી સુધી પહોંચી તેનું તખ્ત અમીર જુડીદાને અપાવવાનું છે એ ભૂલવું જોઇએ નહિ, કેમકે એ શરતે જ તેણે સોમનાથનું થાણું આપણને સુપ્રત કર્યું છે." મહિપાળે જણાવ્યું.

"એમાં અમને કશોય વાંધો નથી. અમારે તો સૌરાષ્ટ્રમાંથી મુસલમાનોનાં પગલાં ટળે એટલું જ જોઇએ છે. બોલો સોમનાથ દેવનો જય!" રાણાજીએ ગર્જના કરી, અને તે જ ક્ષણે સોમનાથ દેવની જયગર્જનાના પડઘા સમુદ્રનાં ઉછળતાં તરંગો સાથે અથડાયા.

સોમનાથના એ પ્રસિદ્ધ જીર્ણોદ્ધારમાં સોરઠની સ્વાધીનતાના જંગનો આરંભ થયો.

## પ્રકરણ ૮ મું.

### સોરઠી સેના.

સોરઠી સેનાએ બંડનો મરણીઓ નેજો ચડાવ્યો અને અનેક ખાટસ્વાદીયાઓ એમાં ભાગ લેવાને દેશને ખૂણેખાંચરેથી પણ એકત્ર થઇ ગયા. નિરંતર મેરામણ જેને મોતીની છાલકે વધાવે છે એવા ભગવાન સોમનાથના પતિતપાવન તીર્થધામમાં સોરઠી શૌર્ય-નદીનાં પૂર હિલોળે ચડ્યાં.

ઢાંકનો કાઠી, ઘુમલીનો જેઠવો, લીંબડીનો ઝાલો આ યુદ્ધમાં ભાગ લેવા પોતપોતાના પટાવતોને લઇને આવી ચડ્યા. વળાનો ઠાકોર ધનમેર પોતાની છાવણીનો પડાવ નાંખીને થોડે દૂર પડ્યો હતો. મોગલ સરદાર અમીર જુડીદા પણ પોતાની મુગલાઇ ફોજ લઇને આવી ચડ્યો હતો.

જ્યાં નંદી પોતાના ઇશ્વરી માલીકની રાહ જોઇને સનાતન કાળથી ધૈર્યભરી પ્રતિજ્ઞા કરી બેઠો હતો, એવા એ મંદિરના આરસ-જડ્યા ચોકમાં દરેક પગાવત, દરબાર અને ઠાકોરનો સોરઠી ડાયરો એકત્ર થયો હતો. કસુંબાની લોહીવર્ણી છોળના "રંગ" ઉડી રહ્યા હતા.

"ત્યારે આપણે એકત્ર તો થયા. હવે શું કરવું છે?" અમરો પટગીર બોલી ઉઠ્યો.

"આપણે પહેલાં તો મુસલમાનોનાં થાણાં ઉઠાડી નાંખીએ. લોઠીયાણામાં દિલ્હીનું બાદશાહી થાણું બેસી ગયું છે. ચાલો આપણે આજ સાંજે કુચ કરી જઈએ અને દિલ્હીના મદાંધ સિપહસાલાર નસરતખાનને સોરઠી શમશેરનો પરિચય કરાવીએ."

"હા! ચાલો! જય સોમનાથ!" કહેતા સહુ ઉઠ્યા.

અને સંધ્યા જ્યારે સોમનાથના ભવ્ય મંદિરના શિખર ઉપર રમતી રમતી રાતના ઉતરતા અંધારામાં વિદાય થતી જગતને આરામ માટે હસતાં નિમંત્રણ આપતી હતી ત્યારે સોરઠી સેનાએ ત્યાંથી પોતાની છાવણી ઉપાડી.

સોમનાથના પતિતપાવન જગતાતને છેલ્લા પ્રણામ કરી સેના ત્યાંથી ચાલી નીકળી. એના કાઠિયાવાડી ઘોડાઓ આનંદથી થનથનતા આગળ ચાલવા લાગ્યા. રણઘેલા રજપુતો, કરાળ કોળીઓ, જયવંત જોદ્ધાઓ, શૌર્યમદથી ઝરતા, જગતની જંજાળની સહુ માયા ઉતારીને દેશ સ્વાધીન કરવા ચાલી નીકળ્યા ત્યારે રાતના અંધારામાં હવા ગાજતી વહી જતી હતી. મીઠી વિદાય દેતા મેરામણની ધીમી મેઘગર્જનાની ગગનગરવી રણહાક અને કારમી કિકિયારીઓથી જવાબ દેતા મદઝરતા માતંગો ડોલતા ચાલતા હોય એમ સોરઠીઆઓ વહી જતા હતા.

પડાવ નાંખતાં, રાત અને દિવસની ઉતાવળી દોડભરી કુચો કરતાં સોરઠી સૈન્યે એક સવારે લોલીયાણાના ક્ષિતિજની મર્યાદાને આરે ઉભેલા કિલ્લાને આકાશને અડતો જોયો. એ કિલ્લાની માથે ઈસ્લામનો અર્ધ ચંદ્ર ઉડતો હતો. પવન એ ધજા સાથે રમત રમતો વહી જતો હતો. લોલીયાણાની ચઢાઇનો છેલ્લો પડાવ સોરઠી સેનાએ ત્યાં નાંખ્યો. આંહીથી તાબે થઇને દેશ ખાલી કરી જવાની વિષ્ટિ મોકલવામાં આવી અને વિષ્ટિના પરિણામની રાહ જોતો વંથળીનો ચુડાસમો રા' સોરઠી સેનાનો સેનાનાયક–પોતાના સાથીઓ સમેત અધીરી આંખોથી લોલીયાણાના પંથને નીરખી રહ્યો હતો.



# પ્રકરણ ૯ મું.

## લોલીયાણાનો ઘેરો.

જ્યાં એ વીર મંડળી બેઠી હતી અને જ્યાંથી અધીરી ચમકતી આંખોએ સોરઠી સેનાનો સેનાપતિ રા' મહિપાળ લોલીયાણાની દૂર દૂર દેખાતી આછી રેખાઓ જોઈ રહ્યો હતો, ત્યાં એક યુવાન આવ્યો.

એ યુવાનને જોઇને જ મહિપાળ એકદમ ઉભો થઇ ગયો.

એનો ચહેરો જિજ્ઞાસાથી ખેંચાઈ ગયો અને એ જિજ્ઞાસાની છાયા આખાએ ડાયરા ઉપર છવાઇ ગઇ.

"કેમ ગોહિલ! શા સમાચાર લાવ્યા?"

એ આગન્તુક–મોખડાજી ગોહિલે–પ્રત્યુત્તર આપ્યોઃ" મારી વિષ્ટિનું પરિણામ કાંઇ આવ્યું નથી."

"એટલે?" રા' મહિપાળનાં નેત્રો ચમકી ઉઠ્યાં. આતુરતા. ભર્યા શૌર્યથી એનો અવાજ ઘેરો થતો કંપવા લાગ્યો. "એટલે લોલીયાણાનો થાણદાર નસરતખાન શરણે નથી આવતો, એમને?"

"જી હા! નસરતખાન જવાબ આપે છે કે દિલ્હીનો સુલ્તાન કે તેનો થાણદાર તાબે થતા નથી પરંતુ તાબે કરે છે. સરજનજુના કાળથી બંડખોરો અને વિધર્મીઓની જે હાલત મુસલમાન બાદશાહો કરતા આવ્યા છે એ હાલત તમારે ન ભોગવવી હોય તો સુલ્તાનની દયા ઉપર ભરોસો રાખી વગર શરતે એકદમ હથિઆર છોડીને તાબે થઈ જાઓ."

"ઠીક છે, અને આપણે પણ સરજનજુના કાળથી પરદેશીઓની જે હાલત કરતા આવ્યા છીએ તેનો નસરતખાનને પરિચય કરાવીએ." મહિપાળે ડાયરા સામું જોઇને કહ્યું: "બન્ધુઓ! આ સામે દેખાય છે તે લોલીયાણાનો કિલ્લો છે. સોરઠના કલંક સમી લીલી ધજાઓ એને માથે ફરફરે છે. પરાધીનતા અને કલંકની એ લોખંડી વજ્રમેખ છે. ત્યાંથી આપણાં દેવમંદિરોને ભાંગનારાઓ, આપણી કુલવધૂઓનું અપમાન કરનારાઓ અને પૂર્વજોની સદાય ઉજમાળી રહેવા સરજાયેલી કીર્તિને કલંક લગાડનારાઓ સોરઠી નંદનવનમાં વિચરે છે. શ્રી કૃષ્ણચંદ્રથી માંડીને આજસુધી થઈ ગયેલા હજારો શૂરાઓ, સતીઓ અને માનવદેહધારી સંત, મહંત અને મહાત્માઓ આજે તમારા પરાક્રમ ઉપર મીટ માંડીને આશીષના અમી વરસાવતા જોઇ રહ્યા છે. પોતાના ધર્મ ખાતર, પોતાના દેશ ખાતર અને પોતાની આબરૂને ખાતર જેણે પોતાનાં માથાં હાથમાં લઈ જગતની ઉપાધિઓને ઉતારી મૂકી હોય એવા આજ આંહી રહો. જેને જવું હોય એ જાઓ, જેને રહેવું હોય તે રહો. જે જાય તેને જવા દો. જે રહે તે સહુને આજ સોરઠને માટે અને સકળ જગતમાં આપણે માટે પૂજ્ય એવા સોરઠીત્વને માટે મરીને અમર થવાનું હું આજ નિમંત્રણ આપું છું."

આવેશથી કંપતા અવાજે રા' મહિપાળ આગળ વધ્યો. એની સમશેર એણે મ્યાનમાંથી બહાર કાઢી. તે બોલ્યોઃ "આ સમશેર યદુકુળ તિલક ભગવાન બંસીધર કૃષ્ણ મુરારિના રાજવંશજ તરીકે મારા હાથમાં ઈશ્વરે મૂકી છે. એ સમશેર અને એ જગતાત જગદીશ્વરના શપથ લઇને હું કહું છું કે આ સોરઠની રત્નગર્ભ સમી હિરણ્યમયી વસુંધરા ઉપર જ્યાંસુધી એક પણ પરદેશીનો કલંકિત પડછાયો પડતો હશે ત્યાંસુધી હું વંથળીનો રા' મારી સમશેરને મ્યાન કરૂં તો આકાશ મારી માથે તૂટી પડે અને પૃથ્વી ફાટીને મને પોતાના અંતરમાં સમાવી દે એવું છપ્પન પેઢીનું દરેકે દરેક હત્યાનું પાપ મારે માથે ઉતરી પડે. હું જીવીશ તોએ પરદેશીઓ, પરધર્મીઓ અને પરવસ્તુઓમાં મોહાન્ધ બનેલાઓને હું મારા પિતરોની પુણ્યભૂમિમાંથી હાંકી કાઢીશ અને મરીશ તો મારા છેલ્લા શ્વાસથી—અવશેષ રહેતા પ્રાણથી છેલ્લો શબ્દ બોલીશ કે "જય સોમનાથ!"

આકાશમાં વિજળી અનેક ધારે ચમકે એમ સમશેરો મ્યાનોમાંથી નીકળી ગઇ. "જય સોમનાથ" ની પ્રચંડ ગર્જના ડાયરામાંથી ઉઠીને હવામાં ગાજતા પડઘા પાડવા લાગી.

"ચાલો!" આવેશથી ધ્રૂજતા શબ્દે રા' મહિપાળ બોલ્યોઃ ચાલો વીરાઓ! હવે વાત લોલીયાણાના કિલ્લામાં કરીશું."

સપાટાબંધ ઘોડા ઉપર પલાણ મંડાઇ ગયાં. "જય સોમનાથ"ની ગણુહાક ગાજી રહી અને મહાસાગરનાં ભરતીનાં મોજાં આગળ વધે એમ સોરઠી સેના આગળ વધી.

લોલીયાણાનો નામચીન અને મશહુર થાણદાર નસરતખાન અલાઉદ્દીન ખીલજીનો માનીતો રણઘેલો સરદાર દક્ષિણ હિન્દ, સિન્ધ અને ગુજરાતને વશ કરીને સોરઠને તાબે કરવાનાં સ્વપ્નાં સેવતો મોટી ફોજની સાથે લોલીયાણાના થાણામાં પડ્યો હતો. જ્યારે તેને ખબર પડી કે સોરઠના નાના મોટા સૌ ઠાકોરો હુમલો કરનારી બંડખોર ફોજમાં છે ત્યારે એક મજબૂત સપાટે સોરઠને દબાવવા-એકજ યુદ્ધથી સોરઠને ફના કરવાના ઇરાદાથી પોતાની સર્વ સાધનસંપન્ન કસાયેલી ફોજ લઇ કિલ્લો છોડી બહારના મેદાનમાં આવ્યો.

લોલીયાણાના કિલ્લાની બહારના સપાટ મેદાનમાં સોરઠી

સેના અને સુલ્તાની ફોજ આકાશમાં વાદળો અથડાય એમ અથડાઇ અને શૂરવીરો આ રણયજ્ઞની દુર્લભ મિજલસમાં મહાલતા ગાજવા લાગ્યા.

"જય સોમનાથ"ની ગગન ગજવતી કિકિયારી કરતો, શ્રીકૃષ્ણચંદ્ર અને રા' ખેંગારનો રણઘેલો અને શૌર્યથી પ્રમત બનેલો ચુડાસમો વંશજ રા' મહિપાળ રણમાં ઘૂમી રહ્યો હતો. પગથી માથા સુધી લાંબી, એના સિવાય બીજો કોઇ ઉંચકી પણ ન શકે એવી તોલદાર બેધારી તલ્વારને ફેરવતા, તોળતા, શૌર્ય અને આવેશના ભયંકર અને પ્રાણહારક જ્વાળામુખીથી સળગી ઉઠેલા રા' મહિપાળના માર્ગમાંથી શત્રુઓ ત્રાસ પામી, સ્તબ્ધ બની, નાસતા, તેને માર્ગ દેતા હતા, અને દુશ્મનોના હાડ, માંસ અને શબથી છવાયેલા એ લોહીયાળ માર્ગ ઉપર ઘૂમતો જુનાગઢનો રા' શ્મશાનમાં સ્વચ્છંદ કિકિયારી કરતા કાળભૈરવ જેવો દીપતો હતો. એની બાજુમાં તેને પૂંઠ દેતો અનેક ઘાવોથી એને રક્ષતો અને અનેક ઘાવો કરતો "જે મહારાજ, જે મહારાજ, જંબે, જંબે "ના લલકારા દેતો ધનમેર ઠાકોર મોતના રાસ ખેલતો હતો.

સોરઠના ક્ષાત્ર તેજભર્યા શૌર્યમાં અનુપમ ઉમેરો કરનાર ભગવાન્ સૂર્યનારાયણની પ્રભાતપૂજાનો વારસો લઈ આવેલા કાઠીઓનો સૌથી પહેલો ડાયરો તેના પહેલા દરબાર ઢાંકના અમરા પટગીરની સરદારી નીચે સોરઠી સેનાની જમણી પાંખ ઉપર અભંગ કિલ્લા સરખો ઊભો હતો. ટકીલાં અને નાનાં ઘોડાંઓના એ અસવારોની અભંગ દિવાલ સામે નસરતખાનના કસાયેલા ઘોડેસવારો અને કસાયેલા સિપાઈઓનાં મોજાં વારંવાર અથડાઇને પાછાં પડયાં. સુલ્તાની સિપાઇઓના દરેક પરાજય વખતે એ ડાયરામાંથી "જે મહારાજ, જે મહારાજ" ની કારમી રણહાક ઉઠી દુશ્મનોને સ્તબ્ધ કરી ધરા ધ્રુજાવતી હતી.

હલ્દીઘાટના સંસ્મરણીય યુદ્ધમાં ઝાલા રાણા માનસિંહે જે પ્રતાપી ખમીર બતાવીને ક્ષત્રિયત્વના આદર્શ અને જીવની મૂર્તિસમા મહારાણા પ્રતાપને પણ સ્તબ્ધ બનાવી દીધો હતો એ આદર્શ અને એ ખમીરનો આદ્ય સરજનહાર લીંબડીનો ઝાલો રાણોજી ઠાકોર મોતનાં તેડાં ગજાવતો રણમાં ઘૂમી રહ્યો હતો.

આમ ને આમ યુદ્ધ અને શબોના પહાડમાંથી લોહીની નદી વહેવા લાગી. જય અને પરાજય સામસામા પક્ષામાં તોળાતો હતો અને જંગ મરણનો ઢગ કરતો અવિરત ચાલતો હતો

## પ્રકરણ ૧૦ મું.

### ઝુંડાનો જંગ.

આ જંગ દરમ્યાન ધનમેર ઠાકોરથી જૂદો પડી ગયેલો નવયુવાન ગોહિલ નબીરો મોખડાજી કાઠીઓના સંગાથમાં રણરંગથી રંગાતો હતો. એના પિતાના વેરી અને એના દેશના દુશ્મનો સામે તેના અંતરમાં સળગી રહેલી ભયંકર આગ તેની તલ્વારની ધારે ઉતરી મોત વરસાવતી હતી.

રણના નિશાથી પ્રમત્ત બનેલા કાઠીઓ પોતાનાં નાનાં ટેકીલાં ઘોડાંઓ ઉપર રણચંડીના રાસ લેતા અને ઝીલતા હતા. મહાસાગર માઝા મૂકતાં જેવો ગર્જે તેવી ગર્જના યુદ્ધના મેદાનમાં ઉઠતી હતી અને તે ગર્જનાને પણ ચીરી નાંખી ગગન સુધી ગાજતા "જય મહારાજ, જય મહારાજ" ના પડકારા કાઠીના કટકમાંથી પડઘા પાડતા હતા.

એકાએક વનકેસરીની સ્વચ્છંદ ગર્જનાનો ઘેરો પ્રતિઘોષ કરતો કાઠી નાયક અમરો પટગીર ગાજી ઉઠચોઃ " ભાઇઓ ! મારા સેંકડો વર્ષનો ભૂતકાળ પૃથ્વીના ગર્ભમાંથી પ્રગટીને આજ તમને જોઈ રહ્યો છે એ ભૂતકાળની આંખમાંથી વરસતી શૌર્યજ્વાળાથી આપણે લોહીઆળ અક્ષરે આપણો ભવિષ્યકાળ લખવો છે. ભાઈઓ ચાલો ! આપણેય આજ નવું પરાક્રમ કરી આ દેશના દેશપ્રેમીઓને બતાવી દો કે નવા રહેવા આવેલા કાઠીઓને પણ આ ભૂમિ વહાલી છે. એની નવી જન્મભૂમિના ગૌરવ પણ એને હૈયે છે. દેશાવરમાંથી નાસી છૂટેલાને શીળી છાંય આપનારી આ ભૂમિ માટે અમે લડી જાણીએ છીએ, મરી જાણીએ છીએ."

સેંકડો કાઠીઓના કંઠમાંથી ગર્જના ઉઠીઃ " સાચી વાત, સાચી વાત, સાવ સાચી વાત !"

"તો ચાલો !" રણઘેલો કાઠી દરબાર ગર્જના કરી ઉઠચોઃ "સામે દેખાય છે તે કિલ્લો રાવણની લંકા સમો બાણાસુરના શોણીતપુર

સમો ખીલજીનો એ કલંકિત ગઢ છે. આપણે આજ ત્યાં જઇએ. તેમાં વસીએ. તે કલંકિત પત્થરોને પવિત્ર બનાવવા આપણાં લોહીના અર્ધ્ય આપીએ! ચાલો! ચાલો! બોલો 'જે મહારાજ'! પાછો પડે એ એના વંશનો નહિ, એની માના પેટનો નહિ."

એ આવેશભર્યા દરબારે પોતાની બદામી હરણુ ઘોડીને એડી મારી. જીવતી ગોફણુ સમી ઘોડી ફલાંગ મારીને આગળ ઉડી અને પડકારા કરતું કાઠી કટક તેની પછવાડે ઉડવા લાગ્યું.

નસરતખાનની ફોજે આ મરણીયા બનેલા મનુષ્યો અને એના પાણીદાર અશ્વોની જીવતી દિવાલને ઝંઝાવાત સમી દોડતી આવતી જોઇ. સ્તબ્ધ બનેલા મુસલમાનો શસ્ત્રો સમારે અને સંભાળે તે પહેલાં કેસરી સિંહોનું મોત ખેલતું ટોળું તેમને માથે પડયું. કાગળનો કિલ્લો વિખરાઇ જાય, સૂસવતા વાયરામાં સૂકાં પાંદડાં ખડખડતાં ઉડી જાય, તેમ ચિત્કાર કરી જખ્મી બનેલી—ત્રાસેલી મુસ્લીમ ફોજ ત્યાં ભંગાઇ ગઈ. કાઠી અને મુસ્લીમ એવા મિશ્રિત બનેલા લોહી ઝરતા માર્ગે પ્રલયકાળની ભરતીના ઘુઘવતાં પૂરસમી કાઠીની ફોજ મુસલીમ ફોજની સામે પાર નીકળી ગઈ.

આગળ અને આગળ પવનની સાથે જીવનની છેલ્લી હોડ ખેલતાં કાઠીનાં ઘોડાં ઉડવા લાગ્યાં. વાયુના વેગસમા વેગથી લોલીયાણાનો કિલ્લો નજીક અને નજીક સરતો તેઓએ જોયો અને ધરતી ધ્રૂજાવતો આભને કંપાવતો "જે મહારાજ" નો કારમો હાકોટો વાતાવરણમાં ગર્જી ઉઠ્યો.

મુસ્લીમ ફોજને આશ્રય આપવાના ખ્યાલમાત્રથી ખુલ્લા રખાયેલા કિલ્લાના તોતીંગ દ્વારમાંથી કાઠીઓ કિલ્લાની અંદર પેઠા. રખાસખાને યમના દ્વાર બતાવવાનું ક્ષણમાત્રનું કામ પતાવી અમરો પટગીર કિલ્લાની રાંગ ઉપર ચાર ચાર પગથીયાં એક સાથે કુદતો ચડચો. સમશેરના એકમાત્ર સપાટાથી અર્ધ ચંદ્રના લીલા વાવટાનો વાંસ સ્થંભ એણે કાપી નાંખ્યો. પોતાના લાંબા ભાલા ઉપર એણે પોતાની કમરમાંથી કાઢી ભગવો ઝુંડો ચડાવ્યો. કારમી રણહાકથી કંપી ઉઠેલા પવને સોમનાથના સોરઠી ભગવા ઝુંડાને એકવાર નમન કર્યું અને હર્ષથી નાચતો એ વાવટો લોલીયાણાના પહાડી કિલ્લા ઉપરથી ફરફરવા લાગ્યો.

લડાઇના મેદાનમાંથી સોરઠી સેનાએ આ વાવટો જોયો અને હર્ષઘેલી કારમી રણહાક સાથે તેઓની પાણીદાર સમશેરની ધારે મુસ્લીમ લોહીની નદી જમીન ઉપર સરવા લાગી. નસરતખાને આ વાવટો જોયો અને ઘડીભર સાશ્ચર્ય ભયથી તે મૂઢ બની ગયો.

પરંતુ એ હજારો જંગનો જબરો ખેલાડી હતો. સેંકડો વિજયની વરમાળાથી ઉન્મત્ત બની અણનમ બન્યો હતો. વ્યવસ્થાપૂર્વક કામ કરતી ફોજને એણે આજ્ઞા આપી અને મુસ્લીમ ફોજે ભયંકર ધસારો કર્યો.

એ ધસારાથી ડગમગી ઉઠેલી સોરઠી સેનાને વશવર્તી રાખવા ફોજનો મોટો ભાગ રાખી તેણે પોતાના ભત્રિજા ભંડેરીખાનને લોલીયાણાનો હાથથી ગયેલો કિલ્લો હાથ કરવાને રવાના કર્યો. એક જ મેદાનમાં એક બીજાની નજર પડે એમ બે લડાઇઓના જંગ ખેલાવા માંડયાં.

ભંડેરીખાન લોલીયાણાના કિલ્લા તરફ કુચ કરી ગયો. તેણે ગોફણો અને તીરનો ભયંકર મારો ચાલુ કર્યો. પહેલો જ ઘા ભગવા ઝુંડાના ભાલાને લાગ્યો અને ભાલું નીચે પડી ગયું.

"જોજો ! ધજા પડે નહિ. ઝુંડો જાય નહિ." અમરા પટગીરે બૂમ મારી.

કિલ્લાના દ્વાર આગળ અને ઝુંડાની આગળની દિવાલ આગળ રણજંગ જામી ઉઠયો. ભયંકર શ્મશાનમાં ભૂતાવળ નાચતી ત્રાડતી હોય એમ યોદ્ધાઓ લોહીના છાંટાથી લાલ રંગાઇને લલકારતા સમશેર લઇ ઘૂમતા હતા.

ભંડેરીખાનનું લક્ષ્ય ઝુંડો પાડવાનું હતું અને કાઠીઓનું લક્ષ્ય એ ઝુંડો પવનમાં અણનમ રમતો રાખવાનું હતું. "ઝુંડાના જંગ" થી પ્રસિદ્ધ થયેલું એ ભયંકર યુદ્ધ ત્યાં મંડાઇને તાંડવ ખેલવા લાગ્યું.

એક બાજુ કુશળ મુસ્લીમ તીરંદાજો ઝુંડાના ઝાલનાર ઉપર મોતનો વરસાદ વરસાવતા હતા. બીજી બાજુ મુસ્લીમ સૈન્યમાં ત્રાસ વર્તાવતા કાઠીઓ એક પછી એક મરીને અમર થનાર લડવૈયાના હાથમાંથી ઝુંડો પકડી રણ ખેલતા મોત નોતરતા હતા.

આમ ને આમ મોતની લોહીઆળ પથારીમાં અનેક શત્રુઓને સૂવાડી કાઠી યોદ્ધાઓ એક પછી એક સૂવા લાગ્યા. એક પડે તો બીજો,

બીજો પડે તો ત્રીજો, એમ એક પછી એક એ અણનમ ઝુંડાને હાથનો સહાયો દેતા કાઠીઓ પોતાની માત્ર એક દાયકાના અરસામાં બનેલી નવી જન્મભૂમિના ગૌરવને માટે લોહીનાં બલિદાન દઇ રણયજ્ઞ ખેલીને અમર થઇ સ્વર્ગે સંચરતા હતા.

"ઝુંડાના" એ ખૂની "જંગ" માં કાઠીઓ ખપી ખૂટવા લાગ્યા. વિફરેલા યમરાજ સમો ભયંકર હિસાબ લઇ કાઠી ગૌરવનો એ આદ્ય અને અમર સૃષ્ટા પહેલો કાઠી દરબાર અમરો પટગીર પણ પોતાના માંસની પથારી પાથરી પોતાના છેલ્લા શ્વાસથી "ઝુંડા" ને જંખતો સનાતન શાંતિમાં સૂતો. સેંકડો કાઠીઓના મરણ ઢગમાંથી અખંડ ફરફરતો ઝુંડો અત્યારે માત્ર એક યુવાનના હાથને આધારે રહ્યો હતો. બીજો કોઇ એ અમર જંગની રોમાંચક વીરકથા સંભળાવવાને જીવતો રહ્યો ન હતો.

અનેક જખ્મોના દર્દથી પીડાતો, પોતાના લોહીથી રંગાતો, મુસ્લીમ નાયક ભંડેરીખાન ધ્રૂજતા અસ્પષ્ટ અવાજે બોલ્યો: "મૂકી દે છોકરા! હવે એ ઝુંડો છોડી દે! સેંકડોના સંહારમાંથી બચેલા એકપૂરા વીરા! જા, તારે માર્ગે ચાલ્યો જા! આ વાવટો હવે મૂકી દે! આ કિલ્લો અમને સોંપી દે."

"હું તો ગોહિલ બાળ! મારૂં નામ મોખડાજી! હું આ વાવટો ન સોંપું! મને મારીને લઇ જાઓ."

"છોકરા! નકામી હઠ શું કરે છે? મર્દોથી થાય એટલું તમે કર્યું; શૂરાને શોભે એવું તમે કર્યું: અમારી સાથે તમે બહુ લડ્યા પણ વિપરીત બનેલા વિધિ સાથે લડવું છોડી દે! માની જા! બહાદુર! ઝુંડો છોડી દે! તારા પરાક્રમની કીર્તિગાથા તારી માતાને કહેવા તું જીવતો રહે!" ભંડારીખાને આર્જવતાથી સલાહ આપી.

"જેને માટે સેંકડોએ પ્રાણને સોંઘા કર્યાં, તે હું ત્યાગી દઉં? હજારો ગાઉ દૂરથી વસવા આવેલા આજકાલના કાઠીઓ ઝુંડા માટે પ્રાણ ત્યાગે ત્યારે હું શ્વાસ અને પ્રાણે સોરઠી મારા પ્રાણને પ્રિય ગણું? મારા બાંધવોને અને મારા કુળને લજાવું? મુસ્લીમ સરદાર! મારૂં માથું ઉતારી લો અને ઝુંડો લઇ જાઓ, પણ પૂછે તેને કહેજો કે એક પણ સોરઠીઓ જીવતો હતો ત્યાંસુધી ઝુંડો તમારે હાથ નથી પડ્યો."

ભંડેરીખાનની આંખમાં ક્રોધ અને રોષ સળગી ઉઠ્યા. વિનાકારણ મૃત્યુને નોતરતા આ છોકરાની ઉદ્ધતાઇ અને મૂર્ખાઇ

ઉપર તેને રોષ આવ્યો. પોતે દેખાડેલી દયા અસ્થાને કલ્પી સખત બનેલા ચહેરાથી તેણે પોતાના સાથીતો તરફ નજર કરી અને એ સુત્રાન મુસ્લીમ નાયકનું હૈયું ભારથી બેસી ગયું.

એના હણહણતા હજાર તોખારો નજરે ચડયા નહિ. એની ઉછળતી કારમી અને કાળ સમી ફોજના અવશેષરૂપ પચીસ કે ત્રીસ સિપાહીઓ ચાર ચાર પાંચ પાંચ જખમોમાંથી વહેતા લોહીને દાબતા ત્રસ્ત અને થાકેલા દેખાતા હતા. નિષ્ફળ ક્રોધના આંસુ દબાવી તેણે ભયંકર અવાજે ત્રાડ મારીઃ "સિપાહીઓ ! કાપી નાખો આ મૂર્ખ છોકરાને અને એ ઝુંડાના ચીરેચીરા કરી પવનમાં ફેંકી દો."

લોહી નીતરતા મુસ્લીમો ઊભા થઈને મોખડાજી તરફ વધવા લાગ્યા અને શાંત તથા તટસ્થ ભાવથી એ એની રાહ જોઈ રહ્યો.

મુસલમાનો નજીક આવ્યા ત્યારે તેણે શ્વાસને હૃદયમાં ખૂબ ભરીને એક પ્રચંડ જયગર્જના કરીઃ "જય સોમનાથ!" "જય અંબે!"

હવામાં એ હાકના પડઘા ઉડીને ગગનમાં ઘોરવા લાગ્યા. ક્ષણભર સ્તબ્ધ બનેલા મુસલમાનો આગળ વધ્યા અને કિલ્લાની દિવાલ નીચેથી મોખડાજી ગોહિલની રણહાકનો પડઘો પાડતી "જય સોમનાથ" ની ગર્જના ફાટી નીકળી. એ કારમી કિકિયારી કાળા લોહીઆળ કિલ્લાને કંપાવતી, મુસલમાનોને મૂઢ કરતી, ફરી ફરી હવામાં અનેક વાર ગર્જી ઉઠી.

---

## પ્રકરણ ૧૧ મું.

### "કાઠિયાવાડ."

ક્ષણભર દિગ્મૂઢ બનેલા મુસલમાનો મોખડાજી તરફ વધવું છોડી દઇને, જ્યાં હતા ત્યાંથી જમીન ઉપર કુદકો મારીને જેમ ફાવ્યું તેમ વેરાઇ જઇને નાસવા લાગ્યા. ભયથી જડ બનેલા ભંડેરીખાનના જખમથી અશક્ત શરીરમાં પવનનો વેગ સમાયો અને લોલીયાણાના લોહીઆળ માર્ગ ઉપર તેનો ભયત્રસ્ત દેહ ઉડતો દોડવા લાગ્યો. સનસનતો તીરોનો વર્ષાદ તેના કાન પાસેથી ગાજવા લાગ્યો. એક તીર છેવટે તેની ગરદનમાં લાગ્યું અને "યા ખુદા" કરતો તે નીચે પડયો.

મોખડાજી સ્તબ્ધ અને વિસ્ફારિત નેત્રે આ જોઇ રહ્યો. યમના દ્વારમાંથી જગતની અધૂરી મુસાફરી પૂરી કરવા પાછા વળેલા ગોહીલ યુવકે અચાનક પાતાળમાંથી પ્રગટી નીકળી હોય એવી સમયસરની વહાર તરફ નજર કરી. આનંદ અને આશ્ચર્યભરી આંખે તેણે વહાર અને તેના નાયકને ઓળખ્યા.

"કોણ દુદા ગઢવી ? ભારી તકે આવ્યા !"

"હા !" દુદા ગઢવીએ કંપતે અવાજે કહ્યું : "મેં આ કાઠીઓને મુસ્લીમ ફોજમાંથી સામે પાર નીકળી લોલીયાણાના ગઢ તરફ જતા જોયા. હું તેમનો હેતુ સમજી ગયો હતો એટલે ધનમેર ઠાકોરે પોતાની ટુકડી મને સોંપી હતી તેને લઇને હું પણ એવી રીતે દુશ્મનોની ફોજને પાર નીકળીને કાઠીઓને સહાય દેવા આવ્યો."

"કાઠીએ તો રંગ રાખ્યો ! જુઓ ગઢવી !" આવેશે ધ્રૂજતા મોખડાજીએ કાઠી યોદ્ધાઓના શબોના ઢગો તરફ આંગળી કરીને કહ્યું : "સોરઠના સાચા શહીદોને—જીવનમરણની માયાને ઉતારનાર અક્ષરશ: ત્યાગીઓને જોઇ લો. પોતે છિન્નભિન્ન થઇ દેહના કટકાઓ કરાવી અભંગ રાખેલો આ ભગવો ઝુંડો જુઓ !"

તગતગતી આંખે અને સ્થિર દૃષ્ટિથી દુદા ચારણે કાઠી ડાયરાની ઉજ્જવલ ત્યાગભૂમિ જોઇ. હૃદયના અવર્ણનીય ભાવોથી એની આંખની પાંપણો દબાઇ. મૃત્યુસમયે આવે એવી જડતા તેના અંગમાં વ્યાપી રહી. પત્થરમાંથી પ્રતિમા કોરી કાઢી હોય એમ એ અણનમ અને ચેતનહીન દશામાં કંઇ વાર સુધી ઊભો રહ્યો. થોડી વારે તેના હોઠ માત્ર ઉઘડ્યા અને કલ્પનાતીત દીવ્યતા તેના વદન ઉપર છવાઇ. પૃથ્વીરાજ ચૌહાણને હિન્દનું ભાવિ કહેવા ભૂતળમાંથી પ્રકટેલા વીરભદ્રના દ્વિતીય સ્વરૂપ દુદા ચારણના ઉઘડેલા હોઠમાંથી અવાજ નીકળ્યો, અને આકાશવાણી થતી હોય, જગતને કોઇ દેવદૂત સંદેશો આપતો હોય, એમ દુદો ચારણ બોલ્યો : "કાઠીના ભારથી કાઠી તૂટી પડે" એવી કહેવત છે. આજ તો કાઠીઓના ભારથી કાઠી ઊભી રહી—અભંગ રહી. પાવર પરગણાંના રહેવાસી સોરઠમાં વસ્યા એ ધન્યભાગ્ય સોરઠનાં, જેની વીરતા સોરઠના સ્વપ્નાંને સાકાર કરશે, જેની કીર્તિ-કથાથી સોરઠ વધારે સોહામણો બનશે, જેનાં પરાક્રમો આ યુગમાં ધનંજયો અને સાત્યકિઓ નીપજાવશે, એવા કાઠીના નામથી આ દેશ ઓળખાશે. ગોહિલ જુવાન ! આજથી આ દેશ સોરઠનો" નહિ

પણ " કાઠિયાવાડ " ના નામથી ઓળખાશે. ઇશ્વર એ કાઠી ડાયરાને અને એના શૂરવીર દરબારને સ્વર્ગમાં શાંતિ આપે ! "

દુદો ચારણ નીચે નમ્યો. સોમનાથનો ઝુંડો નીચે લીધો અને જમીન ઉપર ખાબોચીયાંઓ જેનાથી ભરાઇને વહેતાં હતાં અને સૂર્યના પ્રકાશમાં વક્રીભવન પામતાં હતાં, તેમાં એ ઝુંડો તરબોળ કર્યો. લોહીથી નીતરતો એ વાવટો તેણે વાવટાની કાઠી ઉપર ચડાવ્યો. લોહીથી નીતરતો વાવટો તરબતર થયેલો પવનમાં ફેરાં પાડતો ચોપાસ લોહીનો છંટકાવ કરવા લાગ્યો. એકત્ર થયેલા બધા સોરઠીઆ ઉપર એ પુનિત રક્તના છાંટા વેરાયા.

" ચાલો ! " કેસરી સિંહ ગાજે એમ દુદો ગઢવી ભયંકર ત્રાડે ગાજયો: " ચાલો ! આજ હલદર કે કેસરનાં કેસરીયાં નથી. આજ તો મરદનાં ખમીર છંટાયાં છે. શૂરવીરોનાં શૂરાતન પવનમાં ઉડે છે. ચાલો ! આપણે મુસલીમ સરદાર નસરતખાન પાસે કાઠીઓની શહાદતનો હિસાબ માંગી લઇએ. બંધુઓ ! મોતને હાથમાં રાખો, શૂરાતનને તીર ઉપર ચડાવો, અધીરાઇને તલવારની ધાર ઉપર બેસાડો, પવનથી ઘોડાંને પાંખ બાંધો, મારો અને મરો ! " જય સોમનાથ " ની જયગર્જના ગજાવો ! "

ફરી વાર એ કિલ્લાના કોઠા રણહાકથી ગાજી ઉઠયા અને દુદા ચારણ અને મોખડાજી ગોહિલની આગેવાની નીચે શૌર્યથી પ્રમત્ત બનેલું કટક મુસલીમ ફોજની પીઠ ઉપર વિફરેલા સિંહો પડે એમ તૂટી પડયું.

જગતને સાડાત્રણ પગલાંમાં માપી લેવા વામને જેવું વિરાટ-સ્વરૂપ ધારણ કર્યું હતું, તેવું વિનાશના વૈશ્વાનર સમું ભયંકર સ્વરૂપ ધારણ કરી સમશેર લઇ દુદો ગઢવી શત્રુસેનામાં મોતને રેલાવતો સમશેર ગજાવતો ફરી વળ્યો. એની પાછળ પાછળ મોખડાજી પણ સમશેર ફેરવતો, સંહાર કરતો ચાલ્યો જતો, તેનો પ્રાણહારક સાથ પૂરતો હતો. અને " જય સોમનાથ " ની કેસરી સિંહોશી જયગર્જના સમી કારમી કિકિયારી કરતું કટક એનો ભયંકર સાથ પૂરતું હતું.

દુદા ગઢવીની વૃદ્ધાવસ્થા શૌર્યના જ્વાળામુખીમાં સળગી ગઇ હતી. એની આંખમાંથી અંગાર વરસતો હતો. અપૂર્વ શૌર્યના આવેગથી અંગેઅંગ ધ્રૂજતાં હતાં. એના સખત બીડાયેલા હોઠ ઉપર ભયકારક હાસ્ય છવાતું હતું. શ્મશાનમાં રૂધિરસ્નાન કરીને કાળભૈરવ

નાચતો ગાજતો હોય એમ એ પોતાનો મરણમાર્ગ ખુલ્લો કરી નસરતખાનના હાથી તરફ આગળ વધતો હતો.

નસરતખાને આ કાળના દ્વિતીય સ્વરૂપ ચારણને પોતાની તરફ આવેગથી વધતો જોયો. તેણે પોતાનો હાથી તેના તરફ ફેરવ્યો, અને અંકુશથી ઉશ્કેરાયેલો હાથી આંખોમાંથી મોત વરસાવતો, પગોથી ધરણી ધ્રૂજાવતો વેગથી ચારણના અંગ ઉપર દોડયો.

"સાવધાન!" "બાજુએ હટી જાઓ" "ગઢવી જો જો" ની અનેક સાવધ રહેવાની સૂચન કરતી મોખડાજી આદિ અનેકના કંઠમાંથી ગર્જી ઉઠેલી બૂમો તરફ બેદરકાર રહી પોતાના થનથનતા શરીરને સ્થિર બનાવી દુદો ચારણ એ હાથીના મોત રેલતા પંથની વચ્ચોવચ્ચ અડગ બનીને ધૈર્યની મૂર્તિસમો ઓપતો ઊભો રહ્યો.

ક્ષણભર ઉભય સેના આ દૃશ્યને જોઇ રહી અને સહુ સમશેરો નીચે નમી ગઇ.

એકાએક પાસે ઉભેલા એક મુસલમાનને મજબૂત રાઠોડી હાથે ચારણે પકડીને હવામાં ફેંકયો. શૌર્યના રાક્ષસી સામર્થ્યે તેણે તેને હવામાં વીંઝયો અને ઉશ્કેરાયેલા દોડતા આવતા હાથીના કુંભસ્થળ સામે નોંખ્યો.

એ મુસલમાનની ચીસ હવામાં ગાજી ઉઠી અને જોરથી તે હાથીના કુંભસ્થળ સાથે અથડાઈને નીચે પડયો. અચાનક લાગેલી આ જીવતી ગોફણના સણસણાટથી હાથી ક્ષણભર જડ બનીને ભયથી ત્રાસેલો ધ્રૂજતો ઊભો થઇ રહ્યો અને હરણ સમા ગઢવીએ કેસરી સિંહશી ફલાંગ મારી.

હાથીની બાજુમાં આવી ઊભેલા દુદા ચારણે સમશેરનો ઘા તોળ્યો અને કપાઇને વિખૂટી પડી ગયેલી સુંઢના શેષ રહેલા જખમી ભાગમાંથી લોહીનો ધોધ વર્ષાવતો હાથી દર્દની દુઃખી ત્રાડ નાંખતો ભોંય ઉપર બેભાન અને જડ બનતો પડી ગયો.

હાથી પડયો અને એ ડુંગર જેવડા દેહના ભારથી ભાંગીને ભૂક્કો થયેલી લોખંડી બખ્તર સજેલી અંબાડી વેરાઇને દૂર પડી. અર્ધ બેભાન નસરતખાને દુદા ચારણ સામે જોયું, અને ઉજળા પુણી જેવા બનેલા ભયત્રસ્ત વદનમાંથી ચિત્કાર નીકળી ગયોઃ "યા અલ્લાહ! ભૂત! તૌબાહ! તૌબાહ!"

"નસરત! નસરત!" ત્રાડથી હવાને કંપાવતો ગઢવી ગાજી

ઉઠયો: " આજસુધી હું પામર હતો, આજ હું નર થયો છું. હું ભૂત નથી, જીવતો જાગતો માણસ છું અને મારૂં વેર વસુલ થાય છે ! "

" જીવતો ? યા ખુદા ! મારા ગુન્હા માફ કર ! ઓ ! અલ્લાહ ! આ જીવતો હોય તો ભૂતથી ભયંકર છે, ભૂત હોય તો જીવતાથી ભયંકર છે. યા પરવર દિગાર ! "

" કરી લે યાદ તારા અલ્લાહને ! મુસલીમ સરદાર ! એક છેલ્લી યાદની મનમાની મોજ માણી લે ! હું જીવતો છું, ભયંકર છું ! " ગઢવીએ ભયંકર હાસ્ય હસતાં કહ્યું.

" યા અલ્લાહ ! તું કોણ—? " ભયથી કંપતો નસરતખાન બોલ્યો.

" તારા ઝેરી અને સત્યાનાશી મુખમાં એ નામ શોભતું નથી. સરદાર ! તારો સુલ્તાન આજ તને બચાવી શકશે નહિ; બસ ! આજ આપણો છેવટનો હિસાબ ચોખ્ખો થઈ જાય છે. "

દુદા ચારણે સમશેર તોળી અને બીજી ક્ષણે દિલ્હીના સુલ્તાનના વાવટાને દૂર દૂર રોપનાર દિગ્વિજયી સરદારનું માથું લોહી રેલાવતું જમીન ઉપર ગબડી પડયું.

નસરતખાન પડયો અને મુસલીમ ફોજમાં ભંગાણ પડયું. સરોવરની પાળ તૂટે અને તેના નીર ચોપાસ ફેલાઇ જાય તેમ મુસલીમ ફોજ ચોપાસ વિખરાઇ હથિઆર ફેંકી દઇને નાસવા લાગી. સોરઠી સેનાના ભયંકર ડાબલા તેમની પછવાડે ગાજવા લાગ્યા અને અલાઉદ્દીનની કસાયેલી સોરઠની ફોજનું નામનિશાન રહ્યું નહિ. બચ્યા તેટલા સિપાહીઓ જંગલમાં ભટકતા, શહેરો અને ગામડાંઓથી દૂર ભાગતાં ભૂખનાં દુઃખ અને દેહ તથા મનના દર્દથી ભ્રમિત બનેલા, આમ તેમ અથડાઈ કુટાઇને સોરઠના સીમાડા ત્યાગતાં ત્યાગતાં પણ અનેકને કયામતના દિનની રાહ જોવા સોરઠની ભૂમિમાં છોડી દેતાં પલાયન કરી ગયા.

વિજયથી આનંદઘેલું બનેલું સોરઠી સૈન્ય પાછું વંથળી તરફ કુચ કરી ગયું. પરાજય પામેલો સુલ્તાન હવે શું દાવ ખેલે છે તેની રાહ જોતો સોરઠી સૈન્યનો સરદાર રા' મહિપાળ સૈન્યમાં ભરતી કરવાને તનતોડ પ્રયાસો કરવા લાગ્યો.

ચોમેર ફરતા કાસદોમાંથી એક કાસદે હાંફતા-શ્વાસભર્યા અવાજે એક દિન સમાચાર આપ્યા કે દિલ્હીના સુલ્તાને મલેક મકબુલની વાત સાંભળી સોરઠના મોગલ તેમજ રજપુત સરદારો અને ઠાકોરોને વશ કરીને પરાધીન બનાવવાને ગુજરાતના વડા સુબા મલેક કમાલુદ્દીનખાનને એક ચુનંદી અને વિપુલ સાધનસંપન્ન ફોજ લઇ રવાના કર્યો છે.

સોરઠી સૈન્ય તરત ચેતનમય બની ગયું. લીંબડીના ઝાલા રાણાજીએ મલેક કમાલુદ્દીનના માર્ગની ભાળ કાઢવા અને બને તેટલો અટકાવ કરવા એક ટુકડીની આગેવાની માંગી લીધી અને બાકીનું સૈન્ય લઇ સોરઠના સીતારા સમો રા' મહિપાળ ધીમે ધીમે કુચ કરતો આગળ વધીને રાણાજી ઝાલાના સમાચારની રાહ જોતો ભાદરને કાંઠે વિરામસ્થાન નિયત કરી પડાવ નાંખવા લાગ્યો.

એવામાં એક સમાચાર મળ્યા કે રાણાજી ઝાલાએ મુસલીમ સૈન્યની ભાળ મેળવી છે. નળ પાર કરીને સોરઠના સીમાડાના પ્રદેશ સુધી મુસલીમ સૈન્યની છેલ્લી બાતમી હતી.

ત્યારપછી ઘડીયે ઘડીયે ચાતક સમી અધીરી રાહ જોતાં જોતાં આંખે અંધારાં આવવા લાગ્યાં પણ કોઇ કાસદ દેખાયો નહિ. કાંઇ સમાચાર આવ્યા નહિ. આતુર અને જિજ્ઞાસુ બનેલા રા' મહિપાળને લાંબા લાંબા લાગતા દિવસો એક પછી એક જવા લાગ્યા.



## પ્રકરણ ૧૨ મું.

### મોઢવાણાનો ઘેરો.

ભરતીનાં મોજાં ઉછાળતો સાગર જેમ પ્રલય વર્તાવતો આગળ વધતો ગાજે તેમ ગાજતી મુસલીમ સેના નળનો કાંઠો પસાર કરી મોઢવાણાના પ્રદેશ સુધી આવી પહોંચી. એમનો આગળ વધતો પંથ એ કિલ્લા વગરના ઉઘાડા ગામે રોકયો. મલેક કમાલુદ્દીનના અનેક પ્રયાસો અને અનેક હુમલાઓની સામે એ નાનકડા ગઢ વગરના ગામની બહાદુર વસતીએ ચોવીસ ચોવીસ દિવસની ટક્કર ઝીલી.

લોલીયાણાનો અભંગ કિલ્લો સોરઠી સેનાને હાથ પડયાની વાત સોરઠમાં ચોમેર ફેલાઈ ગઇ હતી. વિજયથી ઉછળતી એ સોરઠી

સેનાની સહાય ઉપર ભરોસો રાખી મોઢવાણુએ બચાવ કર્યો. ટક્કર ઝીલી અને ઉગતી પ્રભાતે અને આથમતા દિવસે રેલાતી સંધ્યાના સમયે ક્ષિતિજમાં સોરઠી સેનાના વાદળની ચાતક સમી રાહ જોઇ. એક નાની મજબૂત ટુકડી લઇ ઘેરાના આરંભમાં લીંબડીનો ઝાલો રાણો આવી પહોંચ્યો હતો. ગ્રામ્ય જનોમાં ઉત્સાહ વધતો હતો. મુસલીમ સેનાની ભરતી આગળ બંધ બાંધવાના શૌર્યભર્યા કોડ જાગ્યા હતા એમ ને એમ ચોવીસ ચોવીસ દિવસો વહી ગયા.

ઘેરાના પચીસમા દિવસે ગામના એક મકાનમાં કેટલાક માણસો વાતચીત કરી રહ્યા હતા.

"ત્યારે તમારૂં એમ માનવું છે કે હવે આપણે ટકી શકીશું નહિ, એમ ને?" એક વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો.

"હા! હું એમ માનું છું કે આપણે વધારેમાં વધારે એકાદ પહોર હવે ટકી શકશું, વધારે નહિ." ઝાલો રાણો બોલ્યો.

સહુના અંતરમાં આ શબ્દોથી દર્દ થયું. સોરઠી સેના આવી નહિ અને ચોવીસ ચોવીસ દિવસના અણનમ પરાક્રમ ઉપરની છવાતી કાલિમાથી સહુના અંતરમાં હૈયું ભાંગી નાંખે એવી ગભરામણ થઇ.

"ભાઇઓ! હવે નિરાશ થવાનું કારણ નથી. મર્દથી થાય એટલું કર્યું, છતાંય ઈશ્વરને નહિ ગમ્યું. ભાઇઓ! ચાલો ભોજન કરી લઇએ ને પછી કેસરીયાં. અન્નપૂર્ણાને જીવ્યા મુઆના જુહાર કરી લો."

સહુ ઉઠતા હતા ત્યાં એક માણસ દોડતો શ્વાસભર્યો અંદર આવ્યો. એની આંખ ચમકતી હતી. થાકેલો લાલ ચહેરો પણ આનંદથી અંકિત બન્યો હતો.

"કાં શું છે?" ઉપરોક્ત વૃદ્ધ બ્રાહ્મણ બોલી ઉઠયો.

"વિઠ્ઠલેશ્વર કાકા! સેના આવી!" આગન્તુકે આનંદથી ફાટતા અવાજે કહ્યું.

"હેં! હોય નહિ." સહુ બોલી ઉઠયા.

"હોય નહિ શું? હોય. મેં એની ખેપટ જોઇ છે. અને જુઓ, મલેક કમાલુદ્દીન પણ ઘેરો ઉઠાવી મુકાબલો કરવા ચાલ્યો."

આશાથી સળગતા ચહેરાથી સહુ ઉઠીને દોડયા. ઉંચી અગાશી

ઉપર ચડીને નજર કરી અને આનંદથી તેમનાં હૈયાં થનથની ઉઠ્યાં. મલેક કમાલુદ્દીનને ઘેરો સંકેલી લઈ કૂચ કરી જતો તેઓએ જોયો.

હર્ષ જેમની આંખમાં આંસુવાટે હૈયાંને ગાળી નાંખીને વહી રહ્યો છે એવા એ બહાદુર સોરઠીઆઓ બબ્બે ચચ્ચાર પગથીઆં કુદતા કુદતા નીચે આવ્યા.

"ચાલો! ચાલો ખાવા! ભોજન હવે નિરાંતે કરીએ." એમ ચોમેર પોકાર પડી રહ્યો, અને હસતા, કુદતા, એક બીજા સાથે ભેટતા ક્ષણભર હર્ષની ભરતીમાં બાળક બની ગયેલાઓની પંગત બેસી ગઇ.

"વિઠ્ઠલેશ્વર કાકા! પેલા લાડુ કાઢો ને!" એક જુવાનીઓ બોલ્યો.

એ વૃદ્ધ વિપ્રના મુખ ઉપર ધીમું હાસ્ય ખીલી ઉઠ્યું. એની સખત રેખાઓ સહેજ નરમ બની. પોતાની સફેદ દાઢી પસવારતો ભૂદેવ ધીમેથી બોલ્યો: "નહિ ભાઈ, નહિ."

"નહિ શું? કાલ તો કાકા તમે જાતે લાડુ કરતા હતા અને અમને રસોડામાં પેસવાય નહોતા દીધા. તમારા હાથના લાડુ આજ ન ખાઇએ તો કયારે ખાઇએ?"

"ભાઇ! એ તો, આપણા મહેમાનો આવશે, તેમને માટે છે. આજ સાંજે જ સોરઠી સેના અહીં આવી પહોંચશે. એના સારૂ રાખીએ. આપણે તો ભૂખે દુઃખે આજસુધી રહ્યા તે હવે એક ટંક નિભાવી લો." વિચાર કરીને વિઠ્ઠલેશ્વરે પ્રત્યુત્તર આપ્યો.

"હા! હા!" આતિથ્યની સોરઠી ભાવનાથી પ્રેરાઇ એક જણ બોલ્યો: "મહારાજ સાચું કહે છે. આપણને મદદ કરવા આવે એને લાડુ ખવરાવો."

"તો બોલો, હરિહરા!"

આજે પચીસ પચીસ દિવસનાં વ્હાણાં પછી સહુ શાંતિભર્યા આનંદથી જમતા હતા. જમતાં જમતાં જરા દૂર બેઠેલો રાણોજી ઝાલો બોલી ઉઠયો:

"વિઠ્ઠલેશ્વર મહારાજ! તમે મોઢેરામાં હતા ખરૂં, નહિ?"

વિઠ્ઠલેશ્વરના હાથમાં અનાજનો કોળીઓ એમ ને એમ રહી ગયો. એની આંખમાં ત્રાસ વ્યાપી રહ્યો. એનો ચહેરો સફેદ બની ગયો. ધીમા ધીમા અને કંપતા અવાજે તે બોલ્યો: "હા!"

" કેવું નવાઇ જેવું ?" રાણોજી બોલ્યો : " તમે મોઢેરામાં હતા, મોઢવાણામાં પણ આવ્યા. કેટલા દિવસ ઘેરો ચાલ્યો હશે ?"

"ચાર મહીના ! દિવાળીથી હોળી સુધી."

"ચાર શેના ? એ તો સાડા ચાર મહિના થયા . પછી શું ઘેરો ઉઠાવી લીધો ?"

" ના."

" એટલે ! મુસલમાનો હાર્યા ?"

વિઠ્ઠલેશ્વરને આ પ્રશ્નપરંપરા રૂચતી દેખાતી ન હતી. " ના, મુસલમાનો જીત્યા" એણે ધીમેથી કહ્યું.

" એટલે ? મોઢેરા પડ્યું ?"

" હા ! મોઢેરા પડ્યું."

" અને તમે જીવતા રહી ગયા ?"

" હું પકડાયો, પણ મને જીવતો રાખ્યો; કારણ, મને વૈદકનું જ્ઞાન છે."

" બહુ સારૂં. સૌ સારૂં જેનું છેવટ સારૂં. મોઢેરાના ઘેરા વખતે જાણવા જેવું કાંઈ હતું ?"

વિઠ્ઠલેશ્વર ધીમે ધીમે પંગત ઉપરથી ઊભો થઇ ગયો. હાથ ધોઇને આમ તેમ આંટા મારવા લાગ્યો. પછી તે બોલ્યો: " કેટલીક વાતો ન કહેવી એ સારૂં છે." આંખ ઉપર હાથ દઇને તે બેસી ગયો.

વિઠ્ઠલેશ્વરે અનાજને હાથ ન અડકાડ્યો અને તે બહારની પરસાળમાં ચાલ્યો ગયો. પરસાળની વચમાં તે મૂઢ અને જડ જેવો બની બેસી રહ્યો.

થોડી વાર પછી એની વિચારનિદ્રામાં ભંગ પાડતો રાણોજી ઝાલો આવી ચડ્યો અને પાસે બેસીને બોલ્યો:

" મહારાજ ! માફ કરજો. પણ તમે મોઢેરાનો ઘેરો જોયો છે, એટલે પૂછું છું કે મોઢવાણાનો મેં કેવો બચાવ કર્યો છે ? શું મારી તૈયારી, મારી યોજના, મારી પદ્ધતિ બરોબર હતાં ? તમે ધનુર્વિદ્યામાં પ્રસિદ્ધ છો. વળી પ્રસિદ્ધ મદારથી યોદ્ધા છો એટલે શિષ્યભાવે પ્રશ્ન કરૂં છું."

" એક શૂરવીરને શોભે, મરદને છાજે એ બધું તમે કર્યું છે."

રાણાજી ઝાલાના ચહેરા ઉપર પ્રસન્નતા છવાઇ. દિલ્હીના દરવાજાસુધી પ્રસિદ્ધિ પામેલા બ્રહ્મ મહારથીની આટલી પ્રશંસાથી તેને સંપૂર્ણ સંતોષ થયો. તે બોલ્યોઃ

"અને મોઢેરામાં ? મારી માફક કરવામાં આવ્યું હતું ? ત્યાં પણ બચાવ સારો કરવામાં આવ્યો હતો ?"

"હા ! તેમનાથી બને તેટલું તેઓએ કર્યું હતું. પણ—" વિઠ્ઠલેશ્વર મહારાજ બોલતા બંધ થઈ ગયા.

"પણ શું ?"

"પણ એક ભૂલ થઈ હતી. કોઇને–ખાસ કરીને સ્ત્રીઓને જીવતી પકડાવા દેવી જોઇતી ન હતી. ઝાલા ! અમે પકડાયા ત્યારે મને એક થાંભલા સાથે બાંધ્યો. મારી આંખ બંધ ન કરૂં માટે પાંપણમાં કાંટા ભોંકી રાખ્યા. અને મેં-મેં–સ્ત્રીઓની હાલત જોઇ !" ઉજળા સફેદ બનેલા ચહેરામાં ત્રાસ અને ભૂતકાળના કોઇ અનિષ્ટ સ્વપ્નદર્શનના ભયથી તગતગતી આંખોને ધ્રૂજતા હાથે દાબતો વિપ્ર બોલ્યો. ઘણી વાર તે એમ ને એમ બેસી રહ્યો. છેવટે એક આંસુનું બિન્દુ લોહી વિપ્ર ફરી વાર બોલ્યોઃ "નહિ, એક પણ સ્ત્રીને જીવતી પકડાવા દેવી જોઇતી ન હતી."

રાણોજી ઝાલો ઉઠયો અને વિઠ્ઠલેશ્વર મહારાજને પગે પડતો બોલ્યોઃ "ગુરૂ મહારાજ ! આપ ન જાણશો કે એ બાબતનો મેં વિચાર કર્યો નથી. અને–પણ હવે શું છે ? હવે તો હમણાં રા' મહિપાળ આવી પહોંચ્યો સમજો !"

"હા !" વિઠ્ઠલેશ્વર બોલ્યો. ફરી વાર તે પાછલી વાત યાદ કરતો દેખાયો. પુનઃ તે બોલ્યોઃ "નહિ, એક પણ સ્ત્રી જીવતી ન પકડાવા દેવી. ઝાલા ! આ તો ઠીક થયું પણ નહિતર આંહીંની સ્ત્રીઓને હું મારી નાંખત. હું બ્રાહ્મણ ઉઠીને સ્ત્રીહત્યાનું પાપ વહોરત. જો હું ન મારૂં, મોઢેરાની હાલત નજરે જોયા પછી એક પણ સ્ત્રીને જીવતી પકડાવા દઉં તો મને રૌરવનરકમાંય શાંતિ ન મળત. ચોરાસી લાખ ફેરા સુધી મારા પાપનો ભાર મારા ઉપરથી ન ઉતરત. સ્ત્રીહત્યાનું પાપ ! ઝાલા ! એક આવા પાપે હજારો ખરાં કરેલાં પાપ ધોવાઈ જાય. એક આવા પાપથી હજારો વર્ષ સુધી આત્માને શાંતિ મળે. પણ હવે શું ? વૃદ્ધોને પાછલી વાતો બહુ યાદ આવે."

"મહારાજ! તમે જો એ પાપ કર્યું હોત તો એ પાપમાં હું પહેલાં પગલાં ભરત. પણ હવે શું? હું જાઉં છું. સોરઠી સેનાના સમાચાર આવ્યા હશે"

રાણોજી ગયો. વિઠ્ઠલેશ્વર એમ ને એમ હૈયે ચડતી સ્મૃતિના ભારથી ત્રાસતો કંપતો ક્યાંય સુધી બેસી રહ્યો. એકાએક એ ખંડનું દ્વાર ઉઘડયું અને રાણોજી ઝાલો અંદર દાખલ થયો. પણ એ ઇશ્વર! કેવો ઝાલો! એનો ચહેરો ઉજળો પુણી જેવો બની ગયો હતો. એના હાથ અને હોઠ કંપતા હતા. બેહદ નિશો કર્યો હોય એમ એ લથડીયાં ખાતો ભોંયપર બેસી ગયો અને બોલ્યોઃ "મહારાજ!"

"કેમ ઝાલા, શું છે?"

"સેના-સોરઠી સેના પાછી પડી, મલેક જીત્યો. હમણાં મિત્રો નહિ પણ દુસ્મનો આવશે."

"જે ઇશ્વરને ગમે તે ખરૂં, ઝાલા! એમાં ગભરાવું શું?" શાંતિભરી હિંમતથી વિપ્ર યોદ્ધો બોલ્યો.

"મહારાજ! મોતથી ડરતો નથી, પણ સ્ત્રીઓ!"

"મલેક સવાર પહેલાં હુમલો નહિ કરે. સ્ત્રીઓને હું સંભાળી લઇશ. ઝાલા! આ વાતની કોઇને ખબર હશે ખરી?"

"ના, જે કાસદ લડાઇના મેદાનમાંથી સમાચાર લાવ્યો તે તો જખમોથી મરી ગયો. મેં એને દાટી દીધો છે. કોઇને કહેવાની જરૂર છે?"

"ના! આજ સાંજ સુધી કહેશો મા! સાંજે હું જ બધાને કહીશ. ઝાલા! સ્ત્રીઓની ચિન્તા હૈયેથી ઉતારી નાંખો!"

બેહદ ચિન્તાના ભારથી મુક્ત થયો હોય એમ ઝાલાનો ચહેરો પૂર્વવત્ શાંત થઇ ગયો. એ બીજી વાતચીત કરી બ્હાર ચાલ્યો ગયો અને ચડેલો દિવસ નમતાં નમતાં જગત પર હેમવર્ણી સંધ્યાના સોનેરી તેજ પાથરીને સંકેલવા લાગ્યો, તોય વિઠ્ઠલેશ્વર પોતાની જગ્યાએ જડ જેવો બેસી રહ્યો.

બીજા કોઇને સોરઠી સેનાની પીછેહઠના સમાચાર મળ્યા ન હતા. સહુ ભાવી મુક્તિના આનંદથી પ્રમત્ત હતા.

હસતે ચહેરે વિઠ્ઠલેશ્વર વિપ્ર અંદર આવ્યો અને બોલ્યોઃ "જાઓ, લાડુ લઈ આવો! આજ તો લાડુ ખાઇએ. સવારે વાસી થઈ જશે."

અને પછી તે બોલ્યો: "ચાલો સ્ત્રીઓ પણ સાથે બેસી જાઓ. ઉતાવળે કામ પૂરૂં કરી સહુ સૂઇ જાઓ. સવારે વહેલાં ઉઠવું છે."

લાડુની કથરોટ આવી. પરસાળમાં સ્ત્રીઓની પંગત જામી ગઈ. અંદર બીજા પુરૂષો ઝૂકી ગયા અને સહુને વિઠ્ઠલેશ્વરે લાડુ પીરસ્યા. રાણાજી ઝાલાએ વિઠ્ઠલેશ્વર સામે નેત્રપલ્લવી કરી. નેત્રથી એ મૂક પ્રશ્નનો મૂક ઉત્તર આપતા વિપ્રના વદન ઉપર આછું સ્મિત છવાયું. રાણાજી ઝાલાએ પણ એક લાડુ લીધો.

વાતચીતના તડાકા અને આનંદઘેલી અર્થહીન મશ્કરીમાં ભોજન શરૂ થયું, પરંતુ કોઇથી આ જગતમાં પૂરૂં ન થયું. સહુ પોતપોતાના સ્થાન ઉપર નિશ્ચેષ્ટ અને નિષ્પ્રાણ બની ગયા. મૃત્યુના ઝેરભર્યા ચક્રમાં ઊભેલા વિપ્રનું વદન કાળાગ્નિના જ્વાળામુખીથી સળગી ઉઠ્યું: "હવે મુસલમાનો ભલે આવે!" એના ચહેરા ઉપર ભયંકર સ્મિત છવાયું.

## પ્રકરણ ૧૩ મું.

### ભૂલનો ભોગ.

એકાએક હવામાં કોઇનો અવાજ ગૂંજતો હોય એવો આછો ભાસ એ મરણીયા બનેલા વૃદ્ધ વિપ્ર યોદ્ધાને થયો. તેણે જમીન ઉપર સરવા બનેલા કાન માંડ્યા. દૂરથી હજારો માણસો દોડ્યાં આવતાં હોય એવી ધરતીની ધ્રુજારી તેણે અનુભવી. વૃદ્ધ વિપ્રે જાણ્યું કે વિજયી બનેલા મુસલમાનો પાછા આવે છે. ભોજનનાં ભાણાં ઉપર નિષ્પ્રાણ બનેલા મોઢવાણાના અણનમ રક્ષકો તરફ તેણે એક નજર કરી. એના વૃદ્ધ ચહેરાની જર્જરિત રેખાઓ વધારે વ્યક્ત થઇ અને તે બ્રાહ્મણ એ મોતના મેદાનમાં હસ્યો. "આવું એક પાપ હજારો સાચા પાપને ધોઈ નાંખે છે. મુસલમાનો આવે છે, ભલે આવે! અમારી સ્ત્રીઓ એના હાથમાં નહિ જાય!" તે બડબડ્યો અને મુસલીમ સૈન્યને નીરખવા તે ઉંચી અગાસી ઉપર ચડ્યો.

ચાર ચાર માસ સુધી અલ્લફખાનના વિજયી સૈન્યને મોઢેરાના ગઢ આગળ રોકી રાખી ઇતિહાસમાં અમર બનેલો એ અણનમ

"વિપ્ર ગોદ્ધો અગાસી ઉપર ચડચો અને દક્ષિણુ દિશામાં લાંબી નજર કરી જોવા લાગ્યો.

થોડી વારમાં ધૂળનું વાદળ ક્ષિતિજને ઢાંકતું દેખાયું. વાદળના ગર્ભમાંથી જન્મતા લાગતા અસ્પષ્ટ આકારો બહાર આવતા દેખાયા. વિપ્ર તિરસ્કારથી હસ્યો. "ચાલ્યા આવો! મ્લેક કમાલુદ્દીનના સિપાઇઓ! ચાલ્યા આવો! આ મોઢેરા નથી, આ તો મોઢવાણા છે!" અને ફરીથી તિરસ્કારથી હસતી આંખે એ સાકાર થતા સૈન્યને નીરખી રહ્યો.

પણ-પણ આ શું? તેની આંખો તેને દગો દેતી હતી? કષ્ટથી શું તેની આંખો ભ્રમવાયુગ્રસ્ત થઈ હતી? દુઃખથી શું તેનું મગજ ભ્રમિત બન્યું હતું? સાકાર થતા સૈન્યને મોખરે સોમનાથનો ભગવો ઝુંડો તેણે પવનમાં ફરફરતો–રમતો જોયો!

આશ્ચર્ય! અપાર, અસીમ સ્તબ્ધતાથી તે ક્ષિતિજને જોઈ રહ્યો. તેના સરવા બનેલા કાન ઉપર "જય સોમનાથ" ની ઘેરી રણહાકનો આછો પડઘો પડતો તેણે સાંભળ્યો. "હર હર! મેં શું કર્યું? ઈશ્વર! ઇશ્વર! ક્ષમા ક્ષમા!" તેનો ફાટતો અવાજ ગાજી ઉઠચો. તેના મગજના તાગેતાર કોઇ અગમ્ય ભયંકરતાથી ખેંચાતા હોય એમ તેને લાગ્યું, એની તગતગતી આંખો સેંકડો નરનારીની ભૂતાવળ નાચતી જોવા લાગી. ચક્કર ચક્કર ફરતા મગજને દાબીને તે જડ જેવો ઊભો રહ્યો. આખરે તે હસ્યો–ભયાનક, ખાલી, હવામાં પડછંદ કારમા પડઘા પાડતું હાસ્ય હસ્યો. જાણે કે ભાન ભૂલેલો પાપિષ્ઠ આત્મા રૌરવનરકમાં ચિત્કાર કરતે હોય એમ તે ચિત્કારવા લાગ્યો. તેના મગજના તાર તૂટી ગયા અને તે ભોંય ઉપર પડી ગયો.

તે વૃદ્ધ વિપ્રની આંખો દગો દેતી ન હતી. મોઢવાણા તરફ જે સેના ધસતી આવતી હતી તે સોરઠી સેના જ હતી, તેનો સરદાર મોખડાજી ગોહીલ પોતે હતો અને અધીરાઇથી તે મોઢવાણા તરફ ધસ્યો આવતો હતો.

પરંતુ મોઢવાણા ઉજ્જડ હતું-નિર્જન હતું! ચાલતી લડાઈ દરમ્યાન સોરઠી સેનાના સરદાર રા' મહિપાળે મોકલેલી સૂચનાને આખરનો સંદેશો માનવાથી થયેલી ભયંકર ભૂલનો ભોગ તે બની ગયું હતું!

ત્રસ્ત મોખડાજીએ જોયું કે મોઢવાણામાં એક પણ રક્ષક—એક પણ રહેવાસી જીવતો ન હતો. ભોજનનાં ભાણાં ઉપર જડ પ્રતિમા જેવા નિષ્પ્રાણુ દેહો તેણે જોયા અને આશ્ચર્ય અને ત્રાસથી તે મૂઢ બની ગયો.

એકાએક એ પરસાળમાં પગરવ થયો અને મોખડાજીએ પાછું વાળીને જોયું. જોઇને તે જડ જેવો બનીને ઉભો રહ્યો.

પરસાળમાં એક વૃદ્ધ બ્રાહ્મણ ઉભો હતો. એની સફેદ દાઢી અને લાલચોળ ચહેરામાંથી અનિમિષ આંખોના ડોળા તરવરતા હતા. લથડીયાં ખાતો, બે હાથે માથું દબાવતો તે આગળ ચાલ્યો.

“ લાડુ ! લાડુ ! લાડુ ખાશો મા ! ” એણે એક અપાર્થિવ અવાજ કર્યો. મધ્યરાત્રિએ ભૂલા પડેલા ઘુવડના જેવો તેનો ભયાનક અને ઘેરો અવાજ ત્રુટતો, ફાટતો, કંપી ઉઠી હવામાં ગાજી રહ્યો ! તરતજ તે નીચે પડ્યો અને મોઢવાણાના ઉતાવળા અને ભયંકર જોહરનું કારમું ચક્ર પૂરૂં થઇ ગયું !

# પ્રકરણ ૧૪ મું.

## અંકેવાળાની લડાઇ.

પાતાળમાંથી પ્રગટી હોય, મોઢવાણાના શૂરવીર સોરઠી રક્ષકોની અંતની ઘડી સાચવવા આકાશમાંથી ઉતરી હોય, એમ અણધારેલે વખતે નિરાશાનાં ઘેરાતાં વાદળાંમાંથી સોરઠી ફોજ શી રીતે આવી શકી એ તરફ આપણે હવે લક્ષ દોરીએ.

સોરઠી સેનાને રાણાજી ઝાલાના સમાચારની રાહ જોતી દિન વિતાવતી આપણે આગળ જોઇ.

પરંતુ એક પછી એક દિન ચાલ્યા ગયા અને પરદેશી આક્રમણથી ત્રસ્ત બનેલા દેખાતા—ઝાંખા લાગતા ક્ષિતિજમાંથી કોઇ કાસદના ઉતાવળા ઘોડાના ડાબલા ગાજતા સંભળાયા નહિ. આખરે અનિષ્ટની સંભાવનાના સંકલ્પવિકલ્પથી અધીરા બનેલા રા' એ સોરઠી પડાવ ઉપાડ્યો અને નળકંઠા તરફ સોરઠનું સૈન્ય આગળ વધ્યું.

વઢવાણથી આ બાજુ થોડે દૂર રા' મહિપાળને મુસ્લીમ ફોજની ચોક્કસ બાતમી મળી. કોળીઓનાં ઘોડાં લઇ આગળ અને

આગળ ભમતા દુદા ચારણે મલેક કમાલુદ્દીનની ફોજના સમાચાર આપ્યા અને મોઢવાણાની રક્ષા કરવા ત્યાંના બહાદુર બિરાદરોને સહાય આપવા થાક જેવી વસ્તુ શું છે તે જાણવાની પરવા કર્યા સિવાય સોરઠી સૈન્ય મોઢવાણા તરફ ઉતાવળી કુચ કરવા લાગ્યું. એ ઉતાવળી કુચથી સાથે નહિ રહી શકતા સૈનિકોના થાકેલા પગમાં ઉતાવળા બનેલા રા' નો કે આવેશથી થનથની ઉઠેલા દુદા ગઢવીનો અવાજ વારંવાર પ્રેરણા પૂરતો. "આગળ! આગળ" અધીરો રા' ગાજતો હતો. "સાંભળો, તમારી મા—બ્હેનો બોલાવે છે, દોડો! દોડો!" દુદો ગઢવી ત્રાડતો અને રેણુકાની હવાઈ હાકલથી પ્રેરાએલા અનેક પરશુરામોનું બનેલું સૈન્ય આગળ અને આગળ વધ્યું.

દૂર દૂર ડાબા હાથ ઉપર એઓએ વઢવાણની અસ્પષ્ટ રેખાઓ જોઈ—એ વઢવાણ કે જ્યાં કર્મપ્રેમી, પતિપ્રેમી, સ્નેહાળ રાણકદેવડીએ સ્વર્ગનો સદાય ઉજમાળો પંથ લીધો હતો. સતીત્વના ઉગ્ર અને પ્રતાપી દ્રશ્યથી યાવચ્ચંદ્રદિવાકરૌ પુનિત બનેલા એ શહેર સામું આંગળી ચીંધતો દુદો ગઢવી બોલ્યો: "દોસ્તો! આ ગામમાં સોરઠી ખમીરની ચિતા સળગી હતી. જોજો એની જ્વાલા મોઢવાણા ન પહોંચે!" અને મોઢવાણાને જંખતું, તેના જાપ જપતું, થાકેલું સૈન્ય થાક વિસરી આગળ વધ્યું.

સંવત્ ૧૩૭૧ ની સાલની રણચંડી જ્યારે મહિષાસુરનો વધ કરી વિજયાદશમીના રાસ રમવા જગત ઉપર નવરાતનો પૂણ્યભીનો નિવાસ કરવા ઉતરી હતી, ત્યારે સોરઠી સૈન્યે અંકેવાળા ગામને પાધર પોતાનો છેલ્લો પડાવ નાંખ્યો. અહીંથી મોઢવાણા બહુ તો ૩ કે ૪ કોસ દૂર હશે. અંકેવાળામાં થાક ઉતારવા રાત્રિ ગાળ્યા સિવાય છૂટકો ન હતો. મુસલીમ સૈન્ય સામે થાકેલી ફોજને ઉભી રાખવામાં લાભ નહોતો. કચવાતે મને રા' મહિપાળે પડાવની આજ્ઞા આપી.

મલેક કમાલુદ્દીનને સોરઠી સૈન્યના વાયુવેગી આવાગમનની બાતમી મળી અને તે મોઢવાણાનો ઘેરો ઉઠાવી લઈ સોરઠી સેનાને આપી લેવાને અંકેવાળા તરફ આવ્યો.

આશ્વિન સુદ આઠમ કે જ્યારે માતાના હવનનાં મંડાણ થાય

છે, તે દિવસે પ્રભાતમાં મુસલમાનો અને સોરઠીયા એક બીજા સાથે અંકેવાળાથી થોડે દૂર અફળાયા.

લડાઇ જામી. લડાઇના આરંભમાં થાકથી નિર્બળ બનેલું દેખાતું સોરઠી સૈન્ય પાછું પડયું. રા' મહિપાળને પરાજયનાં ભયાનક સ્વપ્નાં આવવા લાગ્યાં. તેની તાતી તલવારનાં તેજ ઓસરવા લાગ્યાં. ક્ષણભર એ બહાદુર યોદ્ધો નિરાશ બની ગયો અને સોરઠી સેના ઉપર ભરોંસો ન રાખતાં બચાવના બીજા યોગ્ય ઉપાયોની તૈયારી કરી લેવાની સૂચના આપતો એક કાસદ—જખ્મી થયેલો એક સૈનિક તેણે મોઢવાણા તરફ દોડાવ્યો. રા' મહિપાળ ધારતો હતો કે મોઢવાણાને ખાલી કરીને રક્ષકો સલામત સ્થળે ચાલ્યા જશે અને એ પ્રયાણનો સમય પૂરતો મળે તે માટે તેણે કાસદને યોજ્યો હતો.

પરંતુ દુદા ગઢવીની ઘોડીમાં પવનનો વેગ ભરાયો. તેની જીભમાં સરસ્વતી વસી. એણે સોમનાથનો ભગવો ઝુંડો ઉપાડયો. ઝુંડો લઇને તે આગળ દોડયો. પાછી પડતી સોરઠી સેના અને વિજયવતી મુસ્લીમ સેનાની બરોબર વચમાં તેણે એ ભગવો ઝુંડો રોપ્યો અને કેસરી સિંહની જયગર્જનાનો પ્રતિઘોષ પાડતી ત્રાડ નાંખી તે બોલ્યો: "સોરઠીયાઓ! આ ઝુંડાને માટે શું આપશો?"

આશ્ચર્યથી ચકિત બનેલા સૈનિકોએ પાછળ નજર કરી અને પવન સાથે વાતો કરતો સોમનાથનો ઝુંડો હવામાં રમતો જોયો. ધનમેર ઠાકોર કુદકો મારી આગળ આવ્યો. "મારૂં લોહી! મારો પ્રાણ!" તેણે ગર્જના કરી.

"અને મારૂં લોહી"! "અને મારો પ્રાણ"! "અને મારૂં" "અને મારૂં" ચોમેર કાળી કિકિયારીઓ ઉઠી.

ધનમેરના શેરમર્દ કોળીઓ દુદા ગઢવીને વિંટળાઇ વળ્યા અને એ ઝુંડાની આસપાસ તાંડવ રચાવા લાગ્યું.

રા' મહિપાળ પીઠ કરતી સેનાનો માર્ગ પોતાના અશ્વથી રોકતો—અવરોધતો, આજીજી કરતો, ઉત્તેજન આપતો, ધિક્કાર વર્ષાવતો, સાબાશી આપતો સૈનિકોને રોકીને સેનાની પુનર્વ્યવસ્થા કરતો હતો. સૈનિકો રોકાયા, ગોઠવાયા અને આગળ વધ્યા. અણનમ રહેલા અને અણનમ રહેતા કોળીઓના લોહીથી લાલ રંગના ઝુંડાને જોઇ તેમનો થાક ઉતરી ગયો. તેમની આંખોમાં શૌર્યનો જ્વાલામુખી

સળગી ઉઠયો. એમના એક એક હાથમાં અનેક ભીમોનાં બળનો વેગ ઉછળવા લાગ્યો અને માઝા મૂકી પ્રલય વેરતો રત્નાકર જેમ ઘુઘવતો વધે એમ સોરઠી સેના આગળ વધી.

પહેલે સપાટે રા' જખ્મમાયો. "મને મૂકી દો. આગળ વધો! આગળ વધો!" એણે બૂમ નાંખી. એની નજર તેની સાથે રહી પરાક્રમો કરતા મોખડાજી ઉપર પડી. દેહના દર્દથી પીડાતો પણ સોરઠના ગૌરવની મૂર્તિ સમો રા' બોલ્યોઃ "ગોહિલ! મોખડાજી! તમે સૈન્યને સાચવો! જોજો વેગ ઢીલો થાય નહિ. મુસલમાનોને પરાજીત કરી મારી પાસે આવો."

મોખડાજી—ગોહિલ નવયુવાન, વંથળીનો પ્રથમ આશ્રય મેળવનાર સેજકજીનો પૌત્ર—સોરઠી સૈન્યની ભરતીને મોખરે થયો.

એ ધસારા સામે મુસલમાનો ટકી શક્યા નહિ. મુસ્લીમ સેના પાછી હઠવા લાગી, પછી ઉતાવળી ચાલવા લાગી. એક સૈન્ય જ્યારે પાછું પડે છે ત્યારે અકારણ ભયથી સૈનિકો ભયભીત બને છે. એવો ભય મુસ્લીમોમાં વ્યાપી રહ્યો, અને ફુવારાનાં પાણી વેરાય એમ મુસ્લીમ સેના અંકેવાળાના મેદાનમાં વેરાઈ ગઈ. હથિયાર ફેંકી ફાવે તે દિશામાં મુસલમાનો જ્યારે જીવ લઇને ભાગતા હતા ત્યારે સંતુષ્ટ બનેલા દેખાતા ભગવાન સહસ્રરશ્મિ સંધ્યાના સોનેરી પાલવને લડાઇના લોહીયાળ મેદાનમાં પાથરતા હતા.

મોખડાજીએ હવે પોતાની સેનાની સામે જોયું. જખ્મી બનેલો રા' મહિપાળ વિજયને જંખતો બેભાન પડયો હતો. જખમ મોટો હતો પણ ભયંકર નહોતો અને બે ચાર માસ પડદા સિવાય રા' મહિપાળને માટે બીજો ભય નહોતો.

સોરઠી સેનામાં–પાછળથી ધસારો કરીને સાગરનાં મોજાં સમી આવેલી સેનામાં તો મૃત્યુનું પ્રમાણ આ સમયે કલ્પી શકાય તેથી વિશેષ ન હતું. પરંતુ ઝુંડાની આસપાસ કોળીઓનો સંહાર થઈ ગયો હતો.

મોખડાજીએ ત્યાં બારીક તપાસ કરી અને જીવનના છેલ્લા શ્વાસો તાણતા ધનમેર ઠાકોરને તેણે જોયો.

પોતાના પાલક પિતાની પાસે મોખડાજી ઘુંટણીએ પડયો. ધનમેરની આંખમાં જીવનની છેલ્લી જ્યોત સળગી ઉઠીઃ 'બેટા! આવ્યો? લડાઇનું શું થયું?'

"હાર્યા !" ભારે હૈયે મોખડાજીએ જવાબ આપ્યો.

"કોણ હાર્યા ?" ધનમેર ઠાકોરના કંઠમાં આતુરતા ગર્જી ઉઠી.

"મુસલમાનો હાર્યા ! આપણે તો જીત્યા !"

"જય સોમનાથ !" ધનમેરે આનંદની બૂમ નાંખી: "હું હવે શાન્તિમાં મરૂં છું. મારા પછી વળાની ગાદી તને સોંપી. સંભાળજે, સાચવજે અને વધારજે. ઇશ્વર તને સુખી રાખે ! વિજયી બનાવે !" ધનમેરે આંખો બંધ કરી.

થોડી વાર પછી ધનમેરે આંખો ઉઘાડી ત્યારે દીવ્ય અપાર્થિવતા તેના ચહેરા ઉપર છવાઇ જતી હતી. પ્રસરતી પ્રેતકળાને અનિમેષ જોઇ રહેતા મોખડાજીને તેણે કહ્યું : "બેટા ! રામનામ લે ! મારા કાનને પવિત્ર કર."

ધનમેર ઠાકોરે "રામ રામ" નો જાપ ઉપાડયો. મોખડાજી તેમાં સૂર પૂરવા લાગ્યો. થોડી વાર રણના મેદાનમાં એ પ્રૌઢ અને ગંભીર જાપ હવામાં ગર્જી ઉઠયો.

ધનમેર ઠાકોરે—વળાના પ્રસિદ્ધ બહાદુર રણઘેલા ઠાકોરે જાપ પૂરો કર્યો ત્યારે એની જીવનલીલા સમાપ્ત થઇ ગઇ હતી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### ઘેલો કે વાઘેલો ?

લડાઇનું શૌર્ય ઉતરી ગયું હતું અને ધનમેર ઠાકોરના મૃત્યુથી મોખડાજી મૂઢ જેવો બની ગયો હતો. એ આગળ ચાલ્યો. ઝુંડાની આસ-પાસ તેના રોજના સાથીઓનાં માથાં વેરાએલાં તેણે જોયાં અને તેનું હૈયું ભારથી બેસી ગયું.

હજીએ ફરફરતા એ વાવટાથી થોડે દૂર તેણે ગુજરાતના સુબા અને મુસલીમ સરદાર મલેક કમાલુદ્દીનનું શબ અનેક જખમોથી વહેતા લોહીના ખાબોચીયામાં પડેલું જોયું. તેથી જરા આગળ મુસલમાનોના શબોના પહાડનું કુંડાળું તેણે જોયું. લોહી નીતરતા એ ભયંકર ગોળ ગઢની વચ્ચે લોહી એકત્ર થયું હતું અને તેની વચ્ચે તેના પિતાના મૃત્યુની વીરકથા કહેનાર અને થોડા સમયમાં

પણ તેના દઢ બની ગયેલા મિત્ર દુદા ચારણને તેણે અનેક જખ્મોથી વેતરાઈને પડેલો જોયો.

મુસલમાનોના શબોથી ઉંચા બનેલા ગઢને કુદીને તે અંદર પડચો. પ્રત્યાઘાતથી લોહીનાં ખાબોચીયાંમાંથી લોહીના છાંટા ચોમેર ઉડચા અને પોતાને ઉડેલા લોહીને હાથવતી લૂછતો મોખડાજી પોતાના મિત્રને નીરખવા લાગ્યો. તેના મિત્ર દુદા ગઢવીના ફિક્કા પડી ગયેલા હોઠો હાલતા હતા. મોખડાજીએ હોઠ આગળ કાન માંડયા: " જય દેવ ! જય દેવ ! " નો જાપ તેના સરવા બનેલા કાન ઉપર અવિરત અથડાયો.

આશ્ચર્યચકિત મોખડાજીએ પોતાનો કંપતો હાથ એ જખ્મી દેહ ઉપર મૂકયો. સ્પર્શની અસરથી દુદા ચારણે આંખ ઉઘાડી. તેણે મોખડાજીને જોયો અને હર્ષ તથા આશાભરી નાનકડી બૂમ નાંખી તે બોલ્યો: " કોણ મોખડાજી ! "

" ગઢવી ! ગઢવી ! " ધબકતે હૈયે મોખડાજી બોલ્યો: " મામા ગયા ને તમેય જવા બેઠા ? "

" જન્મ્યું તે જવાનું ; ઠાકોર ! "

ગઢવીએ આંખ મીંચી અને " જય દેવ " નો જાપ શરૂ કર્યો. એનું અંગે અંગ વ્યાધિથી ધ્રૂજતું હતું અને જખમમાંથી હજીયે ટીપે ટીપે લોહી વહેતું હતું. જીવનની સહજ સંભાવના ન હતી. મિત્રના મૃત્યુની રાહ જોતો રજપુત યુવાન બેસી રહ્યો.

" જય દેવ " નો જાપ બંધ પડચો, પરંતુ ગઢવીની મુખરેખાઓ ક્ષણમાં ક્રોધભરી, ક્ષણમાં નિરાશ બનતી ફરતી દેખાવા લાગી. મૃત્યુનો ભવ્ય પ્રતાપ ઉતરતો લાગ્યો અને વ્યાધિની ભયંકર છાયા છવાતી લાગી.

મોખડાજીને લાગ્યું કે ગઢવીના હૃદયમાં દુઃખ છે અને એ વાસના અંતિમ કાળે બળ કરે છે. તેણે ગઢવીના કાન આગળ મુખ રાખી જોરથી બૂમ મારી કહ્યું: "ગઢવી ! જીવ કેમ મુંઝાય છે ?"

ગઢવીએ આંખ ઉઘાડી કહ્યું: " ભાઇ ! મારો જીવ કેમ સદ્દગતિએ જાય ? હજી તો વાસના પહોંચે છે. ચોરાસી લાખ ભવના ફેરા સુધી પહોંચશે. "

" ગઢવી ! મને કહી દો. વાસના ઉતારી નાંખો. લ્યો પાણી મૂકો. "

" ભાઈ ! પાણી મૂકયે વળે એમ નથી. મારી વાસના જળ મૂકયે ટળે એમ નથી."

" તો મને કહો, પણ જીવને મુંઝવો મા."

" મારે એક છોકરી છે." ગઢવી મોખડાજીના મુખ સામું તાકીને બોલ્યો.

" તો એ છોકરીની ચિન્તા ન કરો. કહો કયાં છે? હું એને સંભાળી લઇશ."

" છોકરી તો દિલ્હીમાં છે. એનું નામ દેવળદેવી." ગઢવી ધીમે ધીમે બોલ્યો.

" તો હું એને દિલ્હીથી લાવી મારી પાસે રાખીશ." મોખડાજીએ દૃઢતાથી કહ્યું: " લ્યો, હવે રામનામ લ્યો."

ગઢવીની આંખો એકાએક ચમકી ઉઠી. શરીરનું બધું બળ એકત્ર કરીને તે બેઠો થયો. તદ્દન સ્થિર અને તટસ્થ અવાજે તે બોલ્યો. આકાશમાંથી ગેબી વાણી થતી હોય તેમ એનો અવાજ શાંત, ભાવહીન અને સખ્ત હતો.

" મોખડાજી ! મારી વાત પૂરેપૂરી સાંભળી લે. હું ચારણ નથી, ગઢવી નથી. તારા પિતા પાસે જે દુદો ચારણ રહેતો તે તો કનારાના ધીંગાણામાં કામ આવ્યો હતો. તારા પિતાએ મરતી વખતે દુદા ચારણના નામની હાક મારી. તેની અંતની ઘડી સાચવવા તે વખતે તો મેં એને જવાબ દીધો અને મૃત્યુથી ઝાંખી બનેલી આંખોથી રાણજીએ મને દુદો ચારણ ધારીને કહેવાનો સંદેશો આપ્યો. તારા પિતા સ્વર્ગસ્થ થયા અને હું તે વખતે નામ વગરનો ભટકતો હતો તેને દુદા ચારણનું નામ આપતા ગયા. મેં એ નામ ધારણ કરી લીધું અને નવ નવ વર્ષ સુધી તે નામથી હું બધે ઓળખાયો અને માન પામ્યો."

" ત્યારે તમે કોણ છો !" મોખડાજીએ આશ્ચર્યભર્યા અવાજે કહ્યું.

" હું રજપુત છું. મારી છોકરીને મુસલીમ સરદાર અલફ-ખાનના સીપાઈઓ લઇ ગયા. દૂર દૂર ઘણે દૂર બાગલાણનો ડુંગરી કિલ્લો છે ત્યાં મારી છોકરી સુલ્તાનને હાથ પડી. એને છોડાવવા હું એ ટોળીની પછવાડે ભટકતો ભટકતો આવ્યો.

કંઇક કહેવાતા મર્દોની સહાય માંગી પણ કોઇએ મારો હાથ ઝાલ્યો નહિ. અલફખાન મારી છોકરીને લઈ જતો હતો. તેની પછવાડે પછવાડે હુંય ખંભાતને માર્ગે ધોલેરા આવ્યો. ત્યાંથી કનારા આવ્યો પણ રંડાતી ગયેલી ક્ષત્રિવટનો એક તારણહાર મળ્યો. આથમતા તેજમાં શુક્રનો તારો સળગે તેમ તારો પિતા રાણજી ગોહિલ શૌર્યથી સળગી ઉઠયાં અને ક્ષત્રિવટના યજ્ઞમાં પોતાનાં સર્વસ્વનું બલિદાન દઈ સ્વર્ગે સંચર્યો. ત્યારપછી હું આંહી રહી ગયો. મારી આ કથા જેવી તેવી તને મરતી વેળા કહું છું. મારી પુત્રી દિલ્હીમાં છે. સુલ્તાનના પંજામાં છે. એને તું છોડાવી શકીશ ?"

"પણ અત્યારસુધીમાં તે મુસલમાન થઇ ગઇ હોય તોય ?"

"મારી છોકરી ! ગોહિલ ! એ છોકરી કોઇ ભટકતા ભિખારીની નથી. અત્યારે તો તે એકવીસ-બાવીસ વર્ષની હશે પણ એક રજપુતની ક્ષાત્ર કન્યા છે. મરી જાય પણ ધર્મ ન ચૂકે એવી સતીઓ અને એવા શૂરાની ઓલાદની છે મારા મનમાં એ તો શંકા જ નથી."

"તો હું ગમે તેમ કરીને પણ તમારી પુત્રીને લાવીશ. હું તમને મોતની ઘડીએ વચન આપું છું."

"જય દેવ જય દેવ ! દુઃખી માણસની મોતની વેળાને સાચવનાર ગોહિલ બાળ ! મરતી વખતના આશીર્વાદનાં જો જગતમાં ક્યાંય મૂલ્ય હોય તો હું કે જેણે જગતનાં બધાં સુખો ભોગવ્યાં છે, દુઃખો નજરે જોયાં છે, જગતના સન્માન અને જગતનો ઉપહાસ સહુ અનુભવ્યાં છે તે તને આશીષ આપું છું કે તારૂં સ્થપાયેલું રાજ્ય કોઇથી પણ તૂટશે નહિ અને તારૂં સિંહાસન અમર રહેશે."

થોડી વાર એમ ને એમ એ આંખ મીંચી બેરી રહ્યો. સંતોષની છાયાથી એની રેખાઓ ચમકતી હતી. પછી એણે પોતાની આંખ ઉઘાડી. બુઝાતી જીવનજ્યોત છેલ્લો પ્રકાશ નાંખતી તેની આંખમાં ચમકતી હતી. ધીમેથી શાંતિથી તે બોલ્યોઃ "મોખડાજી ! મારી પ્રતિજ્ઞા હતી કે જીવનના છેલ્લા શ્વાસ સુધી મારે મારૂં ખરૂં નામ કોઇને પણ ન આપવું. આજ અઢાર વર્ષ મેં એ પ્રતિજ્ઞા પાળી હવે મારી છેલ્લી વાસનાના સોનેરી બંધન તૂટયાં છે અને મારો શ્વાસ રૂંધાય છે. સાંભળ ! ગોહિલ બાળ ! હું ચારણ નથી પણ રજપુત છું. હું ભટકતો ભિખારી નથી પણ રાજા છું. મારૂં નામ દુદો નથી પણ—"

એનો શ્વાસ વધારે વેગથી રૂંધાવા લાગ્યો. ત્રુટતા સ્વરે તે બોલ્યોઃ "પણ હું ગુજરાતનો—છેલ્લો—રાજા ક-ર-ણ-વા-ઘે-લો છું!" અને તે ભોંય ઉપર ઢગલો થઇને પડયો.

એકાએક ભોંય ઉપરથી તે કુદ્યો. એનું વૃદ્ધ શરીર ટટ્ટાર અને સશક્ત બની ગયું. એની આંખો જળહળતા તેજથી સળગતી લાગી. એનો જર્જરિત ચહેરો ગગનવિહારી ગરૂડરાજ જેવો પ્રતાપી બની ગયો.

"વાવટો! વાવટો! વાવટાનું શું?" તેનો પહાડી અવાજ સ્પષ્ટ પડઘા પાડતો ગર્જી ઉઠયો. મોખડાજી આ દૃશ્યથી સ્તબ્ધ બની ગયો. જ્યારે તેનામાં ચેતન આવ્યું ત્યારે તેણે જોયું કે કરણ વાઘેલો કે જેને તે હુદો ગઢવી તરીકે ઓળખતો તેનો ત્રસ્ત અને સંતપ્ત આત્મા તેના હતભાગી દેહપિંજરને છોડી સનાતન શાંતિમાં મળી ગયો હતો.

અને ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણ વાઘેલો,—ઘેલો પણ વાઘેલો, દુઃખી પણ મર્દ, ઉતાવળો પણ ધૈર્યશીલ, વિલાસી પણ શૂરવીર, પરસ્પર વિરોધી મનોભાવોની તત્ત્વમૂર્તિ—હતભાગી રજપુતરાજ તે સોરઠી સેનાના વિજયની રાત્રિએ સોરઠની સેજળ નિર્મળી ભૂમિમાં અંતનો આરામ મેળવી મર્દને છાજતી લોહીયાળ પથારીમાં સુતો, અને અતિ માનભર્યા સમયોચિત ગંભીરતાભર્યા તેના અંત્યેષ્ટિ સંસ્કાર ત્યાં ને તે જ રાત્રિએ ઉજવાયા.

## પ્રકરણ ૧૬ મું.

### સિપેહસાલાર અલફખાન.

દિલ્હીના પોતાના બાદશાહી નિવાસમાં દિલ્હીના સુલ્તાન અલાઉદ્દીન ખીલજીનો માનીતો નાનો ભાઇ અને સિપેહસાલાર અલફખાન સ્વસ્થતાથી પરિક્રમણ કરતો હતો.

સિપેહસાલારના મુખ ઉપર સ્વસ્થતા, શાંતિ અને વૈભવનો વિલાસ છવાયાં હતાં. સારાયે દિલ્હીના સામ્રાજ્યમાં સંબંધે અને શૌર્યે તે અપ્રતિમ મનાતો હતો. અલાઉદ્દીનનો દિગ્વિજયી વાવટો એણે દક્ષિણમાં દેવગઢ સુધી ફરકાવ્યો હતો. મુસલીમ કારકીર્દીમાં

અભૂતપૂર્વ એવું વિશાળ સામ્રાજ્ય તેણે સર કરીને પોતાના ભાઇને સોંપ્યું હતું. એણે પરાજય જાણ્યો ન હતો, લોભ સેવ્યો ન હતો. પોતાની બુદ્ધિથી સુલ્તાન અલાઉદ્દીનના ખૂની વિચારોને તે વાળી શકતો. પોતાના પરાક્રમથી અણનમ ગણાતા અફઘાનોને પણ તે નમાવી શકયો હતો. સુલ્તાનના સિંહાસન પછવાડે દિગ્વિજયની પ્રતિમૂર્તિ સમો સિપેહસાલાર અલફખાન અલાઉદ્દીન ખીલજીના લોહીઆળ અમલમાં મીઠી વીરડી સમો હતભાગીઓ, અનાથો અને દરિદ્રોનો એક અને અનુપમ આશ્રયદાતા હતો.

એના ચિન્તાહીન અને શાંત પરિક્રમણમાં એક પહેરેગીરે આવીને ભંગ પાડ્યો. કુર્નિશ બજાવતો તે નમ્રતાપૂર્વક ધીમે સ્વરે બોલ્યો: "હજુર ! બહાર એક આદમી આપની મુલાકાત ચાહે છે."

"તો એને અંદર લઇ આવ !"

જિજ્ઞાસાથી આગન્તુકની પ્રતીક્ષા કરતા અલફખાને એક યુવાનને અંદર આવતાં જોયો. વીસથી બાવીસ વર્ષના રજપુત જેવા લાગતા યુવકને અલફખાને આદર્યો અને કહ્યું: "આવો ભાઇ ! ક્યાંથી આવો છો ? મારા જેવું કાંઇ કામ ?"

"સરદાર !" આગન્તુક બોલ્યો: "હું જંગલમાં રઝળનાર બાળક છું. આપની અમીરી રિતભાત મને ન આવડે તો ક્ષમા કરશો."

"જુવાન ! એનું કાંઇ નહિ. મારૂં જરા પણ અપમાન કરવાનો તમારો ઇરાદો નથી એમ હું સ્વીકારી લઉં છું. કહો કહેવું હોય તે."

"સરદાર સાહેબ ! હું સોરઠ દેશથી આવું છું. આ પત્ર આપને આપવાને હું આવ્યો છું."

"એમ ! ત્યારે તો લાંબેથી આવ્યા. લાવો પત્ર ક્યાં છે ? કોણે લખ્યો છે ?"

"આ રહ્યો તે પત્ર. વંથળીના રા' મહિપાળે સ્નેહપૂર્વક સલામ સાથે મોકલાવ્યો છે."

અલફખાનના ચહેરા ઉપરની સ્વસ્થતા ઉડી ગઇ. જિજ્ઞાસાથી એનો સદાનો ધીરો અવાજ કંપી ઉઠ્યો. "કોણ, બિરાદર મહિપાળનો પત્ર ? લાવો એ પત્ર. મને જોવા દો કે મારો એ દોસ્ત મને શું લખે છે ? બાર બાર વર્ષે એ અણીશુદ્ધ ચુડાસમા ક્ષત્રિયને આ મુસલમાન કેમ યાદ આવ્યો ?"

આગન્તુકે આપેલા લખોટાને અધીરાઇથી ઉખેળીને અંદરનો પત્ર તેણે વાંચ્યો. વાંચીને તે ઉંડા વિચારમાં પડ્યો. એની આંખો પત્ર સામે અનિમિષ તગતગી રહી. હાથમાં પત્ર પકડી સુલ્તાનનો સિપેહસાલાર પત્થરની પ્રતિમા સરખો બની ગયો.

બાર બાર વર્ષના ભૂતકાળના પડદા ચીરાઇ ગયા. પુરાણા સંસ્મરણોનાં આવરણો તેની આંખમાં છવાયાં. ભૂતકાળનો એક ન ભૂલાય એવો પ્રસંગ તેને યાદ આવ્યો; સોરઠના સીમાડા ઉપર ફરીથી પગ ન મૂકવાની તેણે સ્વેચ્છાથી પ્રતિજ્ઞા લીધી હતી, તે તેને હૈયે ચડી આવી.

બાર વર્ષ ઉપર તેણે સોમનાથને મજબૂત ઘેરો ઘાલ્યો હતો તે પ્રસંગ તેને યાદ આવ્યો. વંથળીનો તે સમયનો રા' મંડલીક અને વેજો ભીલ સોમનાથનો શૂરવીર પરંતુ નિષ્ફળ નિવડવા સર્જેલો સંગ્રામ ખેલતા મુસલીમોના ઉછળતા ધસારા સામે અણનમ ઊભા હતા. તે ઘેરામાં એક પ્રસંગ બની ગયો હતો. તે ઉપરકોટનો પહાડી કિલ્લો-જે કિલ્લો સોરઠના પ્રસિદ્ધ રા' ગાહરીયાએ બાંધ્યો હતો, ત્યાંથી થોડાએક સિપાહીઓ સાથે સોમનાથ તરફ જતો હતો. માર્ગમાં ભીલ અને કોળી બ્હારવટીઓએ તેને ગીરના ગાઢ જંગલમાં દબાવ્યો. તેના સિપાહીઓ મરાયા અને સુલ્તાનના ભાઇ સિપેહસાલાર અલફખાનના રાજવંશી મસ્તક ઉપર મોતની તલ્વાર લટકતી હતી. એણે એના અલ્લાહને યાદ કરી લીધો. બહારવટીયાની તલવાર ઉંચી થઇ, ત્યાં નજીકની ઝાડીમાંથી ચારસોથી પાંચસો રજપુત સનિકો નીકળી આવ્યા અને બહારવટીયા નાસી ગયા. એ ચારસોની રજપુત ફોજની વચ્ચે મુસ્લીમ સરદાર એકલો પડ્યો. તેને લાગ્યું કે તેની સ્થિતિ જરાય સુધરી ન હતી. એક બાજુ તાત્કાલિક મોત હતું, બીજી બાજુ રીબાઇ રીબાઇને લોહીને ટીપે ટીપે લખાયેલું ભયંકર મરણ હતું એ રજપુત ફોજનો સરદાર એકવીસ કે બાવીસ વર્ષની વયનો નવયુવાન હતો. પોતાની સફેદ ઘોડીને એડી મારી તે આગળ આવ્યો અને બોલ્યો: "મુસલીમ સરદાર! હું તમને પીછાણું છું. તમે ભગવાન સોમનાથનો નાશ કરવા આવેલી સુલ્તાની ફોજના રાજવંશી સિપેહસાલાર અલફખાન છો. હું વંથળીના રા' મંડલીકનો પૌત્ર કુંવર મહિપાળ પોતે છું. તમારા જેવા શૂરવીર યોદ્ધાને હું જરા પણ

ઉપયોગી થઇ શક્યો છું તેથી મારી જાતને કૃતકૃત્ય માનું છું."

એનાં એ વચન ઉપર દુર્લક્ષ કરતો અલફખાન મુદ્દાનો પ્રશ્ન રજુ કરતો બોલ્યો: "તમે મને કેદ કરીને મારૂં શું કરવા માગો છો?"

"સરદાર!" ક્ષાત્ર ભાવનાથી ભરપુર વંથળીનો રાજકુમાર બોલ્યો: "આપ જાણતા નથી કે હું ચુડાસમો રજપુત છું. ભગવાન કૃષ્ણદેવનો વંશ જ છું. હું કોઇ પણ દુશ્મન પછી તે સૈનિક હોય કે સરદાર હોય તેને નિરાધાર અવસ્થામાં કેદ કરતો નથી કે હણતો નથી. હું તેને તેને માર્ગે જવાની સગવડ કરી આપું છું"

"તમે મને કેદ નહિ કરો? હાથમાં આવેલાને છોડી દેશો? તમારો હેતુ શો છે?"

"રજપુતોનો હેતુ હોય જ નહિ, સરદાર! ક્ષત્રિયોએ કારસ્થાન કરી જાણ્યાં નથી. અમારી એ બીનઆવડતને પરિણામે અમે પરાજય પામ્યા હોઇશું, રાજ્ય ગુમાવી રઝળતા ભિખારી બની ગયા હોઇશું, પરંતુ અમારા જુગજુના આદર્શોને અમે દ્રોહ આપ્યો નથી, આપવાના નથી. જગદીશ્વર જગતાતે ક્ષત્રિયની દશા ઉતરતી અને મુસલમાનોની દશા ચડતી લખી હશે તો અમારાં કોઇ કારસ્થાન કે આદર્શદ્રોહથી ક્ષત્રિયત્વના ડગમગતા પાયા સ્થિર થવાના નથી. આપને કેદ કરવાનું—આ સ્થિતિનો ગેરલાભ લેવાનું પાપ મારે હાથે નહિ થાય. સોમનાથનું રક્ષણ અમારા બાહુથી નહિ થાય તો અમે ત્યાં અમારી સનાતન શય્યા બિછાવીશું. અમને જીવનનો મોહ નથી મૃત્યુનો ભય નથી. સરદાર! તમે મુક્ત છો. તમને તમારી છાવણી સુધી મૂકી જવાને મારા સૈનિકો સાથ આપશે."

આ ઉદારતાથી, આ ભવ્ય ક્ષાત્રદર્શનથી અલફખાનનું હૈયું ભરાઇ આવ્યું. મહિપાળનો હાથ ઝાલી તે બોલ્યો: "રજપુતરાજ! વંથલીના ભાગ્યશાળી કુમાર! તમારા ઉપકારનાં ઋણ મારાથી જીવતાં તો નહિ ઉતરે. તમારા આ ઉજ્જવળ દૃષ્ટાન્ત પછી સોરઠની ધરતીમાં શત્રુ તરીકે હું ક્ષણભર ઊભો નહિ રહું. ભવિષ્યમાં મારા લાયક કામ હોય તો તે બજાવવાને હું સદૈવ તત્પર રહીશ."

* * *

ભૂતકાળના સ્મરણપટ ઉપર તેના ભ્રમણ કરતા હૈયાને તેણે

વશ કર્યું. તેણે પોતાની આંખ ઉઘાડી. એની આંખમાં આભાર અને આનંદ ચમકતો હતો. હર્ષભર્યાં ડગ ભરતો અલફખાન નજીક આવ્યો. આગન્તુકનો હાથ પકડી તે આનંદ અને ઉત્સાહથી ફાટતા-કંપતા સ્વરે બોલી ઉઠ્યો :

"દોસ્ત! તમે મહિપાળના દોસ્ત એટલે મારા પણ મિત્ર! વંથળીનો એ જવાંમર્દ રાજવી પોતાના પત્રમાં લખે છે કે પત્ર લાવનાર યુવાન એક શૂરવીર સોરઠી યોદ્ધો છે. એને દિલ્હીમાં થોડુંક કામ છે. તેને જોઈતી સહાય આપશો. મિત્ર! બોલો તમારો ઉતારો ક્યાં છે? તમારૂં કામ શું છે? કહો તેને આ ક્ષણે બોલાવી દઉં! તમારો સામાન ક્યાં છે તે જણાવો એટલે એક ખીદમતદાર મારફત આંહી મંગાવી લઉં. તમે દિલ્હીમાં રહો ત્યાંસુધી તમારે આંહી જ રહેવું પડશે. તમે કહેશો તે સગવડ કરાવી દઈશ.'

"સરદાર સાહેબ! વંથળીના રાજવીએ જ્યારે આ ભલામણ-પત્ર લખી આપ્યો ત્યારે આપના ઉપર વિશ્વાસ રાખવા મને સૂચના કરી હતી. એ વિશ્વાસથી પ્રેરાઈને હું આપને સત્ય હકીકત જણાવીશ."

"બેલાશક! તમારી વાત ગમે તેવી હશે તો પણ હું કુરાનના સોગંદ લઈને કહું છું કે મહિપાળના મિત્રનો દ્રોહ કરીશ નહિ."

"સરદાર! મારે દેવળદેવીની મુલાકાત કરવી છે."

"દેવળદેવીની મુલાકાત!" ચોંકીને અલફખાન બોલ્યો: "યુવાન! તને ખબર છે કે શાહજાદી દેવળદેવી બાદશાહના જનાનખાનામાં રહે છે?"

"હજુર! મને જો એ વાતની માહિતી ન હોત તો આપની સહાય માગવાનું મને કશું કારણ ન હતું."

"પણ તમારે શામાટે મળવું છે? તમે—તમે—ક્ષમા કરજો મારો પ્રશ્ન ન રૂચે તો, તમે તેના પ્રણયી શંકરદેવ તો નથી? પણ ના—" અલફખાન આશ્ચર્યભર્યા સ્વરે સ્વગત વિચાર તો હોય એમ બોલ્યો: "શંકરદેવ તો દક્ખણનો મરાઠો વયમાં મોટો છે. યુવાન! તમે કોણ છો?"

"સરદાર! આપની શંકાને હું અપમાન નહિ ગણું. હું મરાઠો નથી. શંકરદેવ નથી. હું તો સોરઠનો ઠાકોર મોખડાજી ગોહિલ છું. મારે દેવળદેવીને તેના પિતાનો સંદેશો આપવાનો છે."

દેવળદેવીની મુલાકાતની માંગણી આશ્ચર્યની અંતીમ સીમા છે એમ ક્ષણ પહેલાં વિચારતો સરદાર અલફખાન ફરીથી આશ્ચર્યવશ થયો. આશ્ચર્યમૂર્તિ સમા મોખડાજી સામે જોઈ તે બોલ્યો : "દેવળદેવીના પિતાનો સંદેશો ? દેવળદેવીનો પિતા કોણ તે જાણો છો ?"

"હા ! ગુજરાતના પાટણનો હતભાગી રજપુતરાજ કરણ વાઘેલો."

"તો તેનો સંદેશો આજ સત્તર–અઢાર વર્ષ પછી તમે ક્યાંથી લાવો છો ?"

"સરદાર !" મોખડાજી દ્રઢતાથી પરંતુ નમ્રતાથી બોલ્યો: "આપનું આશ્ચર્ય આપને શંકા કરાવે છે. ખરી વાત તદ્દન સરળ છે અને આપ તેથી વાકેફ થશો એટલે શંકાથી પણ મુક્ત થશો. જેને તમે મરી ગયેલો ધારતા હતા તે હમણાંસુધી ગુપ્ત નામે જીવતો હતો. એક ચારણના વેશમાં તે સોરઠમાં આજસુધી પોતાના દુઃખી દિવસો વિતાવતો હતો. અંકેવાળાની લડાઈના સમાચાર તો આપે સાંભળ્યા હશે જ."

"હા ! ગુજરાતના સુબાની હાર થઇ અને તે મરાયો એટલું મેં સાંભળ્યું છે."

"એ લડાઇ અમે જીતી શકયા હોઇએ તો એ કરણ વાઘેલાનો અમારે આભાર માનવાનો છે. અસીમ પરાક્રમ કરીને એ સ્વર્ગે સંચર્યો. મૃત્યુવખતે તેના જીવની ગતિ થતી નહોતી, તેથી આ સંદેશો મેં પહોંચાડવાનું સ્વીકાર્યું. રા' મહિપાળને વાત કરતાં તેમણે મને આપના ઉપર પત્ર લખી આપ્યો." મોખડાજીએ લંબાણભર્યો ખુલાસો કર્યો.

"એ હતભાગી દેવશાપિત પણ બહાદુર રજપુતરાજનો સંદેશો–અંતકાળની ઈચ્છા તમે બેલાશક તેની પુત્રીને જણાવો. હું પોતે બંદોબસ્ત કરી આપીશ કે આજ રાત્રે તે શાહી મહેલના બગીચામાં ફરવા નીકળશે. હું તમને આ પરવાનો લખી આપું છું. એથી તમને મહેલમાં દાખલ કરવામાં આવશે. બગીચામાં તમે શાહજાદી દેવળદેવીની સાથે મુલાકાત કરી તેના પિતાનો સંદેશો આપીને એ જ પરવાનાથી પાછા આવી શકશો. સાધારણ શિષ્ટાચારથી આ વિરૂદ્ધ થાય છે પરંતુ રા' મહિપાળની સૂચના મને એ શિષ્ટાચારથી પર બનાવે છે."

અલફખાને એક પરવાનો લખી આપ્યો. મોખડાજીને આપીને તે બોલ્યો: "ચાલો, હવે કાર્ય પૂર્ણ થયું. હવે આપણે બે મિત્રોને છાજે તેવી વાતચીત કરીયે. ભોજનનો બંદોબસ્ત અત્રે જ કરાવીશું. હવે મને વંથળીના શૂરવીર રાજવી અને સ્વાધીન સોરઠનાં એનાં સ્વપ્નાંની વાત કરો."

## પ્રકરણ ૧૭ મું.

### "ગૌહરે ગુજરાત."

ધીમે ધીમે રાતનાં અંધારાં પથરાતાં હતાં. તે સમયે દિલ્હીની વિલાસી બજારને નીચી આંખે વિંધતો, ગાંધર્વના તાલ અને સ્વરથી ગવાતા ઇશ્કનાં ગીતોથી પોતાના કાનને અપવિત્ર થયેલા માનતો, મોખડાજી અલાઉદ્દીન ખીલજીના મહેલ તરફ આગળ ચાલ્યો.

ધીમે ધીમે પતિતપાવની ભગવતી યમુનાના પત્થર સાથે પછડાતાં કાળાં પાણીને તેણે ઉતાવળાં વહી જતાં જોયાં. જ્યાં સોરઠના પુરૂષોત્તમ બંસીધર કનૈયાએ ગીતાનાં ઘેરાં ગાન કરતાં નાગ જાતિના અનાર્ય રાજવી કાલીનાગનો પરાજય કર્યો હતો, એ પુણ્યસલિલા અભંગ તરંગે વહી જતી યમુના મૈયાના કાળા કાંઠા ઉપર સફેદ સંગેમરમરનો સુલ્તાની રાજમહેલ આકાશ સાથે વાતો કરતો તેણે જોયો. એ સફેદ પત્થરોની લોહી ઝરતી દિવાલોમાંથી ચિતોડને તારાજ કરવાની, ગુજરાતનો સર્વનાશ કરવાની, દખ્ખણને પાયમાલ કરવાની, ભગવાન સોમનાથનું ખંડન કરવાની ભયાનક આજ્ઞાઓ ભારતની હરિયાળી ભૂમિ ઉપર લોહીના પાલવ પાથરતી હતી. કોઈ મનુષ્યાહારી વાઘ પોતાના ખૂની પંજા પસારતો લોહી ચેરતો નવા શિકારના વિચારોના નશામાં મસ્ત બનીને આરામ કરતો હોય એવા એ કાળના અઘોર ઘુઘવતા નીરમાં લોખંડી જંજીર સમો રાજમહેલ ચંદ્રની ચિકસતી કૌમુદીમાં હણાયેલા મનુષ્યોના સુકાએલા અસ્થિના ઢગ સમો ભયંકર લાગતો હતો.

વિચારની સ્વપ્નતંદ્રામાંથી જાગ્રત થઇ મોખડાજી દરવાનને પરવાનો બતાવી, દરવાનની માનભરી કુર્નિશને સ્વીકારતો અંદર ગયો.

એ બગીચામાં એક ગાઢા બનેલા અંધારા લતામંડપમાં જઈને તે ઊભો રહ્યો. રાજમહેલના પૂર્વ ભાગમાં આવેલા હોજ આગળના હમામખાનાની પાછળ આવેલા લતામંડપમાં તે કૈળ-દેવીને મળી શકવાનો હતો એમ અલફખાને તેને સાંજે કહ્યું હતું. મુલાકાતની વેળા ઘણી બાકી હતી. પોતાનું વિચારે ચડેલું ચિત્ત સ્થિર કરવા તે આ મંડપમાં થોડી વાર બેસવાનો વિચાર સેવતો ઊભો હતો.

દૂર દૂરથી પગલાંની આછી પડઘી તેના કાનમાં ભરાઈ. લીલા ઘાસ ઉપર બે ત્રણ મનુષ્યોનો પગસંચાર થતો લાગ્યો અને જે મંડપમાં તે ઊભો હતો તે તરફ એ પાદસંચાર વધારે ને વધારે વિસ્તરતો જતો હતો.

મંડપથી થોડે દૂર આવેલી આરસની બેઠક ઉપર કોઈ બે આકૃતિઓ બેઠેલી હોય એમ તેને લાગ્યું. એમની થતી વાતચીત વિનાપ્રયાસે તે સાંભળી શકતો હતો અને તેમની વાતચીત તે સાંભળતો સ્થિર ઊભો રહ્યો.

" બેગમ ! હવે તને લાંબો વિચાર કેમ આવે છે ? "

" ખાવિન્દ ! હુંય એક માતા છું. મને આવું પગલું ભરતાં અનેક વિચારો કેમ ન થાય ? "

મોખડાજી ચમક્યો. " બેગમ " અને " ખાવિન્દ " ! ભયંકર ભોરીંગને જોઈ મનુષ્ય ત્રાસથી કંપીને પાછો પડે તેમ તે પાછો પડ્યો. ક્રોધ અને અપમાનથી તેની આંખમાં જ્વાળામુખી સળગી ઉઠ્યો. એના મગજના લોહીનો ભયાનક વેગ કાનમાં ગાજવા લાગ્યો. " બેગમ ! ખાવિન્દ !" મોખડાજીએ ત્રાસથી સત્ય કલ્પના કરી લીધી કે વાતચીત કરનાર બે વ્યક્તિઓમાંથી એક દિલ્હીનો સમ્રાટ્ અલ્લાઉદ્દીન ખીલજી હતો અને બીજી તેની બેગમ હતી. હવે તે કંપતી જિજ્ઞાસાથી વાતમાં વધારે રસ લેતો થયો.

" સુલ્તાના ! ગૌહરે ગુજરાત ! " મોખડાજી વિધિની વિષમતા અને ક્રૂર ઉપહાસથી કમકમી ઉઠ્યો. બીજી વ્યક્તિ તેની સેંકડો બેગમોમાંથી બીજી કોઈ ન હતી, કોઈ મુસ્લીમ બેગમ ન હતી, પરંતુ ક્ષત્રિયની પુત્રી, ક્ષત્રિયની પત્ની, પોતાના રૂપ અને સૌન્દર્યથી "ગૌહરે ગુજરાત " નું પ્રાણહારક ઉપનામ ભોગવતી હતભાગી કરણ વાઘેલાની પટરાણી કૈલાદેવી પોતે જ હતી !

"સુલ્તાના! ગૌહરે ગુજરાત!" અલાઉદ્દીનનો અવાજ સંભળાયો: "શાહજાદી નુરેઆલમ દેવળદેવીની હવે શાદી કરવી જોઇએ એમ તને શું નથી લાગતું? મેં સાંભળ્યું છે, મેં જોયું છે કે મારો શાહજાદો ખાનજહાન ખીજરખાન તેના હૃદયને વશ કરી શક્યો છે. તો એ બન્નેની શાદી કરવામાં તને હરકત શી છે?"

"ખાવિન્દ! હું તો લડાઇમાં જીતાયેલી તમારી મિલ્કત છું. મારી પુત્રી કાંઇ લડાઇમાં જીતાયેલી તમારી ગુલામડી નથી. યાદ કરો મારા ખાવિન્દ! એનું વય આજ એકવીસ વર્ષનું છે. એની મરજી હશે ત્યારે એની શાદીની સંભાવનાનો હું વિચાર કરીશ."

"સુલ્તાના!" ક્રોધથી ઉશ્કેરાયેલો સુલ્તાન બોલી ઉઠ્યો: "એ નાચીજ પરાધીન છોકરીની મરજી! મારી ઇચ્છા છે કે તેની શાદી આજ ને આજ જાહેર કરો."

•

"સુલ્તાન! ક્રોધને વશ ન થાઓ!" મધુર પરંતુ દૃઢ અવાજ આવ્યો: "લાખોનાં મસ્તક તમારી આજ્ઞાથી નીચાં નમે છે, તેથી મારૂં માથું પણ અવિચારી નમન કરશે, એમ ધારીને મારા ઉપર તમારી સુલ્તાની સત્તા ચલાવવા ધારતા હો તો તમે ભૂલ કરો છો. તમારી તલવાર તમારા શત્રુઓનાં મસ્તકો ઉપર પડે છે તેના કરતાં વધારે લોહીની તરસથી તમારી બેગમો ઉપર પડે છે એ વાત મારાથી અજાણી નથી. જ્યારે મારી પુત્રીની જ્યાં ઇચ્છા થશે ત્યારે ત્યાં એની શાદી યોજવામાં આવશે અને કોઈની પણ આજ્ઞા મને તેમ કરતાં વારી શકશે નહિ."

"સુલ્તાના!" આવેશથી કંપતા અવાજે સુલ્તાન ક્રોધથી ભભૂકી બોલી ઉઠ્યો: "તમે કોની સામું બોલો છો તે જાણો છો?"

"હા! મરહૂમ બેગમના હાલહવાલની મને માલૂમ છે. આપ આ વીંટીને જોઇ શકો છો?"

"હા! કેમ?"

"ખાવિન્દ! એ એક હીરાની નાની વીંટી છે. એમાં જ નહિ પણ મારે અંગેઅંગનાં પોલાં આભૂષણોમાં હું હળાહળ ઝેરનો સંભાર ભરી રાખું છું અને પ્રસંગ આવ્યે દેવળદેવી ઉપર કે મારા ઉપર તેનો ઉપયોગ કરી શકું એવી દ્રઢતાવાળી છું."

"પણ" સ્તબ્ધ બનેલા સુલ્તાને પૂછ્યું: "ત્યારે પછી એને આંહી બોલાવી શું કામ?"

"મારા નિરાધાર ઘરબાર વગરના પતિ પાસે મારી પુત્રી દુઃખી થાય એવી માતૃપ્રેમભરી આંધળી ઇચ્છાએ. પરંતુ મને લાગ્યું હતું અને હવે ખાસ લાગે છે કે મેં ભૂલ કરી છે. હું ધારતી હતી કે દિલ્હીનો સુલ્તાન પોતાની બેગમની ઇચ્છાને માન આપે છે. હવે મારી ભ્રમણા ભાંગે છે કે પોતાની બેગમને રાજી રાખવાની ક્ષુદ્ર મનોભાવના અલાઉદ્દીનમાં નથી, પરંતુ પોતાના શાહજાદાના જનાનખાનામાં હરરાજ કરવાને પોતાની પુત્રી આપનાર આ આખી આલમમાં મરી ખૂટયા એટલે સુલ્તાન હવે પોતાની એક રીતે થતી પુત્રી ઉપર દૃષ્ટિ કરે છે."

કૈળાદેવીના કટાક્ષથી, એની દૃઢતા અને નિર્ભયતાથી અલ્લાઉદ્દીનનો આત્મા પરાધીન બન્યો હતો. કૈળાદેવી એને રાજી રાખવાના કે હાજીહા કરવાના પ્રયાસો કરતી નહિ પરંતુ ઘણીવાર વિફરેલી વાઘણ સમી સામી થઇ જતી. એની કમ્મરમાં એ કટાર રાખતી એ વાત સુલ્તાન જાણતો હતો અને એ પણ જાણતો હતો કે પ્રસંગ આવ્યે એ કટારનો ઉપયોગ પોતાના ફૂલદેહ કે સુલ્તાનના બાદશાહી દેહ ઉપર કરવામાં તે સહજ પણ સંકોચાય એવી નથી. એની સિંહ સમી છાતી દુશ્મનોથી ધ્રૂજતી નહિ પરંતુ પોતાની સિંહણ સમી પ્રિય બેગમ આગળ લાચાર બનતી. દીપક ઉપર પતંગીયું પડે એમ એ સુલ્તાન આ બેદરકાર અને ઉગ્ર ક્ષત્રિયાણી ઉપર આશક પડયો હતો.

"પણ ત્યારે" સુલ્તાન નરમ બની વાતને ટાળતો હોય તેમ બોલ્યો: "પણ ત્યારે આ બાબતનો તારે કાંઇ વિચાર જ ન કરવો હોય તો તેમ કહે. તો પછી ખીજરખાનને માટે બીજી શી ગોઠવણ તેં ધારી છે?"

"મારી પુત્રી ખીજરખાન તરફ આકર્ષાય છે એ વાતનો હું ઇન્કાર કરતી નથી. હું મારી પુત્રીને પૂછી લઇશ અને આપને એ ત્રણ દિવસ પછી જરૂર નિશ્ચિત પ્રત્યુત્તર આપીશ. ચાલો, હવે જઇશું?"

"હા! ચાલો!" કહીને સુલ્તાન ઉઠયો અને બન્ને જણા ત્યાંથી ચાલ્યાં ગયાં.

દેવળદેવીના આ ભાગ્યનિર્માણની મસલત સાંભળી મોખડાજી તો જડવત્ થઇ ગયો. કયાં કરણ વાઘેલાનો અંતીમ વિશ્વાસ અને કયાં આ ક્ષાત્ર કન્યાનું હૃદય આકર્ષણ! એનું હૈયું ભારથી બેસી ગયું. એની આંખમાં ક્રોધમય નિરાશા અને આત્મઅપમાનનાં આંસુ ઘેરાયાં.

વિચારમૂઢ અને બુદ્ધિવિવશ બનેલો મોખડાજી એમ ને એમ બેસી રહ્યો. એકાએક એના કાન પર પરિચિત અને અપરિચિત અવાજો અથડાયા. તે સાંભળવા લાગ્યો. એક અવાજ મધુર છતાં સખત, રૂપાની ઘંટડી જેવો છતાં લોખંડી રણકાર ગજાવતો લાગતો સુલ્તાના ગૌહરે ગુજરાત કૌળાદેવીનો હતો. બીજો કોઇ અપરિચિત છતાં પુરૂષનો હતો.

"મલેક કાફૂર!" કૌળાદેવી સખ્તાઇથી ભાવહીન અને સ્થિર અવાજે બોલી: "હવે તારે વિલંબ કરવાનો નથી."

"રાણીસાહેબ! ખંભાતથી જ્યારે મારી મેજે પકડાઇ તમારી પાછળ હું આવ્યો ત્યારથી તમારી આ આજ્ઞાની રાહ જોતો રહ્યો છું. હું આપની આજ્ઞા પાર પાડીશ."

"જરૂર! સુલ્તાનનો આગ્રહ આજ દેખાયો-મારી દેવળની શાદી કરવાનો. આજ મેં એને દબાવ્યો, પરંતુ ભવિષ્યમાં એ વશ રહે કે ન રહે. એના અસ્થિર મનોવૃત્તિ ઉપર વિશ્વાસે રહેવું સલામત નથી."

"રાણીસાહેબ! તમે ક્ષત્રિયજાયા છો. હું ખંભાતનો બ્રાહ્મણ છું. આપણે ઘડેલી યોજના પાર પડશે. મારે હાથે પાર ઉતરશે."

અવાજો બંધ પડયા. સાવધાનીથી મોખડાજીએ મંડપની બહાર નજર કરી. લીલી ઘોના કૌમુદીમાં વિકસતા હરિયાળા મેદાનમાં તેણે કૌળાદેવીને એકલી ઊભેલી જોઈ.

થોડી વારે તેનો ફાટતો અવાજ કંપતો ગાજ્યો: "ઇશ્વર! કરણ! મારા અપરાધ ક્ષમા કરો! મારાં પાપ માફ કરો!" અને નાનો ચિત્કાર કરતી રજપુત રમણી બેભાન થઇને ભોંય ઉપર પડી.

એ ચિત્કાર સાંભળી સેંકડો સેવકો તે તરફ દોડતા આવતા દેખાયા. બગીચામાં દીવાઓ આગીયાની માફક ચમકીને ડોલતા દોડતા દેખાયા અને મોખડાજી ત્યાં વધારે થોભવામાં જોખમ સમજી આસપાસના અંધારામાં લપાઈ ગયો.



# પ્રકરણ ૧૮ મું.

## દેવળદેવી.

મોખડાજીએ નિયોજિત લતામંડપનો માર્ગ લીધો. લતામંડપ નજીક આવતાં તેણે એક અપૂર્વ દૃશ્ય જોયું.

હોજની પાળ ઉપર એક અપ્સરા બેઠી બેઠી પાણી સાથે રમતી હતી. ઉગતા પુનમના ચંદ્રની પ્રફુલ્લ કૌમુદી એના સુઘટિત સુંદર મુખમાંથી પ્રકાશિત થઇ હતી. સ્વચ્છ હાથીદાંત સમા ચમકતા તેના હાથ ઉપરની મુલાયમ ચામડી ચમકતી હતી. સંધ્યાના સંકેલાતા તેજમાં અનેક તારાઓની માફક તેના કાનમાં હીરાનાં ફૂલો તેના પાતળા લંબગોળ ચહેરામાંથી ચમકતાં હતાં.

મોખડાજીને આવતો જોઇ હવામાં પાંદડું ડોલે એમ ડોલતી ધીમેથી તે ઊભી થઇ. હોજની પાળ ઉપર પોતાનો નાજુક હાથ ટેકાવતી કોયલ ટહુકે એવા મધુર આલ્હાદક સ્વરે સૌમ્યભાવથી તે બોલી :

" તમે મારા પિતાના વર્તમાન લાવ્યા છો ? તમે મોખડાજી ?"

" દેવળદેવી ! તમારા પિતાની અંતિમ ઇચ્છા જાહેર કરવાને માટે જ હું દોઢસો યોજનનો પ્રવાસ કરીને આવ્યો છું. "

" તમારો એ આભાર મારા વીર ! પણ મારા પિતાના વર્તમાન મને કહેશો ? '

"દેવળદેવી ! મારી ધર્મની બ્હેન ! તમારા પિતાની અંતીમ ઇચ્છા -"

" અંતીમ ? અંતીમ એટલે શું ? મારા પિતા તો કુશળ છે ને ? "

" બ્હેન ! મેં હજીસુધી સ્ત્રીઓ સાથે વાત કરી નથી. સૌન્દર્યને તેના શુદ્ધ સ્ત્રી શરીરમાં જોયું નથી. મને વાત કરતાં કેમ આવડે ? "

" ભાઇ ! જેને સત્ય કહેવું છે, તેને આવડતની જરૂર શી હોય ? મારા પ્રશ્નનો પ્રત્યુત્તર તમે નહિ આપો ? "

" તમારા પિતા એક વીરને છાજે એવી રીતે મૃત્યુવશ થયા છે. "

" નવ નવ વર્ષથી જે પિતાએ મને તજી દીધી એ પિતાએ આખરે મને કેમ યાદ કરી ? એમની કોઇ વાસના મારાથી પૂરી પડે એમ છે ? "

"બ્હેન ! એક પ્રશ્ન હું પૂછું ? હાલ તમે ક્યાં વસો છો ?"

"તમારો પ્રશ્ન કે તેનો હેતુ તો નથી સમજતી પણ હું રાજમહેલમાં જ રહું છું."

"શાહી જનાનખાનામાં બહારનો કોઇ માણસ પ્રવેશી શકે ખરો ? બહારના સમાચાર તમને કોઇ કહે ખરો ?"

"ઉડતી વાતો નોકર કે ખાનસામા મારફત સાંભળીએ."

"અને એથી જ તમે તમારા હતભાગી અને દેવશાપિત પિતાને અન્યાય કરો છો. આપના પિતાનો ત્યાગ કર્યે આપને નવ વર્ષ થયાં. નવ વર્ષમાં એણે આપને માટે શું કર્યું એ આપ નથી જાણતાં."

"તો મને કહો."

"નવ નવ વર્ષસુધી એ રાજવંશી ફકીરે ડેર ડેર સહાયની યાચના કરી. આખરે એણે લશ્કર એકત્ર કર્યું. દિલ્હીની શાહી ફોજનો પરાજય કર્યો. ગુજરાતની ગાદી પાછી મળે એવા સંયોગોની ઉગતી ઉષામાં તેમનું ક્ષાત્રોચિત મૃત્યુ થયું, ત્યાંસુધી દિલ્હી પર ચડાઇ કરી તમને સ્વાધીન કરવાનાં એનાં સ્વપ્નો હતાં. આખરે દેવળદેવીનો મૃત્યુંજય જાપ કરતો કરતો એ રણધીર મહારથી વિજયી યુદ્ધમાં અંતની ઘડીએ મરાયો. મલેક કમાલુદ્દીન જેવા યોદ્ધાને તેણે હરાવીને હણ્યો. ત્યારે પણ એને રાજ્યની લોલુપતા ન હતી. સત્તાના મનોરથ ન હતા, વિજયનો નશો કે ઉન્માદ ન હતો, પરંતુ પોતાની પ્રાણથીયે પ્રિય પુત્રીના દર્શનની વાસના હતી. મૃત્યુસમયે ઇશ્વરનો જાપ છોડીને દેવળદેવીને તે ઝંખતો ગયો."

"મારા પિતા મને શું ફરમાવે છે ?"

"તમારા પિતાએ મરતી વખતે તમારી સંરક્ષાની સૂચના મને કરી હતી. તમે મારા મરહુમ મિત્ર કરણરાજનાં પુત્રી છો. મારામાં તમારા પિતા થવાની તો યોગ્યતા નથી પરંતુ તમને મારાં બ્હેન ગણીશ. હું તમને મારે દેશ તેડી જવા આવ્યો છું. એ સરવો સોરઠનો સોહામણો યશોજ્જ્વલ દેશ કે જ્યાં ધર્મને માટે બાળકોએ મરીને અમર થવાના પાઠ ભણ્યા છે ત્યાં અમારા દેશમાં તમને તેડી જવાની તમારા પિતાની અંતિમ આજ્ઞા કહો કે વિનંતિ કહો જે કહો તે હતી."

"ત્યાં લઇ જઈને શું કરશો ? મારું રક્ષણ કેવી રીતે કરશો ?"

"રજપુતોની રાજલક્ષ્મી! ક્ષત્રિયની કુલજાયા! સોરઠમાં ગામડે ગામડે ગઢ છે સીમાડે સીમાડે જંગલ છે. જંગલે જંગલે પહાડ છે. એ આખા પહાડી પ્રદેશનો કુદરતી કિલ્લો છે. ગામડે ગામડે તારે માટે લોહીના રેડનારા મળશે. સીમાડે સીમાડે હાડકાંના ઢગ કરનારા નીકળશે. જંગલે જંગલે ભટકનારા પેદા થશે. પહાડે પહાડે માથું હાથમાં લઇ તારે માટે સર્વનાશ નોતરનારા ઉતરશે. સોરઠના પહાડી પ્રદેશના કુદરતી કિલ્લાની પછવાડે તારૂં એકનું રક્ષણ કરવા સોરઠ ઉભું થશે તારા રક્ષણને માટે આત્મયજ્ઞ કરનારા રાજાઓ અને સૈનિકોનો તોટો નહિ પડે."

"મારા પિતાની અંતીમ ઇચ્છાની તમે મને કોઈ પ્રતીતિ આપી શકો?"

"પ્રતીતિ! વંથળીના રા' મહિપાળનું નામ સાંભળ્યું છે દેવી!"

"હા! એ શૂરવીર ધર્મબંધુની યશગાથા મેં સાંભળી છે."

"સિપેહસાલાર અલફખાનને પૂછશો તો તમને માલુમ પડશે કે એ વનકેસરી સમા રા' નો પત્ર તેમના ઉપર લઈને આવેલો હોવાથી જ આપની મુલાકાતનું સદ્‌ભાગ્ય મેળવી શક્યો છું. સરદાર અલફખાનની સંમતિથી આ બાદશાહી બગીચામાં આપના દર્શન હું કરી શક્યો એ જ મારી પ્રતીતિ."

"મારા પિતા સોરઠમાં જ સ્વર્ગસ્થ થયા ખરૂં?"

"હા! અને તમારા પિતાના કાર્યની આજ ઘેર ઘેર પ્રશંસા થાય છે. સ્થળે સ્થળે એમનું નામ આજ ગવાય છે. જે કીર્તિ એમણે ગુમાવી હતી તેથી અધિક યશ મેળવી એ ગયા છે. બ્હેન! અમે બધા રજપૂતો છીએ. વંથળીના રા' થી માંડીને તે ફોજના એક સામાન્ય સૈનિક સુધી રજપુત તરીકે જીવી જાણીએ છીએ, રજપુત તરીકે મરી જાણીએ છીએ, છતાંય ક્ષત્રિયોના સાથનો ત્યાગ કરીને શાહી જનાનખાનામાં રહેવાનું તમને થોડુંએક પણ આકર્ષણ થાય છે એ અમારી—આપણી જાતિના અધઃપાતનું ચિન્હ છે. બ્હેન! આજ બગીચામાં થોડા સમય પહેલાં મેં મારી સગી આંખે ક્ષાત્ર તેજની ચિત્તા સળગતી જોઈ અને તમારા જેવી ક્ષત્રિય કન્યાનાં હૃદય ખેંચાય છે એ જોઈને મારૂં હૈયું ભાંગી જાય છે. હું તને લલચાવવા કે ઠપકો દેવા નથી આવ્યો. મારા ગરીબ સોરઠમાં બાદશાહી બગીચા નથી, નદીના કાંઠા ઉપર ઉભી કરેલી આરસની ગગન ગરવી

મ્હોલાતો નથી, ખાનસામાઓ નથી, મખમલ કે મલમલના મુલાયમ અંગવસ્રો નથી, વિલાસની ત્યાં છોળ નથી, વૈભવનાં ત્યાં સાધન નથી; એ તો ગરીબ દેશ છે. ત્યાં તને દુઃખ પડશે, ત્યાં તારા ઉપર આસમાન પણ તુટી પડશે, ઝુંપડીઓના ભાંગ્યાં તૂટયાં છાજ હેઠળ શિયાળાની હિમભરી શીતળ રાત્રિઓ થરથરતાં વીતાવવી પડશે; જગતમાં જે દુઃખ કહેવાય છે, વિલાસીઓ જેને ગરિબાઇ કહે છે તે ત્યાં ઉભરાય છે; પરંતુ બ્હેની! ત્યાં તારો ધર્મ તને બોલાવે છે, તારા ઇશ્વરે ત્યાં ત્યાં તારૂં સ્થાન નક્કી કર્યું છે, તારા પિતાએ ત્યાં તારો નિવાસ સૂચવ્યો છે, ત્યાં તારી ક્ષાત્રકુળનારીપ્રતિષ્ઠા તને હાકલ મારી રહી છે, ત્યાં તને તનમનની ખરી અને ધાર્મિક સ્વતંત્રતા મળવાની છે. ગિરિવર ગિરનારના તીર્થધામમાં કે શત્રુંજયના તીર્થધામમાં ક્ષાત્રનાં ઉભરાતાં લોહીમાં તારી કીર્તિ તારા બન્ધુઓના લોહીના અક્ષરે ઇશ્વરના દરબારમાં લખાશે."

મોખડાજી ક્ષણભર થંભીને ફાટને અવાજે રૂંધાતા શ્વાસે બોલ્યો:

"જો, આ સામે દેખાય છે તે સુલ્તાનનો મહેલ છે કે જેણે તારા પિતાનો સર્વનાશ કર્યો; આ સામે દેખાય છે તે સોરઠનો માર્ગ છે કે જ્યાં તારા પિતાનું રક્ષણ થયું અને કીર્તિભીનું મૃત્યુ થયું. બ્હેન! તને રૂચે તે માર્ગ લે અને તારી એ રૂચિ પ્રમાણે જગતની સ્રીઓમાં તારૂં નામ યાદ રહેશે."

"બન્ધુ!" દ્રઢતાથી દેવળદેવીએ પ્રત્યુત્તર આપ્યો: "હું આવીશ. કાલ આ યમુનાને સામે તીર બે ઘોડાં લઇને આવજો. આપણે સાથે મારા પિતાની મૃત્યુભૂમિમાં જઇશું."

---

## પ્રકરણ ૧૯ મું.

### સનાતન શાંતિ!

બાદશાહી મહેલના ઝરૂખાઓમાં વળતા દિવસની સાંજની સંધ્યા રમતી રમતી સોનેરી તેજ વેરતી હતી, ત્યારે યમુનાના સોનેરી ઝાંયવાળા કાળા પાણી ઉપર ઝૂકી રહેલા જનાનખાનાના ગોખમાં સુલ્તાના ગૌહરે ગુજરાત બેગમ એકલી ઉભી ઉભી પોતાની યુવાન પુત્રી દેવળદેવીની રાહ જોતી હતી.

એ ગોખમાં દેવળદેવી આવી. ઘડીભર વહેતો મીઠો વાયુ સ્તબ્ધ બનીને ગોખમાં થંભી ગયો. યમુનાનાં ઉતાવળાં પાણી સ્થિર થઈ ગયાં. ભગવાન્ સહસ્રરશ્મિ પણ પોતાના સનાતન કાર્યચક્ર ઉપર ક્રોધ કરતાં લાલ થઇ ગયા અને જગત માત્ર ક્ષણભર થંભીને એ ગોખ સામું જોઇ રહ્યું. એ ગોખમાં જગતમાં અનુપમ એવી બે લાવણ્યવતી લલનાઓ પાસે પાસે ઊભી હતી.

પ્રલય વર્ષાવતો ભભૂકતો જ્વાળામુખી દૂરથી શોભા ધરે એવું પ્રાણહારક અને પ્રેક્ષકને ભાન ભૂલાવતું સૌન્દર્ય કૌળાદેવીના અંગે-અંગમાંથી ભભૂકી ઉઠતું હતું અને તેની પાસે ઉભેલી દેવળદેવી સંધ્યાના આકાશમાં શુક્ર તારાની પેઠે પોતાના મનોહર સૌમ્ય દર્શનથી જગતને ઠારે એવી શાંતિ તથા સુજનતા રેલાવતી ઊભી હતી.

"દેવળદેવી! હું તને એક પ્રશ્ન પૂછું છું. મને અંતરનો ઉત્તર દેજે."

દેવળદેવીએ પોતાનું મસ્તક નમાવ્યું અને કૌળાદેવી આગળ વધીને બોલીઃ "તારે શાહજાદા બીજરખાનની સાથે શાદી કરવા વિચાર છે?" અને પ્રાણથી પણ પ્રિય પુત્રીનું મુખ તીર જેવી આંખોથી કૌળાદેવી નીરખી રહી.

બીજરખાન! દેવળદેવીના મસ્તક ઉપર વજ્રનો પાત થયો હોય, આકાશમાંથી સળગતી વિજળી પડી હોય એવો તેને હૃદયમાં એકાએક આઘાત થયો.

ગઈ કાલ રાત્રે તેણે સોરઠી નવયુવાનને-મોખડાજી ગોહિલને વચન આપ્યું હતું: પોતાનો કુળધર્મ સાચવવાનું, પોતાના ક્ષાત્રત્વને સંભારવાનું, ક્ષત્રિય કન્યાના ઉગ્ર બીરૂદને પાળવાને દુઃખના પહાડો શિર ઉપર ઉતારવાનું, પોતાના હતભાગી પિતાની અંતીમ ઇચ્છાને સ્વીકારવાનું; સ્વધર્મના આવેગમાં તે બીજરખાનને ક્ષણભર ભૂલી ગઈ હતી. પણ બીજરખાન! ઓ ઇશ્વર! બીજરખાનને કેમ છોડાય? ક્ષત્રિય કન્યા મુસ્લીમ શાહજાદાને હૃદય અર્પી ચૂકી હતી. તેનું હૃદય દિલ્હીમાં રહે તો શરીરનો ધર્મ કેમ પળાય? અને તેનો દેવશાપિત પિતા—

એકાએક દેવળદેવીના હૃદયમાં ભયંકર ગભરામણ ઉત્પન્ન થઇ. પ્રિય કોણ? પિતા કે પ્રણયી? ત્યાજ્ય કોણ? ધર્મ કે ભાવના? બિચારી બાળા શું ઉત્તર આપે!

એનો શ્વાસ જાણે હમણાં તો સંકેલાઇ જશે એવો અવરોધ તેની છાતીમાં થયો. તમ્મર આવતાં હોય એમ એની આંખ મિંચાઇ ગઇ અને મોકળે મને ને બાળા રડતી હૃદય ભાંખી નાંખે એવા ધ્રુસ્કાં ભરવા લાગી.

એક સામાન્ય પ્રશ્નથી પુત્રીની આ દશા જોઇ કૈળાદેવી સ્તબ્ધ બની ગઇ. અત્યંત માયાથી, પુત્રીના ઉંચા નીચા થતાં કાળા કેશ-કલાપભર્યા મસ્તક ઉપર હાથ મૂકી તે બોલીઃ "દીકરી! ગભરા નહિ! તારી અનિચ્છા હશે તો તને કોઇ પણ એ શાદી માટે દબાણ કરી શકશે નહિ."

મહાપ્રયાસે દેવળદેવીએ છરકેલા હૃદયને વશ કર્યું. અત્યંત નિરાશાથી એ બોલી: "માતા! મારે શાદી કરવી નથી. મને આંહીથી જવા દો."

"જવા દઉં! કયાં?" કૈળાદેવી આશ્ચર્યભર્યા અવાજે બોલી.

"માતા! મારા નસીબમાં સુખ નથી. મને એકલીને ભટકવા દો. હું ખીજરખાનને ચાહું છું એની ના કહી શકતી નથી, પણ એની સાથે શાદી કરી શકતી નથી. હું શંકરદેવ સાથે પરણવા તૈયાર હતી પણ પરણી શકી નહિ. હું તમારી સાથે રહેવા ઇચ્છતી હતી પણ રહી શકતી નથી. હું મારા પિતાને મળવા ઇચ્છતી હતી પણ મળી શકી નહિ."

એકાએક ભયંકર અપાર્થિવતાથી કૈળાદેવીનો ચ્હેરો ભાવહીન જેવો બની ગયો. એની આંખ માત્ર સળગતી દેખાવા લાગી.

"તારો પિતા! પિતા! હતભાગી પુત્રી! શ્મશાનમાં સમાયેલી ભૂતાવળને જાગૃત કેમ કરે છે?"

"માતા! મારો પિતા એ શ્મશાની જુની ભૂતાવળ નથી. એ થોડા સમય પૂર્વે જીવતા હતા. માતા! એ મરી ગયા પણ મરતાં મરતાં મને સંભારતા હતા. માતા! માતા! મારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. હું જ્યારે જ્યારે મખમલની મુલાયમ પથારી ઉપર સૂતી પડું છું ત્યારે ત્યારે એક ઉજ્જડ પહાડી કિલ્લા ઉપર અણનમ ઊભો રહી સર્વનાશને હસતે મુખે નોતરતો મારો થોડા રોજનો સાથી વીર મરાઠો શંકરદેવ ભૂતકાળના ગર્ભમાંથી પ્રગટી મને બોલાવતો હું જોઉં છું!"

"બેટા! કેટલોક ભૂતકાળ આપણા હૃદયમાં ચોંટી રહે છે.

આપણુ સ્ત્રીઓનાં નિર્બળ હૃદયોમાં એવા કાળના અનેક ઘસારાના લોહીઝરતા જખમો પડયા કરે છે. નીચે સળગતો સમાજ અને ઉપર ઇશ્વર એ બેની વચ્ચે આપણે સદાયે સળગતો આપણો સંસાર જેમ તેમ પૂરો કરવાનો છે. આપણે આરામ જોઇ શકવાનાં નથી. આરામ આપણા ભાગ્યમાં નથી. જેમ ઘવાયેલું પંખી ઉજજડ વગડામાં એકલો માળો બાંધી વધારે પીડા પામ્યા વગર થયેલા જખમથી જ મૃત્યુને વશ થાય એમ આપણે પણ સુક્કી શરીરની છાય મેળવવી રહી."

"માતા! મારૂં હૃદય દુર્બળ છે અને તે બીજરખાનનાં જનાનખાનામાં બેસવા તત્પર છે પરંતુ મારી બુદ્ધિ મારો કુળધર્મ પાળવા મને કહે છે. માતા! ક્ષણભર મારી સ્થિતિ કલ્પો અને મને માર્ગ દર્શાવો! હું સ્ત્રી! મારો હૃદયધર્મ મારા પ્રણયીને સ્વીકારવા કહે છે. મારો કુળધર્મ મને ગમે તેટલો આત્મભોગ આપી તેની સાથે શાદી કરવાની પાડે છે. હું ક્ષત્રિયની પુત્રી! વિધર્મીઓના મુખદર્શન પણ નહિ કરવાનાં વ્રતવાળી પદ્મિનીઓ અને ક્ષત્રિયાણીઓના વંશની! જેણે બળગતી ચિતામાં કે તલ્વારની ધાર ઉપર પોતાના જ્વલંત બલિદાન આપ્યાં છે, એવી સતીઓ અને એવા શૂરાઓના વંશની! મારા પિતાના આત્માને લાખો ભવની નરક યાતના સહેવી પડે!"

"બેટા! આજ સ્હવારથી તું તારા પિતાના નામનું રટણ કરે છે. તારા પિતાના તને સમાચાર મળ્યા છે?" આતુરતા અને ભયમિશ્રિત અવાજથી કંપતી કૈળાદેવી બોલી.

"હા! એક રજપૂત યુવાન-સ્વર્ગમાંથી ઉતરેલા મારા બીજા ભાઇ સમો, મારા મૃત્યુને વશ થયેલા હતભાગી પિતાનો છેલ્લો સદેશો લઈ સોરઠમાંથી આવ્યો છે."

"દીકરી! ભલે આવ્યો એ યુવાન! અને તારા પિતાની અંતીમ આજ્ઞા તું શિર પર ચડાવે એમાં મને આનંદ જ થાય, પણ તેં સારાસારનો જરાય વિચાર કર્યો છે?"

"માતા! સારાસારનો વિચાર કરીને જ ધર્મનાં ફરમાનો રચાયાં હશે. એ ધર્મ પાળતાં મારે માથે દુઃખ આવી પડે તે સહન કરવા હું તૈયાર છું. માતા! મારૂં હૃદય ભાંગી જાય છે. મારી બુદ્ધિ બ્હેર મારી જાય છે. મારા હૃદયમાં પ્રેમ જેવી ભાવના નથી, મારા હૃદયમાં વ્હાલ જેવી વસ્તુ નથી, મારે સંસાર નથી, સંપત્તિ નથી.

આ જગતમાં હું જ ખરી કંગાળ છું. મારા ઉપર જ દુનીયાના શ્રાપ ઉતર્યા છે. મને દરિદ્રને સંગ્રહીને શું કરશો ? માતા ! મને જવા દો."

"જો દીકરી તારી જીવતી માતા કરતાં મૃત પિતા તને વધારે વહાલો હોય, તારા પ્રેમ કરતાં તારો ધર્મ તને શ્રેષ્ઠ લાગતો હોય, તારા સંસાર કરતાં શાસ્ત્રો વધારે સન્માન્ય હોય, તો બેટા દેવળ ! તું જા ! હું તને આશીષ દેવાને લાયક નથી, છતાં અંતરની આશીષ આપીશ. તારે જવું હોય તો જા અને દિલ્હીનો સુલ્તાન પણ તારો માર્ગ રોકી રાખશે નહિ."

આંસુભરી આંખોને કંપતા હાથોથી દાબતી વૃક્ષપત્રની માફક આખે અંગે ધ્રૂજતી દેવળદેવી પાછી ફરી.

એકાએક ઉલ્લાસભર્યા અવાજથી ગવાતા એક ગાયનની એક કડી તેના કાન ઉપર અથડાઇ.

***"દેવલરાની કે હસ્ત અંદર ઝમાના,**
**"ઝ તાઉસાને હિંદુસ્તાં યગાના."**

દેવળદેવી એ અવાજ સાંભળી મૂઢ જેવી બની ગઈ. કોઇ અગમ્ય ભાવ સચોટતાથી તેની તગતગતી આંખોમાંથી સ્થિર ચમકવા લાગ્યો. આનંદઘેલો ગાયક સંગીતને આગળ ચલાવવા લાગ્યો.

**†"બનામે આં પરીચું દેવ રહદાશ્ત,**
**"ફિસું અંદાજહાં દેવશ નિગહદાશ્ત."**

જડ જેવી દેવળદેવી પ્રતિમા જેવી ઊભી રહી. અવાજ અતિ નજીક આવ્યો.

**‡"ચુના રશિમ બદિલ કરદમ મરાઅત."**

છેલ્લું ચરણ ફરી ફરી બોલતાં ગાયકે દ્વાર ઉપરનો પડદો દૂર કર્યો અને હસમુખો નવયુવાન શાહજાદો ખીજરખાન એ ગોખમાં આવીને ઊભો રહ્યો.

ખીજરખાને દેવળદેવીને જોઈ અને તે સહજ શરમિન્દો બની ગયો હોય એમ એનો ચહેરો લાલચોળ બની ગયો.

---

* રાણી દેવળદેવી આ વખતે હિન્દના મોર પક્ષીઓમાં શ્રેષ્ઠ છે, યાને સૌન્દર્યમાં શિરોમણિ છે.

† એ અપ્સરાના નામ માત્રથી દેવોમાંથી પણ માર્ગ નીકળ્યો. એ નામ માત્રના મંત્રથી દેવો પણ રક્ષા કરવા પ્રેરાયા.

‡ આથી હું તેને હૃદયપૂર્વક ચાહું છું.

કૌળાદેવીએ ખીજરખાનને કહ્યું.

"શાહજાદા! ઠીક આવ્યા. હું તમને હમણાં જ બોલાવવાની હતી."

"સુલ્તાના સાહિબા! કાંઈ ફરમાન?"

"ખીજરખાન! મારી દેવળ જાય છે. તેની છેલ્લી મુલાકાત કરી લો."

"જાય છે?" ખીજરખાન આશ્ચર્યમિશ્રિત અવાજથી બોલ્યો: "ક્યાં જાય છે?"

"શાહજાદા!" કૌળાદેવી નિરાશ તટસ્થતાથી બોલી: "એ જાય છે ત્યાં કે જ્યાંથી કોઈ ક્ષાત્ર કન્યા જીવતી પાછી વળી નથી. એ એના પિતાના કુળનો કુળધર્મ પાળવા જાય છે."

"કુળધર્મ એટલે?" ખીજરખાને પ્રશ્ન કર્યો.

"સ્ત્રીઓને માટે શાસ્ત્રોએ અને સમાજે જે પ્રણાલિકા પાડી છે તે. સનાતન કાળથી ભારતની દેવીઓ સમી સિંહણશૂરી ક્ષત્રિય નારીઓ જે પંથે જીવતી સળગી છે, તે ભયંકર પ્રતાપી પંથે મારી દેવળ આજ જાય છે. એ સોરઠ જશે. આજ એ અનાથ પુત્રી અનાથોના નાથને ભરોસે તેની ભ્રષ્ટ માતા અને વિધર્મી પ્રણયીનો ત્યાગ કરી યમુનાના પાણી અગ્રાહ્ય કરી જંગલે જંગલે ભૂખદુઃખથી પીડાતી ભટકશે!"

"દેવળદેવી વિધર્મી સાથે નથી શાદી કરવા ઇચ્છતી એમ? વિધર્મીઓ સાથે રહેવા નથી ઇચ્છતી એમ આપનું કહેવું છે?"

"શાહજાદા! એમજ!"

"દેવળદેવીના અહોનિશ વિચારોથી સ્વર્ગીય પ્રેરણા પામેલા મારા મનમાં એક કાવ્ય સ્ફૂર્યું છે તે ગાતો ગાતો જ હું આંહી આવ્યો હતો. સુલ્તાના સાહિબા! પ્રિય દેવળદેવી! "ચુના રશ્મિ બદિલ કરદમ મરાઅત" એ ચરણનો અર્થ એવો છે કે હું તેને અંતઃ-કરણપૂર્વક ચાહું છું. મારો ભાવ એવો છે કે મેં મારૂં હૃદય એને અર્પી દીધું છે. બેગમ સાહેબા! હૃદય વિના શ્રદ્ધા નથી. અંતઃકરણ સિવાય ખુદા નથી. બુદ્ધિ સિવાય ધર્મ નથી. શાસ્ત્રો સિવાય મર્યાદ નથી. મારી માતા! પાકપરવર દિગારના કસમ ખાઇને હું કહું છું કે મારૂં શાસ્ત્ર પ્રેમશાસ્ત્ર છે. મારા હૃદયમાં દેવળદેવી છે. અંતઃકરણ, બુદ્ધિ, મારા શરીરનું અંગેઅંગ દેવળદેવીથી ઓતપ્રોત થઇ વસે છે. મારા કસમ અસત્ય હોય તો મારા ઉપર ખુદાના હરેક ખૌફ ઉતરી પડો.

જહન્નમની ભયંકર યાતનાઓ અંગેઅંગ પ્રગટી નીકળો. મારો ધર્મ દેવળદેવી, મારી બુદ્ધિ દેવળદેવી, મારો પ્રાણ દેવળદેવી છે. મારો ઇસ્લામી મજહબ અમારી શાદીનો વિરોધી હોય તો હું દેવળદેવીનો ધર્મ પાળીશ. માતા ! હું હિન્દુ બનીશ !"

આશાથી દેવળદેવીનું મુખ ચમકવા લાગ્યું. શુદ્ધ પ્રેમના આ ઉછળતા પ્રલયથી કૌળાદેવી પણ ક્ષણભર મૂઢ બની ગઇ; પરંતુ ક્ષણભર વિચાર કરી અતિ નિરાશ વદને તે બોલીઃ

"મારી દેવળ પ્રત્યેની તમારી પ્રેમભાવના જોઇને મને હર્ષ થવો જ જોઇએ, પરંતુ નથી થતો. મેં જેટલી દુનિયા જોઈ છે એટલી તમે બન્ને એ જોઇ નથી. શાહજાદા ! તમે હિન્દુ થશો તો તમારે દિલ્હી ત્યાગવું પડશે. તમારા ધર્મનો તમે સાથ છોડશો પરંતુ કોઈ પણ હિન્દુ તમને સંઘરશે નહિ. મારાં બાળકો !" હૃદયને ભાંગતી અસીમ નિરાશાથી ક્ષત્રિય રાણી બોલીઃ "જુઓ ! હું આ કટાર અહોનિશ મારી પાસે જ રાખું છું. હિન્દુઓ ઉપર મારો વિશ્વાસ હોત તો તમારા પિતા સમા સેંકડોનાં પણ ખૂન કરી હું મારા જાત ભાઇઓ સાથે જઈ શકત, મારા હતભાગી પતિના સર્વનાશનું વૈર લઇ શકત; પરંતુ અમારો હિન્દુ સમાજ એવો નિષ્ઠુર છે, એવો તો અંધશ્રદ્ધાળુ છે કે મને કે કમને, વશે કે કવશે, ઇચ્છાએ કે બળાત્કારે કોઇ નિરાધાર જાતિબંધુ મુસલમાનોના સંસર્ગમાં આવી ચડ્યો તો તે તેનો ત્યાગ કરે છે ! હિન્દુ સમાજની કોઈ પણ વ્યક્તિ તેને સંઘરશે નહિ, મરતી હોય તો દયા ખાશે નહિ, ભૂખ્યો હોય તો અનાજ દેશે નહિ, તરસ્યો હોય તો પાણી પાશે નહિ. નાનામાં નાના જંતુને જીવાડવા માટે લાખોના ખર્ચ કરનારા હિન્દુઓ, ભ્રષ્ટ થયેલા મનાતા જાતિબન્ધુના મૃત્યુ પછીના સંસ્કાર પણ કરશે નહિ ! શાહજાદા ! હિન્દુઓના સમાજમાં તમારે માટે તો શું પણ મારે માટે-હું કે જેને બળાત્કારે આંહી ઘસડી લાવવામાં આવી છે તેને માટે કે મારી દેવળ માટે પણ સ્થાન નથી. મારાં બાળકો ! તમે બન્ને એક બીજાને અંતઃકરણથી ચાહતાં હો, સહુ સહુનો ધર્મ સાચવીને પણ વિયોગી ન બનવા ઇચ્છતાં હો તો તમારે માટે એક માર્ગ છેઃ જગતનો સનાતન ત્યાગ કરવાનો. જે જગતમાં રહી તમારે સદાએ દુઃખ, તિરસ્કાર, વિયોગ અને ભય સહેવાનો છે તેનો ત્યાગ કરો, અને જગતની જંજાળથી ત્રાસેલાં ઘવાયલાં પંખીઓની નાફક

નિરાધાર રીતે ફફડતી ઉકેલાં હૈયાંના ભયંકર દુઃખની સળગતી હુતાશની ઉપર સ્વર્ગમાં બેઠેલો, માયાભર્યો ઇશ્વર કહો કે ખુદા કહો જે કહો તે, જે માનો તે, પોતાની દયાનાં અમી સીંચે છે, તેના પાદપદ્મમાં વસી આંહી જે શાંતિ ન મળી, ન મળી શકે તે શાંતિ અને સુખ ભોગવો !

"ખીજરખાન ! દેવળદેવી ! આંહી આવો ! મારી પાસે બેસો ! મારી આંગળીયે આંગળીયે વીંટીઓમાંના જે હીરાઓ ચમકી રહ્યા છે તેની નીચેના પોલાણમાં ભયંકર ઝેર ભર્યું છે. ઝેર કડવું છે છતાં સનાતન શાંતિ આપનારૂં અમૃત છે. હુંય જીવનથી પરવારી છું. જે કાર્ય માટે હું જીવતી હતી, અલાઉદ્દીનની કારમી સોડ મેં ક્ષત્રિયાણી થઇ સાચવી હતી, તે કાર્ય ઉપર એક મનુષ્યને યોજી દીધો છે. મારૂં જીવનકાર્ય સમાપ્ત થયું. હુંય તમારો સાથ પૂરીશ. જગતમાં મને શાંતિ ન મળી તે શાંતિ ઇશ્વર મારા ભયંકર દુઃખ તરફ નજર કરીને આપે એમ હું અંતની ઘડીયે કૃપાળુ જગતાત જગદીશને પ્રાર્થું છું."

અપાર્થિવતા રજપુત રાણીના વદન ઉપર છવાઈ ગઇ. ભોંય ઉપર ઘુંટણીયે બે હાથ જોડી દુઃખના ભારથી લથાયેલા અવાજે તે બોલી: "ઓ ઇશ્વર ! મેં અનાથ હિન્દવાણીએ બહુ સહ્યું છે. હવે સહેવાતું નથી, ત્યારે તારી પાસે ન્યાયની ભિક્ષા માંગતી શાંતિ પ્રાર્થતી આવું છું. હું રાંક સ્ત્રીજાત ! મને મારા જાતભાઇઓ સંગ્રહે નહિ, તોય શરીરે નહિ પરંતુ મનથી હું મારા પતિને વફાદાર રહી છું. એ વફાદારીની કદર બીજો ભલે ન કરે, પણ ઇશ્વર ! તું તો જરૂર કરજે ! મારા પતિનો હું સાથ ન કરી શકી. નિર્બળતાની એક ઘડીએ જાહેર ન કરી શકી એ મારા બુદ્ધિનાં પાપ, હે ઇશ્વર ! તું ઉદારતાથી આંકજે ! પછીથી મારા દેશનાં અપમાન, મારા અલ્પકાળના શારીરિક પણ સદાયના હૃદયના પ્રિય પતિના સર્વનાશનું પ્રતિકારી ભયંકર વેર લેવા હું મારૂં જીવન વિતાવી ચૂકી છું. આજ જગતથી હારીને મારૂં કાર્ય પૂરૂં કરીને તારી પાસે આવું છું, ત્યારે મને શાંતિ આપજે ! મારૂં તપેલું હૈયું ટાઢું કરજે ! મારા તરફ ઉદારતાથી જોજે ! ઓ ઇશ્વર ! ઓ કરણ ! ઓ ક્ષત્રિયજાતિ અને હિન્દુ સમાજ ! આજ આ દેવશાપિત હિન્દવાણી જાય છે. એની જીવનની ભયંકર યાત્રા તરફ ક્ષમાથી જોજો !"

* * * *

થોડી વાર પછી અલાઉદ્દીન ખીલજીના આગમનની ખબર કરવા મલેક કાફૂર—અલાઉદ્દીનનો માનીતો પૂર્વ ધર્મનો બ્રાહ્મણ પણ ધર્મપરિવર્તનથી મુસ્લીમ બનેલો ગુલામ જનાનખાનામાં આવ્યો ત્યારે તેણે બાદશાહી ગોખમાં ત્રણ રાજવંશી શબો પડેલાં જોયાં. એ સહુનાં વદનો ઉપર શાંતિ અને સ્વસ્થતા દેખાતી હતી. મૃત્યુના ભય કરતાં મૃત્યુનો આનંદ હજીએ એ નિશ્ચેષ્ટ મુખરેખા ઉપર તરવરી ઉઠતો હતો.

એ દૃશ્ય જોઇ મલેક કાફૂર ચકિત ન બન્યો. ભયંકર દૃઢતા તેના મુખ ઉપર છવાતાં તેના બીડાએલા હોઠ સખ્ત થયા. એણે કૌળાદેવીના શબ આગળ ઘુંટણે પડી તેનો જડ હાથ પોતાના હાથમાં લીધો. સખત અને ભાવહીન અવાજે તે બોલ્યોઃ

" ગુજરાતની હતભાગી રાણી ! હું ખંભાતનો બ્રાહ્મણ, મારા ધર્માપમાન અને દેશાપમાનનો પ્રતિકાર કરવા ધર્મભ્રષ્ટ થયેલો મલેક કાફૂર મારા ગુજરાતની દેવશાપિત રાણીના શબ ઉપર પ્રતિજ્ઞા લઉં છું કે હું વેર લઇશ. જેવું સત્યાનાશ તારા કુટુંબનું થયું તેવું ભયંકર સર્વવ્યાપી સત્યાનાશ સુલ્તાન અલાઉદ્દીનના કુટુંબનું કરીને જ હું જંપીશ ! એમાં જો કોઇ અપરાધ હોય, પાપ હોય, તો ઇશ્વર ! એ પાપને તું ક્ષમા કરજે ! "

એ ભયંકર પ્રતિજ્ઞા લઇ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાના ઉપાયો વિચારતો મલેક કાફૂર જનાનખાનામાં બનેલી ભયંકરતાના સમાચાર સુલ્તાનને આપવા ધીમે પગલે ચાલ્યો.



## પ્રકરણ ૨૦ મું.

### ઉગ્ર પ્રતિકાર.

મૃત્યુથી ગમગીન બનેલા લાગતા ભયાનક એ ગોખમાંથી તે જનાનખાનાના ખંડમાં આવ્યો. એની આંખોમાં રોષનો જ્વાલામુખી સળગ્યો હતો. ખેંચાયેલી શિરાઓવાળા સખત મુખ ઉપર શ્વેનતાનાં આવરણ છવાયાં હતાં. પત્થરની ચેતનહીન પ્રતિમા સમો એ મલેક કાફૂર ખંડના મધ્ય ભાગમાં જડસમો બની ઊભો રહ્યો. એના કાનમાં સપાટાબંધ વહેતું લોહી ગાજતું હતું. જગતનો

સંહાર કરવા માર્ગ ભૂલેલો યમદૂત ઊભો હોય, એવો એ ભયંકર લાગતો હતો.

થોડી વાર પછી કોઇનો પગરવ તેણે સાંભળ્યો અને એ હસ્યો. એના એ ભયંકર અને અનૈસર્ગિક હાસ્યની ભીષણુતાથી ઓરડાની દિવાલો પણ ધ્રુજી ઉઠતી હોય એવો આભાસ થયો.

એ મધ્યસ્થ ખંડની અંદર એક નાના ખંડનું દ્વાર પડદાથી ઢંકાએલું રહેતું. તે પડદો ઉંચકી દ્વાર ખોલી અંદર દાખલ થયો. થોડી વારે એક દીપક લઇને તે બહાર આવ્યો. ઘર્ષણથી ઉત્પન્ન કરેલી આગથી તેણે કાચના ખુલ્લી જ્યોતવાળા દીપકને સળગાવ્યો અને અંધારા ઓરડામાં સૌમ્ય સુગંધ પ્રસારતી દીપકની ઝીણી સીધી જ્યોત પ્રકાશ પૂરતી સળગવા લાગી.

કોઇ જનાનખાનાની અંદર આવ્યું. મલેક કાફૂરને જોઇને તેણે પૂછ્યું: "કેમ કાફૂર! બેગમ સાહીબા ક્યાં છે? મારા આગમનના ખબર એમને આપ્યા?"

જવાબમાં મલેક કાફૂરે મસ્તક નીચું નમાવ્યું અને તે બોલ્યો: "હઝુર! સુલ્તાન સાહેબ! ચાલો આપનાં બેગમ સાહિબાને હું બતાવું."

આ અણુઅનુભવેલી ધૃષ્ટતાથી સુલ્તાનનો ચહેરો ક્રોધમય બની ગયો. તે જોઇને મલેક કાફૂર બોલ્યો: "નામવર! આપ જોશો એટલે સમજશો. પધારો!"

મલેક કાફૂર ગોખ તરફ આગળ વધ્યો. આશ્ચર્ય અને જિજ્ઞાસાથી પ્રેરાયેલો સુલ્તાન તેની પછવાડે ગયો. ક્ષણુવારમાં સુલ્તાન ગોખમાં આવી ઊભો અને પોતાને પ્રિય એવી ત્રણે વ્યક્તિઓના શબને પારખી તે ક્ષણુભર દિગ્મૂઢ બની ગયો અને પછી ક્રોધથી સળગી ઉઠેલા મરણુનાચ કરતા ભયંકર બ્રહ્મરાક્ષસ સમો સુલ્તાન મલેક કાફૂરની ગરદન પકડી ગર્જી ઉઠયો:

"કાફૂર! બદમાશ! તારા આ ભયંકર કાર્યનો તને ભયંકર બદલો મળશે, હરામખોર!"

"નામવર સુલ્તાન! આ કાર્ય મારૂં ન હોય. મને આ હત્યાથી શો લાભ મળે એમ છે? કોને કેટલો લાભ થાય છે એ આપ વિચારશો તો બધું સમજી શકાશે." મલેક કાફૂરે કહ્યું અને પોતાના મીઠા પણ ઝેરભર્યા શબ્દોની અસરની નિરીક્ષા કરવા સુલ્તાનના સફેદ મુખ સામું જોઈ રહ્યો.

સુલતાનનો સફેદ ચહેરો લાલ રંગથી સળગી ઉઠતો જણાયો. ક્રોધ વેરતી એની આંખો ભયંકરતાથી ચમકી ઉઠી.

"લાભ ? કોને લાભ ?"

"નામવર ! રંકનું બોલ્યુ રંક ! પણ શાહજાદા ખીજરખાં સ્વર્ગસ્થ થાય, આપની બેગમ સાહિબા પણ બેહસ્તનશીન થાય અને આપના કૃપાપાત્ર અને એક પ્રકારે શાહજાદી પણ દુનિયાથી વિદાય થાય પછી દિલ્હીનું તખ્ત કોને મળે ?" મીંદડું કરડતા ઉંદરની માફક મલેકે ધીમેથી ઉત્તર આપ્યો.

"યા અલ્લાહ !" આશ્ચર્યથી સુલ્તાન અલાઉદ્દીન બોલી ઉઠયોઃ "અલફખાન ? મારો ભાઇ ! બને નહિ !"

"તો નામવર ! દરવાનને બોલાવી પૂછો કે ગઈ કાલ રાત્રે એક હિન્દુને તેમના પરવાનાથી દાખલ કરવામાં આવ્યો હતો કે નહિ."

"હિન્દુ ! ! મારા મહેલમાં ! દિલ્હીના સુલ્તાનના જનાનખાનામાં ! અને અલફખાનનો પરવાનો ! કાફૂર જા ! દરવાનને બોલાવ !" સુલ્તાન રોષ અને આવેશથી બોલી ઉઠયો.

મલેક કાફૂર ધીમે પગલે ખંડ બહાર આવ્યો. તેણે ભયાનક હાસ્ય કર્યું અને એકલો મોટેથી વિચારતો હોય એમ બોલ્યોઃ "વૈર ! નર્યું નીતર્યું વૈર ! તું તારૂં કામ આજ પૂરૂં કર ! હણાયેલા હિન્દુઓ ! આવો અને જુઓ ! તમારા સંતપ્ત જીવોને દિલ્હીના રાજવંશની રક્તગંગામાં સ્નાન કરાવો !"

મલેક કાફૂર બહાર ગયો અને સુલ્તાનના મગજમાં લોહીનો વેગ ભયંકર પરિબળ ધારણ કરવા લાગ્યો. એકાએક મીઠી સુગંધે એના તપેલા મગજને સહેજ નરમ કર્યું અને તે બોલી ઉઠયોઃ

"અહા ! કેવી સુગંધ ! આ દીપકમાંથી જ આવતી હશે !" અને એણે કાચના દીવાને સહેજ ઉંચો કરી સળગતી જ્યોત ઉપર પોતાનું નાક ધર્યું.

"જરૂર ! દીપકનો ધૂમ્ર જ સુગંધી છે, પણ મારૂં મગજ કેમ ફરવા લાગ્યું ? પણ—પણ મગજ તો ફરે જ ને ?" ગોખ તરફ ધ્રુજતી આંગળી નોંધી સુલ્તાન બોલ્યોઃ "હું કેમ ગાંડો નથી બન્યો એ જ સમજાતું નથી."

થોડી વારે ધ્રુજતા દરવાનને લઇ મલેક કાફૂર અંદર આવ્યો. સુલ્તાને દરવાનને આગલી રાત્રે બનેલો બનાવ પોતાને અથેતિ

જણાવવા ફરમાવ્યું. મહેલમાં ત્રણ ત્રણ ખૂનો થયાં તેની મલેક કાફૂરે તેને કરેલી વાત ઉપરથી તે બિચારો ભયથી લગભગ નિર્જીવ સમો બન્યો હતો. એ બિચારાએ વાત કરી દીધી, પરંતુ આગન્તુક હિન્દુ કોણ હતો, ક્યાં રહેતો હતો, તે સંબંધી પોતાનું અજ્ઞાન દર્શાવી કંપતો ઊભો રહ્યો.

સુલ્તાનનો વેરભર્યો ક્રોધ સારાસારની વિવેકબુદ્ધિ ભૂલી તેના અંગેઅંગમાંથી નીતરવા લાગ્યો: "મલેક, જા! અલફખાન જ્યાં હોય ત્યાંથી આ પળે એને હાજર કર! જા જલ્દી કર! મારૂં માથું સખત દુઃખે છે."

આંખોથી હસતો પરંતુ ચહેરાથી ગમગીન ગાંભીર્ય દર્શાવતો મલેક કાફૂર ગયો.

* * * *

અલફખાન પોતાના નિવાસમાં આરામથી બેઠો હતો. સામે દેવળદેવીએ આપેલા પ્રયાણ સમયની રાહ જોતો મોખડાજી બેસીને તેની સાથે વાતો કરતો હતો. ત્યાં દરવાને આવીને વર્તમાન જણાવ્યા કે દિલ્હીનો સુલ્તાન આવશ્યક કામ માટે અલફખાનને પોતાને મહેલે બોલાવે છે.

અલફખાન પોતાના ઘોડા ઉપર બેસીને રાજમહેલ તરફ ચાલ્યો અને તેના પછી નિયત કરેલ સ્થળે જવા મોખડાજી પણ સાધન સામગ્રી લઇ ચાલી નીકળી સંકેતસ્થાને પહોંચી દેવળદેવીની ચાતકવત રાહ જોઇને બેસી રહ્યો.

મોખડાજીને નિષ્ફળ રાહ જોતો ત્યાં રહેવા દઇ અલફખાનની સાથે આપણે જઇએ.

મલેક કાફૂર અલફખાનને લઇ સુલ્તાન પાસે આવી પહોંચ્યો. દિલ્હીનો સુલ્તાન દુઃખતું મસ્તક બે હાથે ટેકાવીને ફીક્કા અને ઉજ્જડ ચહેરાથી દિવાલ સામું નગતગતી આંખોએ તાકતો બેઠો હતો.

અલફખાનને જોઇ તેના ચહેરા ઉપર અવર્ણનીય અને પાતાળની અગમ્ય ઉંડાઇભરેલું હાસ્ય છવાયું અને તે અપાર્થીવ લાગતા ભાવહીન અવાજે બોલ્યો: "અલફખાન! ચાલો આપણે ગોખમાં વાત કરીએ!"

અલફખાન ગોખ તરફ આગળ વધ્યો. અલાઉદ્દીન તેની પાછળ ગયો. ક્ષણવારમાં મૃત્યુભર્યા ગોખમાં બેઉ સહોદર બન્ધુઓ આવીને ઊભા રહ્યા.

" આ શું ? આ શું ? અલ્લાહ ! આ શો ગજબ ! " આશ્ચર્યથી કંપતા અવાજે અલફખાન ત્રણ શબોને જોઇ બોલી ઉઠયો.

સુલ્તાનનું અંગેઅંગ ઉન્માદના આવેગ અને ક્રોધમય આવેશથી ઉછળી ઉઠયું. તેનો ચહેરો લાલ રંગાઈ ગયો.

" નરાધમ ! રાજ્યલોભી ગોત્રહત્યારા ! દિલ્હીના તખ્ત માટે તારે કયામતસુધી રાહ જોવી પડશે. " સુલ્તાને ફાટતે અવાજે ગર્જના કરી અને કમરમાંથી પાણીદાર જમૈયો કાઢી અલફખાનની છાતીમાં હુલાવી દીધો !

એક પણ ચિત્કાર કર્યા સિવાય સુલ્તાનની સામું અનિમેષ જોઇ રહેલા સિપેહસાલાર અલફખાનનો પ્રાણ ક્ષણભરમાં ચાલ્યો ગયો. લોહી નીતરતો જમૈયો ફેંકી દઇ સુલ્તાન બોલ્યો પણ એનો અવાજ વેદનાથી કંપતો હતોઃ " મને કાંઇક થાય છે ! અંગેઅંગમાં આગ લાગી છે ! હકીમ ! હકીમને બોલાવો ! "

અને તે પણ પોતાના ભાઈના લોહી નીતરતા શબ ઉપર પડયો.

મલેક કાફૂરે ભયાનક હાસ્ય કર્યું. " હવે હકીમ ! દિલ્હીના મદાંધ સુલ્તાન ! હવે જન્નતનો કોઇ હકીમ તને ઉગારી શકશે નહિ. "

પરંતુ લોકસમૂહમાં સુલ્તાનની દુર્દશાનું કારણ જણાવી તેના ઉપરથી આળ ઉતારે એ માટે રાજહકીમને મલેક કાફૂરે બોલાવ્યો. હકીમ આવ્યો. ગોખમાં પડેલા શબની પરંપરા જોઇને તે જડ જેવો બની ક્ષણભર ભાન ભૂલી ગયો. પછી સુલ્તાન અલાઉદ્દીનનો હાથ પોતાના કંપતા હાથમાં લઇ તે બોલ્યોઃ

" ખલાસ ! સુલ્તાન અલાઉદ્દીનનો પ્રાણ ચાલ્યો ગયો છે. એમનું આયુષ્ય ખૂટી ગયું છે. "

પછી સુલ્તાનના એકદમ કાળા પડી ગયેલા અને સખત બનેલા ચહેરા અને સફેદ બની ગયેલા હોઠ તરફ આંગળી ચીંધતો તે બોલ્યોઃ

" સુલ્તાનનું મૃત્યુ કુદરતી નથી. એમને ઝેર દેવામાં આવ્યું છે. "

હવે ભયાનક હાસ્ય કરી મલેક કાફૂરે સળગતા દીપક તરફ અંગુલિનિર્દેશ કર્યો. હકીમ એકદમ દીપક પાસે ગયો. મીઠી છતાં આછી કડવી સુગંધ આવતાં હકીમ એકદમ પાછો હઠી ગયો. દીપકને હાથમાં લઇ બાજુએથી તપાસી તે બોલ્યોઃ " આ દીપકના તેલમાં એવું ભયંકર ઝેર છે કે તે સળગે ત્યારે તેનો ધૂમાડો થતાં હવાને ઝેરી બનાવી ગુંગળાવી નાંખે. આ તેલ નથી પણ હળાહળ

ઝેર છે. એ કડવી બદામનું તેલ છે. ખોલી નાંખો બધાંય બારણાં અને ભોંય ઉપર થોડી વાર ઉંધા પડીને સૂઇ જાઓ ! નહિતર બધાય મૃત્યુને વશ થઇશું."

હકીમ ભોંય ઉપર સૂઈ જઈ નાકને દબાવતો હતો. તેનો હાથ ઝાલી મલેક કાફૂર બોલ્યો: "હકીમજી ! ચાલો આ માર્ગે ! આપણે સલામત ચાલ્યા જઇએ. રાજમહેલમાં આવાં ખૂનોના ખરા પત્તા નહિ મળે. કોણ ખૂની કે કોણ નહિ એ અલ્લાહ જાણે. અત્યારે તો દિલ્હીની ગાદી સદંતર નિરાધાર અને નધણીયાતી બની ગઈ !"

## પ્રકરણ ૨૧ મું.

### રા' મહિપાળની મૃત્યુશય્યા.

ગિરિવર ગિરનારની ગરવી છાયા જેના ઉપર નિત્ય નિત્ય પડે છે અને જ્યાં બંસીધર કનૈયાની પુરાણી હિરણ્યમયી મૂળ દ્વારિકાના પ્રતાપી અસ્થિઓ વેરાયાં છે, એ વંથળીનગર–પુરાણપ્રસિદ્ધ વામનસ્થલીના દરબારગઢની અંદરના એક ખંડમાં રા' મહિપાળ–સોરઠનો માનીતો શિરતાજ મહીપો રા' પોતાની મરણશય્યા પાથરીને સુતો હતો. એનો પાટવી કુંવર ખેંગાર એની પથારી સાચવતો પાસે બેઠો છે. જરા આંસુભરી આંખે પોતાના રણધીર નાથની અંતિમ દશાને નિરાશ દઢતાથી જોઈ રહેલી ચાવડી રાણી પ્રેમદેવી–પરમાદેવડી બેઠી બેઠી તુલસીની માળા ફેરવે છે.

"બાપુ ! તમે કષ્ટાઓ છો, કોઇ વાસના ભરાણી છે ?" ખેંગારે પ્રશ્ન કર્યો.

ઘેનમાં ઘેરાંએલી અને ઝાંખી પડેલી આંખે રા' મહિપાળ પોતાના પુત્રને નીરખી રહ્યો. ઉત્તરમાં મસ્તક હલાવ્યું.

ફલાંગ મારી ખેંગાર કુદ્યો. સામે પડેલી ઝારીમાંથી હાથમાં જળ લઇ આવી પોતાના રાજવી પિતાની સામે નિશ્ચયાત્મક દઢતાથી જોતો તે બોલ્યો: "બાપુ ! કહો, જળ મેલું !"

એકાએક પગનો સંચાર થયો અને આતુરતાથી તગતગતી આંખોએ રા' મહિપાળ દ્વાર તરફ જોઇ રહ્યો. એક ઉંચો સશક્ત આદમી થાકના પરસેવાથી નીતરતો પ્રવાસના ધૂળભર્યાં વસ્ત્રો ખંખેરતો

દેખાયો. એ આગન્તુકને જોઇ રા'નો ચહેરો ચમકી ઉઠયો. "કોણ મોખડાજી? આવો, હું તમારી રાહ જ જોતો હતો!"

"મારા રા'! મારા પૂર્વજોના અન્નદાતા! મને સંદેશો મળ્યો કે હું ચાલી નીકળ્યો. મારા લાયક મને આજ્ઞા આપો."

"મોખડાજી! અંતકાળ આવી પહોંચ્યો છે અને જીવનની દોરી તૂટતી જાય છે. મને જીવનનો મોહ નથી. માયાનાં બંધનથી જીવ્યો એમ મરૂં છું એનો મને અફસોસ નથી. પરંતુ અંતે વાસના ભરાણી છે. મારૂં કાર્ય અધૂરૂં રહ્યું છે. પૂરૂં કોણ કરશે?"

"હું!" મોખડાજીએ ઉત્તર આપ્યો.

"હું તમને તે કાર્ય સોંપું ખરો મારી વાસના છૂટે પણ ખરી; તમને બોલાવ્યા પણ એજ માટે. પણ તમે એ કરી શકશો? તમે અત્યારે શું કરો છો? તમે અત્યારસુધી કયાં હતા?"

"રા'! હું આપને મારી કથા મૂળથી જ કહું. અંકેવાળાની લડાઇ થઇ તે પછી હું દિલ્હી ગયો, પરંતુ કાર્ય સિદ્ધ ન થયું. દેવળદેવી હાથ ન આવી. એ તો કીરતારના દરબારમાં ગઈ. સુલ્તાન અને એનો શાહઝાદો અને સિપેહસાલાર અલફખાન પણ એ જ દિવસે એક બીજાની ખટપટના ભોગ થઈ ગયા. દેવળદેવીએ મને સાથે આવવાનું વચન આપ્યું હતું. તેની રાહ જોતો નદીના કાંઠા ઉપર હું બેસી રહ્યો."

"પછી?" ખેંગારે આતુરતાથી પૂછ્યું.

"આખી રાત મેં રાહ જોઇ. વળતે દિવસ તપાસ કરવા હું દિલ્હીમાં ગયો. રસ્તામાં મને બાદશાહી કુટુંબના જનાજા મળ્યા! પછી હું દિલ્હીમાંથી ચાલી નીકળ્યો."

"પછી તમે શું કર્યું?" આતુરતાથી રા' મહિપાળે પ્રશ્ન કર્યો.

"મારે માથે મારા પિતા, મિત્રો અને સંબંધીઓનાં વેર પાર પાડવાનાં ઋણ હતાં. પરંતુ સોરઠની ભૂમિમાં પગ મૂકતાં મેં ખરાબ સમાચાર સાંભળ્યા. અંકેવાળાની લડાઇમાં સોરઠી શૂરાતનનો નાશ થયો હતો. ગુજરાત કે દિલ્હી ઉપર ચડાઇ લઇ જવાનું બને એમ નહોતું. મરદો અને ઠાકોરો ખપી ગયા હતા."

"અંકેવાળાએ આપણને ભયંકર જીત આપી. સુલ્તાનની ફોજ ભાગી અને આપણી ફોજ કપાઇ. ઠીક! ઇશ્વરને એમ ગમ્યું!" નિરાશાનો નિઃશ્વાસ નાંખતો રા' મહિપાળ બોલ્યો:

"અમીર જુડીદાને અને મારે ખટપટ થઈ. એને દિલ્હી ભાંગવું હતું. મારાથી ગુજરાત જીતાય એમ ન હતું. પરિણામે અમારી દોસ્તી મટી દુશ્મનાવટ થઈ અને એ ઉપરકોટનો કિલ્લો રોકી બેઠો. અમારે ખૂબ લડાઇઓ થઈ. એ મને ન હરાવી શક્યો. એના પરદેશી મોગલોને હું ન નમાવી શક્યો. મારા રાજ્યનું ધન અને બળ સોમનાથના જીર્ણોદ્ધારમાં અને અંકેવાળામાં ખપી ખૂટયું હતું."

"મેં એ સાંભળ્યું અને એકલે હાથે મેં દિલ્હીના સુલ્તાનને નમાવવા પ્રયાસ કર્યો. મારો એ પ્રયાસ હજીયે ચાલુ છે. હું એમાં જ મરીશ ત્યારે જંપીશ."

"કેવી રીતે? કેમ?" પથારીમાંથી અર્ધો બેઠો થયેલો રા' મહિપાળ આવેશથી તૂટતા–કંપતા અવાજે બોલ્યો અને સ્થિર આંખોથી મોખડાજીને જોવા લાગ્યો.

"હું તો એકાદ ધીંગાણામાં મરી ખૂટત, પરંતુ મારા દાદા મારવાડથી આંહી આવ્યા ત્યારના એમના કારભારી શાહ રાજપાળે મને શીખ દીધી. વાણીયો પાકો હતો. મને કહે કે એવા ધીંગાણાંથી દિલ્હીના તખત ડોલતાં હોત તો અંકેવાળાની લડાઇએ દિલ્હીને ઉડાડી મૂક્યું હોત."

"પછી-પછી?" ચમકતી આંખે તલ્વારને રમાડતો ખેંગાર બોલી ઉઠ્યો.

"મને કહે કે કોઈ સારી સલામત જગ્યા શોધી ત્યાં રહો અને જમીનમાર્ગે ન થયું એ દરિયામાર્ગે પાર પાડો."

"હેં! દરિયામાર્ગે!"

"હા! એ કહે છે કે દિલ્હીને સોરઠ સાચવવું છે કારણકે આંહીથી એનાં હજનાં વહાણો જાય છે અને વેપારના માર્ગ છે. ખંભાત, ધોળકા, સોમનાથ આદિ બંદરોમાં એનાં વહાણો આવે જાય છે. દિલ્હીને ગુજરાતનો વેપાર છે. એ વહાણો લૂંટો, એ બંદરો પાયમાલ કરો, જમીન ઉપર સુલ્તાન ફોજ જમા કરશે એટલી દરિયા ઉપર નહિ કરે. તમે ને સુલ્તાન દરિયાનાં વહાણોનાં પાટીયાં ઉપર સરખે સરખા ઉતરશો. મનેય એ વાત એક રીતે રૂચી અને હું ચાંચીયો થયો!".

"ચાંચીયો ! રજપુત થઈને ચાંચીઓ !"

"હા ! જમીન ઉપરનું બહારવટું ને દરીયા ઉપરનું ચાંચીયાપણું એક જ છે. મેં જગ્યાની તપાસ કરી અને **પીર**મનો બેટ પસંદ કર્યો. તે **ખં**ભાત, **સુ**રત, **ભ**રૂચ ને કાલ્પી આદિ બંદરોના માર્ગમાં છે. ત્યાં **શાદૂ**લો સિંહ નામનો બારૈયો ઠાકોર હતો. એક રાત્રે મારા કોળીઓને લઇ અમે હુમલો કરી **બારૈ**યા ઠાકોરને માર્યો અને **પીર**મનો બેટ કબજે કર્યો. આજ એ બેટમાંથી દિલ્હીની સુલ્તાની સામે ચાંચીયાગીરી ચાલે છે. સુલ્તાનની સોનાની થાળીમાં અમે એ લોઢાની મેખ નાંખી છે. અમારે સુલ્તાન સાથે માપી લેવું છે. જીવવું છે ત્યાંસુધી ઝઝુંમવું છે, મરવું છે ત્યાંસુધી લડવું છે. મરીને ભૂત થઈ દિલ્હીને તારાજ કરવું છે !"

"રંગ છે જુવાન ! ત્યારે મારી વાસના તારાથી પૂરી થશે. મારો **ખેં**ગાર બાળક છે. તેનો હાથ તારા હાથમાં સોંપું છું. તને **સોર**ઠનો દેશ ભળાવું છું. હું જીવ્યો ત્યાંસુધી સુલ્તાનને હાથ આ દેશ જવા દીધો નથી. તારી આવરદા હોય ત્યાંસુધી આ દેશ દિલ્હીને માથું ન નમાવે એવું મને વચન આપ તો મારો જીવ ગતે જાય."

"હું જળ મૂકું છું કે **મો**ખડાજીના જીવતાં **સોર**ઠની ધરતીનો કટકો સુલ્તાનને હાથ નહિ પડે." દૃઢતાથી ગોહિલે જળ મૂકતા કહ્યું.

"જય અંબે ! ગોહિલ ! રામરામ ! **ખેં**ગાર ! મારા પુત્ર ! કુળ લજવતો નહિ. લ્યો રાણી રામરામ !"

રા' **મ**હિપાળે એક મીઠું સંતોષનું સ્મિત કર્યું. એની વૃદ્ધ રેખાઓ હર્ષથી ચમકી ઉઠી. એણે પાસું ફેરવ્યું અને પરોત ગંગારામ-રાજગોર બોલ્યો:

"બા ! કુંવર ! બાપુને ભોંયે લ્યો !"

**સોર**ઠની સ્વતંત્રતાનો અજોડ ઉપાસક અને સંરક્ષક ચુડાસમો રા' **મ**હિપાળ સ્વર્ગસ્થ થયો. વંથળીની ગાદી ઉપર **ખેં**ગાર ચોથો ગાદીએ આવ્યો ત્યારે સંવત્ ૧૩૯૦ ની સાલના એક દિનની રાતના અઘોર પહોર વહી જતા અંધારામાં સનસનાટ કરતા ગાજતા હતા.

# પ્રકરણ ૨૨ મું.

## મોગલ સરદાર.

નષ્ટભ્રષ્ટ થયેલી અને સુલ્તાન અલાઉદ્દીનના ઘેરા સામે વીરત્વ-ભર્યા બચાવથી ઇતિહાસમાં અમર થયેલી મોઢ બ્રાહ્મણોની નગરી મોઢેરાનાં ખંડિયેરો નજરમાં સમાય એટલે દૂર પડેલા એક તંબુમાં બે માણસો વાતો કરતા હતા. એક માણસ પ્રચંડ હતો. એની ભરાવદાર ઘેરા લાલ રંગની દાઢી એની છાતી ઉપર વિખરાતી પડેલી હતી. તેની લાલ અંગારા જેવી આંખો કઠોર અને રાક્ષસી મુખરેખાઓ વચ્ચેથી ચમકતી હતી. તે મનુષ્ય તે મોગલ સરદાર તુર્મશરીઝખાન હતો. તેની સાથે માનભરી વિનયશીલતાથી વાતો કરતો અમીર જીુડીદા હતો.

"ઠેઠ છેલ્લી ઘડીએ મામલો વંઠી ગયો!" અમીર જીુડીદા બોલ્યો: "મેં તો આંહીથી દિલ્હી ચડાઇ લઇ જવાની ગોઠવણ કરી હતી, પરંતુ અંતમાં સોરઠનો રા' મહિપાળ માન્યો નહિ. નહિતર તમારૂં કામ સરળ થાત."

તુર્મશરીઝખાન તિરસ્કારથી હસ્યો: "કાંઇ વાંધો નહિ. હું દિલ્હીને પાધર પહોંચ્યો ત્યારે દયાની ભિક્ષા માંગતો દિલ્હીનો ઉન્માદી અને ભ્રમિત સુલ્તાન મહમદ તઘલખ પગે ચાલીને સામો આવ્યો અને દિલ્હીને બચાવવા માટે એક કરોડ ઇબ્રાહીમી મને આપી. મારે વધારે શું જોઇતું હતું?"

,' કરોડ ઇબ્રાહીમી!" આશ્ચર્યથી અમીર જીુડીદા બોલ્યો. આ અસાધારણ રકમનું નામ માત્ર સાંભળી તેની બુદ્ધિ બહેર મારી ગઈ.

"હાસ્તો! અને બે પાંચ વરસ પછી પાછો આવીશ ત્યારે પણ એટલી જ લઇશ પણ હવે મુદ્દાની વાત. તમોને મેં આગળથી મારી સ્વારી મા' તૈયારી કરવા મોકલ્યા. દિલ્હીમાં તો ખપ ન પડ્યો. સોરઠમાં શું થઇ શકશે?"

"સોરઠમાં તો મુશ્કેલી પડશે, સરદાર!"

"મુશ્કેલી? ખુદ દિલ્હીનો સુલ્તાન નમી પડ્યો પછી સોરઠનું શું?"

"સરદાર! સોરઠ તો દિલ્હીના સુલ્તાનોને પણ ભારે પડી જાય છે! એમાં સીધી રીતે કારીગરી ફાવે એમ નથી."

"ત્યારે?"

"મારૂં માનીને સોરઠમાં પ્રવેશ કરવાનો ખ્યાલ મૂકી દો."

"એમ? સમરકંદ અને બુખારાના પહાડોમાંથી હિન્દને લૂંટવા નીકળેલો તુર્મશરીઝખાન દિલ્હીના સુલ્તાનને નમાવે અને સોરઠમાંથી પાછો ફરે, એવી મને તમારી સલાહ ન જોઇએ. માત્ર મને ઉપાય બતાવો કે કયો માર્ગ લેવાથી ઓછો પરિશ્રમ પડશે અને વધારે લૂંટ મળશે."

"સરદાર! હું હજીયે આપને વિનવું છું કે આપ મારી સલાહનો તિરસ્કાર કરો છો એ ઠીક નથી કરતા. મેં લોલીયાણાનો ઘેરો અને અંકેવાળાની લડાઇ જોઇ છે. એ જોયા પછી હું કહું છું."

"જુડીદા! તમે મોગલ છો, પણ તમે મોગલોને લડતા જોયા લાગતા નથી, એટલે જ આમ બોલો છો. હોય, દેશનું પાણી લાગેજને! તમે માર્ગ ન બતાવી શકો તો ખેર!"

અમીર જુડીદાને આ શબ્દો સખત લાગ્યા. આવેશથી તે બોલ્યોઃ "સરદાર! આપની મશ્કરી આપને ભારે પડે નહિ અને આપનો આગ્રહ વિનાશક ન થાય એ જોવાની જવાબદારી આપના ઉપર મૂકીને હું આપને માર્ગ બતાવું છું. સોરઠમાં લક્ષ્મી કયાંય રેલાતી નથી. ખેતી કરીને જમીન ઉપર જીવનારા ગરીબોનો આ મુલક છે. એમનો દ્રવ્યસંચય માત્ર સોમનાથના મંદિરમાં છે. એ મંદિરને તમે લૂંટી શકો તોજ તમને દ્રવ્ય મળી શકશે."

"તો સોમનાથનું મંદિર લૂંટીયે. પછી શું?"

"પછી તો કાંઈ નહિ, પણ પહેલાં તમારે સાવચેતી રાખવી પડશે. ખુશકી માર્ગે તમે ત્યાં નહિ પહોંચી શકો. અચાનક ગીઝનીનો મહમદ એક પહોંચ્યો, પછી તો સોરઠીઓ સચેત છે અને ખુદ અલાઉદ્દીન જેવા સમરજીત સુલ્તાનના હાથ પણ નીચે પડયા છે. માત્ર દરિયામાર્ગે અચાનક સોમનાથ આવી પહોંચો તોજ તમને જય મળે. સોરઠીઓ એકત્ર થાય તે પહેલાં તમે લૂંટીને ચાલ્યા જઇ શકશો. આપનો આગ્રહ હોય તો વહાણો મારફત ફોજને સોમનાથમાં ઉતારો."

"હા! એ માર્ગ અત્યુત્તમ છે.

"સલામ આલેકુમ, અમીર સાહેબ! સોમનાથની લૂંટમાં મને ફતેહ મળશે તો હું મોગલ બાદશાહને કહીશ. તાતારમાં આપને જાગીર કાઢી આપશે."

" જેવી હજુરની કૃપા ! "

" તો અમારાં વહાણોની હવે રાહ જોતા રહેજો. અમે ટૂંક સમયમાં સોમનાથ આવીશું. "

* * * *

સમુદ્રનાં ઘુઘવતાં તોફાની મોજાંઓની વચ્ચે **પીરમનો** નાનો ટાપુ આવેલો છે. સામે દેખાતા કાંઠા ઉપર **ઘોઘા** બંદરની સ્પષ્ટ રેખાઓ જણાય છે. દૂર દૂર ક્ષિતિજમાં, સમુદ્રનાં મોજાં સામે જમીનનું સંરક્ષણ કરતો **ખોખરો** ડુંગર પોતાની પાંખો પ્રસારતો લંબાય છે. **ખંભાત, ભરૂચ, સુરત** અને દિવ તથા દમણના માર્ગની વચ્ચે હિન્દના મધ્યભાગની કંઈ કંઇ કથાઓ વર્ણવતી, **સાબરમતી, મહી, નર્મદા** અને **તાપી** આદિ નદીઓના સમુદ્ર સંગમસ્થાનોની વચમાં **પીરમનો** બેટ પોતાનો અભંગ કિલ્લો આકાશમાં ઉંચો કરે છે. એ બેટની અંદર આવેલા મજબૂત અને નાના ગઢની અંદર **મોખડાજી** ગોહિલ સુંતાની વ્યાપાર ઉપર સંહાર રેલાવનારૂં ચાંચીયાઇ થાણું જમાવી બેઠો હતો.

એ બેટમાં એક દિવસે એક વહાણુ આવ્યું અને તેમાંથી **બગદાદ, બસરા, મસ્કત** અને બંદર **અબ્બાસનાં** મશહુર બંદરોના રાજમાર્ગો ઉપર કેર વર્ષાવતો નામચીન ચાવડો ચાંચીયો વાઘમ કાંઠા ઉપર ઉતર્યો. એક ચાંચીયાને પૂછતાં, તેણે દર્શાવેલા સ્થાન તરફ જતો તે **મોખડાજી** ગોહિલની મુલાકાત લેવા ચાલ્યો.

એ બન્ને દરિયાઇ શૂરવીરો ગઢમાં એક બીજાને મળ્યા, કુશળક્ષેમના શિષ્ટાચાર સાચવ્યા અને **મોખડાજી** ગોહિલે પૂછ્યું: " કેમ વાઘમ કાકા ! આજ તો આ બાળકને સંભાર્યો ? "

" **મોખડા !** " એ નામચીન અને વૃદ્ધ ચાવડો ચાંચીયો બોલ્યો: " મને એક વાતની સમજ પડતી નથી; એટલે વિચાર્યું કે **સોમનાથ** દાદાના દર્શને આવ્યો છું તો તને પૂછતો જ જાઉં. "

" શું છે કાકા ? " **મોખડાજીએ** વિનયથી પ્રશ્ન કર્યો.

" **મોખડા !** હમણાં હમણાં **ઝીંઝુવાડા** આગળ ઘણાં વહાણો એકઠાં થાય છે. મને લાગ્યું કે રખે ગુજરાતનો કોઇ નવો સુબો— બિચારો બીનઅનુભવી-મારા તારા ઉપર કાફલો હંકારવાનો હોય ! એટલે હું તો એક દિવસ વેશ પાલટીને જોવા ગયો. મેં શું જોયું એની તને કલ્પના આવે છે ? "

“ હશે, કોઇ નવોસવો સુબો ! ”

“ નહિ નહિ ! ” વાઘમ ચાવડાનો ચહેરો સખત થયો. “ સુબો વહાણુ એકઠાં કરતો હોય તો આ ચાવડો કાંઇ બીજા પાસે જાય ? ”

“ ત્યારે શું છે ? કોઇ શાહ વેપારી મોટી સફર કરે છે ? ” મોખડાજીએ સ્મિત કરી પૂછ્યું.

“ નહિ ! મેં તો ગુજરાતની ભૂમિ ઉપર પરદેશી જોયા લાલ લાલ મોઢાવાળાં, પુરાણોનાં પાનાં ઉપરથી સદેહે ઉતરી આવેલા બીજા રાક્ષસો સમા, લાંબી લાંબી લાલ દાઢી ને વરૂ જેવી લાલ આંખોવાળા, આપણે આ જુડીદાની ફોજના માણુસો છે તેમના જેવા જ, પણુ વધારે ઉજળા, વધારે લાલ. ”

મોખડાજી એકદમ બેઠો થઇ ગયો. એનો ચહેરો સખત થયો. આશ્ચર્યથી તેણે ઉદ્દગાર કાઢ્યોઃ “ કોણુ મોગલ ? ”

“ હા ! હા ! ” યાદ આવ્યું હોય એમ ચાવડો બોલ્યોઃ “હા ! બસ એજ ! મને યાદ આવ્યું. એ મોગલ—એના સરદારનું નામ કાંઇ તુમડ ને શરાબ ને એવું એવું કાંઇ ખાન હતું. ”

“ નામ સાથે આપણુને ક્યાં કામ છે ? પણુ એ વહાણો ભેગાં શું કામ કરે છે ? ” મોખડાજીએ પ્રશ્ન કર્યો.

“ એ તો મને શી ખબર ? પણુ વહાણો ભેગાં કરે એટલે આપણે તો સચેત રહેવું ને ? અને હા ! આ મોગલો દિલ્હી લૂંટીને આવ્યા છે એમ મેં સાંભળ્યું છે. ”

“ દિલ્હી લૂંટીને ઝીંઝુવાડામાં વહાણો એકઠાં કરે છે ? કાકા ! નક્કી એ મોગલો સોમનાથને લૂંટવા આવ્યા છે અને એટલા માટે વહાણો એકઠાં કરે છે. ”

“ સોમનાથ દાદાને લૂંટવા ! છોકરા ! આપણે દરિયાનાં નાકાં સાચવીએ ને એ પરદેશી ધાડપાડુ દાદાને લૂંટે ? મારે તો સમાધ લેવી પડે ! ”

મોખડાજી ઉઠીને આમતેમ પરિક્રમણુ કરવા લાગ્યો. થોડી વારે એનો ચહેરો લાલ બની ગયો. આવેશથી કંપતા અવાજે એ બોલ્યોઃ “ કાકા ! કરવો છે મુકાબલો ! ”

વાઘમ ચાવડાના ચહેરા ઉપર નિરાશા છવાઇ. ધીમેથી તે

બોલ્યો : "એની પાસે સેંકડો વહાણો છે. આપણી પાસે વહાણો નથી. વહાણો હોય તો ખારવાઓનો કાંઈ તોટો નથી."

**મોખડાજી** બોલ્યોઃ "કાકા ! તમે ખારવા ભેગા કરો. વહાણો લઈને હું આવું છું."

"તું વહાણો લઈને આવીશ, તો તારાં વહાણે વહાણમાં ખીચોખીચ ભરાય એટલા ખારવા મારા આ **સોરઠ** દેશની ભૂમિમાં છે. વહાણો મળે તો તો પછી આ ચાવડો છે, **સોમનાથ** દાદો છે અને એ **તુમડીશરાબખાન** છે. માપી લેશું !"

**અલાઉદ્દીન ખીલજી**નું ઝેરથી મૃત્યુ નીપજ્યું, ત્યારબાદ **મુબારક ખીલજી**ની બે વર્ષની નબળી કારકીર્દી બાદ **મલેક કાફૂર દિલ્હી**નું તખ્ત પચાવી પડયો. પછી દિલ્હીની ગાદી તઘલખ વંશમાં ગઈ હતી અને **તઘલખ** વંશનો ગાંડો ગણાતો સુલ્તાન **જુમાખાન** ઉર્ફે **મહમદ તઘલખ** તે સમયે દિલ્હીની ગાદી ઉપર હતો.

વાવાઝોડાની માફક એ સુલ્તાનની બેસતી બાદશાહી ઉપર **તાતાર**નો મોગલ સરદાર **તુર્મશરીઝખાન** પડયો હતો. ગામડાંઓ બાળતું, ખૂન રેલાવતું પ્રલયકાળની ભયંકર ભરતી સમું મોગલ કટક દિલ્હીને આંગણે આવી ઊભું હતું. **ચીન** ઉપર ચડાઈ કરવાનાં સ્વપ્નાં સેવતા સુલ્તાન **મહમદે** એક કરોડ ઈબ્રાહીમી રોકડી અને બીજું અપાર નજરાણું આપી મોગલ સરદારને મનાવ્યો હતો.

મળેલી લૂંટથી ભાન ભૂલેલા, હર્ષથી ઉન્માદી બનેલા મોગલ સરદારને ગુજરાતની નંદનવન વાડી વીંખતો વીંખતો **સોરઠ**ના સીમાડા ઉપર ઊભીને પોતાના શિકારી પંજા પસારતો આપણે જોયો છે. એ મદાંધ **મોગલ**ના આક્રમણનો વિરોધ કરવાને **સોરઠ**ના તે સમયના નામચીન ચાંચીયાઓ તત્પર થઈ ગયા.

તે દિવસની સાંજની સંધ્યા જ્યારે અસ્થિર સમુદ્ર ઉપર સોનેરી પાલવ પાથરતી હતી, ત્યારે સોરઠી ખારવાઓને એકત્ર કરવા **વાઘમ** ચાવડો પોતાના વહાણમાં ત્યાંથી વિદાય થયો અને **મોખડાજી** ગોહિલ પોતે વચન આપેલાં વહાણોને એકત્ર કરવાના વિચારમાં ગુંચવાતો એ નાના ને નાના થતા વહાણને એક નજરે જોઇ રહ્યો.



# પ્રકરણ ૨૩ મું.

## ખંભાતના બંદરમાં.

સોલંકીઓના સમયથી વ્યાપારી ઐશ્વર્ય ભોગવતા ખંભાત બંદરની અંદર સુલ્તાન મહમદ તઘલખનો સુબો મલેક હિસ્સામુદ્દીન પોતાનો સવારનો દરબાર ભરીને બેઠો હતો. એની ભરચક કચેરીમાં બગદાદ, બસરા ને જાવાનાં બંદરોમાં ભટકતાં જહાજોના કુબેર ભંડારીઓ સમા માલીકો–ખંભાતના વ્યાપારીઓ બેઠા હતા. બીજા વહિવટદારો અને મહેતા મુત્સદ્દીઓ પણ એ દરબારને શોભાવતા હતા.

મલેક હિસ્સામુદ્દીને ચોપાસ નજર કરીને પૂછયું: "હજી જગતશેઠ સુંદરશા નથી આવ્યા ?"

"જી! ના!" એક વેપારીએ ઉત્તર આપ્યો.

ખંભાતનો સુંદરશાહ શેઠ, "સુંદર સોદાગર"ના અને "જગતશેઠ"ના ત્યારપછીના યુગોમાં પ્રચલિત થયેલાં ઇલ્કાબરૂપ ઉપનામોનો આદ્ય સ્ત્રષ્ટા હિન્દના વેપાર સાથે સંબંધ ધરાવનારા અનેક દેશોમાં અપ્રતિમ શાખ ધરાવતો હતો. એના નામ માત્ર સાથે આપેલાં એના આડતીયાઓનાં વચનો વેનીસની બજારમાં અને એલેકઝાંડ્રીયાના બંદરમાં પ્રતિષ્ઠા પાડતાં હતાં. કહેવાય છે કે સુંદર સોદાગરની શાખના કસમ માત્ર લેવાના પ્રભાવથી ચીનાઇ ચાંચીયાઓએ પકડેલા એક મલબાર કાંઠાનાં વહાણોને અનામત જવા દીધેલું, અને પોતાની શાખ સાચવવા માટે સુંદર સોદાગરે એ અજાણ્યા વહાણનું 'બાન'* એ ચીનાઇ ચાંચીયાઓને મોકલાવી દીધેલું. એવો એ જગતશેઠ સુંદર સોદાગર તે સમયે ખંભાતમાં પોતાનો પરદેશનો વેપાર ખેડતો હતો.

એકાએક એ દરબારમાં એક મનુષ્ય દાખલ થયો. "કેમ? ગભરાઓ છો કેમ? શું છે સુખપાળ?" સુંદર સોદાગરના મુખ્ય મુનીમને ગભરાયેલો આવેલો જોઇ ખંભાતનો બંદરી સુબો બોલ્યો.

"જગતશેઠને પકડી ગયા!" હાંફતો શ્વાસભર્યો મુનીમ બોલ્યો.

---

* પકડાયેલા વહાણને સલામત જવા દેવા માટે ચાંચીયાઓ અમુક રકમ માગે તે "બાન" કહેવાય છે.

"અરે! ગાંડા કાઢો મા! જગતશેઠ સુંદર સોદાગરને કોણ પકડી શકે?"

"પણ હું સાચું કહું છું. જગતશેઠ દરબારમાં આવવા નીકળ્યા હતા ત્યાં ચાર માણસોએ એમને પકડી લીધા હતા. એક જે એમાંનો આગેવાન જેવો લાગતો હતો તે બોલ્યો: 'જગતશેઠ! છાનામાના ચાલ્યા આવો. એક પણ શબ્દ બોલ્યા સિવાય ચાલો. એક પણ અવાજ કર્યો તો તરતજ આ કટાર પેટમાં હુલાવી દઇશ."

"શું સુંદર સોદાગરને આ શબ્દો કહેવાની કોઈએ ધૃષ્ટતા કરી? પછી શું થયું?" ચિત્રવત્ બનેલા દરબારમાં મલેક હિસ્સામુદ્દીનનો ક્રોધથી કંપતો અવાજ ગાજી ઉઠયો.

"પછી જગતશેઠ ચાલ્યા ગયા તેમની સાથે, અને હું આપની તરફ ખબર કરવા આવ્યો."

"ચાલો! ઇન્શાહઅલ્લાહ! સુખપાલ મહેતા! તમે આગળ ચાલો. અમોને માર્ગ બતાવો. તમારી પાછળ ખંભાતનો સુબો આવે છે."

સુખપાલ આગળ ચાલ્યો. સહુ જગતશેઠના ઘર આગળ આવ્યા. કુતૂહલભરી માનમેદની ત્યાં ભરાઇ હતી. તેમાંથી એક બોલ્યો: "આમ આમ! જગતશેઠ આમ ગયા."

મલેક હિસ્સામુદ્દીન ક્રોધથી કંપતો નિર્દિષ્ટ કરેલે માર્ગે ચાલ્યો. સુંદર સોદાગર જેવા વેપારીને ધોળે દિવસે ભરબજારમાંથી આમ કોઈ ઉપાડી જાય એ એને પોતાની સુબાગીરી અને દિલ્હીની સુલ્તાની સત્તા ઉપર ભયંકર કલંક લાગ્યું. રોષ અને આવેશભર્યો સુબો તેની પાછળનાં પૂછડાંઓ સાથે આગળ વધ્યો.

સ્થળે સ્થળે દિગ્મૂઢ બનેલા લોકોની મેદની સુબાને માર્ગ બતાવતી હતી. જેમ જેમ લોકોનાં નવાં અને નવાં ટોળાંને સુબો નિરખતો હતો તેમ તેમ તેના ક્રોધની માત્રા ચડતી હતી અને આખરે જ્યારે તે બંદરના ધક્કા ઉપર આવ્યો ત્યારે જ્વાલામુખી સળગતો હોય તેમ એ નખથી શીખ સુધી ક્રોધથી સળગતો હતો.

સામેથી એક હોડી આવતી હતી. એ હોડી કાંઠે આવી અને તેમાંથી સુંદરશાહ શેઠ ઉતર્યા. મલેક હિસ્સામુદ્દીને સોદાગરને જોયા, અને તે તેમના તરફ આગળ વધ્યો.

"કેમ કેમ શેઠ? શું હતું?" મલેક હિસ્સામુદ્દીન બોલ્યો.

"કાંઈ નહિ. ચીરમનો ચાંચીયો મોખડાજી મને પકડી ગયો. 'બાન' ઠરાવ્યું છે."

"શું મોખડાજીએ આટલી બધી હિમત ચલાવી? સુંદર સોદાગરનું "બાન"! અને તે ખંભાતના બંદરમાં!"

"એ તો શું થાય? ત્રણ કોઠી ખાલી વહાણો મારે આપવાનાં ઠરાવ્યાં છે!"

"ખાલી વહાણને એ ચાંચીયો શું કરશે?"

"એ તો કાંઇ કોઇની સાથે લડાઇ ચડાઇની વાત કરતો હતો, પણ મારે શું? મારે તો "બાન" આપવું જ જોઇએ ને!"

"નહિ, એ ચાંચીયો તમારૂં બાન લઇ શકશે નહિ. હું હમણાં જ આપણો કાફલો તૈયાર કરાવું છું. આપ પણ ચાલો! આપણે એ ચાંચીયાને જોઇ લઇશું."

"સુબા સાહેબ! મારૂં મોત કરાવવું છે?"

"મોત! આપને ડર હોય તો ન આવશો. અમે એકલા જઇશું. માત્ર બતાવી દો કે આ બધાં વહાણોમાં ચાંચીયાનું વહાણ કયું?"

"હું એમ ડરતો નથી, પણ મારૂં વચન જાય તો મારે મરવું પડે!"

"વચન! કેવું વચન?"

"એ ચાંચીયાએ મને પરદેશીઓની ચડાઇની વાત કરી. દિલ્હી લૂંટીને આવતા મોગલો સોરઠ ઉપર ચડી આવ્યા છે એમ કહ્યું. હવે એ મોખડાજી પોતાના દેશને બચાવવાને લડવા માંગે છે તેમાં એની પાસે ખાલી વહાણની ખૂટ છે. એણે મારી પાસે વચન નાંખ્યું અને મેં સ્વીકાર્યું. મારા વચનને ભરોસે એણે મને એમ ને એમ જવા દીધો. મારાથી મારૂં વચન ન પળાય તો મારે મરવું પડે!"

"પણ જોરજુલમથી લીધેલું વચન પાળવાને આદમી કાંઇ બંધાયો નથી."

"એ તો જેમ માનો તેમ; પરંતુ એ ચાંચીયાએ મારી ઉપર તો બળાત્કાર કર્યો નથી. એણે મને જતાં વેંત જ કહ્યું કે 'આપની સાથે થોડી વાત કરવાને આ માર્ગ લેવો પડ્યો છે. આપના એક વાળને પણ ઇજા કરવામાં આવશે નહિ. માત્ર મારી વાત સાંભળો અને યોગ્ય લાગે તો મારી વિનંતિ સ્વીકારો.' મેં એની વાત

સાંભળી અને યોગ્ય લાગી. મેં જાતે મારી રાજીખુશીથી બાન આપવાની હા પાડી છે.” સુંદરશાહ શેઠે પ્રત્યુત્તર આપ્યો.

“એ તો માત્ર ખાલી વાત. બાકી વાત કરવી હતી તો તમારા ઘરમાં કયાં થતી ન હતી ?”

“એ તો મોખડાજી ચાંચીયો. એના રસ્તા નવા. કદાચ પોતાની હિંમત બતાવવાને પણ આ કામ કર્યું હોય કે મારા ઉપર એની ધૃષ્ટતાની છાપ પડે. જેમ હોય તેમ. મેં વચન આપ્યું છે. મારે જીવવું હોય તો મારી શાખ મારે સાચવવી જોઇએ.”

“ભુલ થાય છે હોં ! પાછળથી પસ્તાશો.”

“તો ત્યારે પસ્તાઇશ. અત્યારે મારા વચનને ખાતર, મારી આબરૂને ખાતર મારે તેને વહાણો આપવાં જોઇએ, અને આપ કૃપા કરી વચ્ચે આવશો નહિ”



## પ્રકરણ ૨૪ મું.

### ઝીંઝુવાડા.

મોગલ સરદાર તુમરરીઝખાન-સોરઠી ભાટોની બિરદાવલિમાં ગવાઇ ગયેલો “તુમડીશરાબખાન”-પોતાની ઝીંઝુવાડાની છાવણીમાં પડયો હતો.

તેનું લુંટારૂ મગજ મહમદ ગીઝનીની સોમનાથની ચડાઇની પુનરાવૃત્તિના પ્રસંગની હવાઇ ઇમારત ચણતું હતું. એણે એકત્ર કરેલાં અસંખ્ય વહાણો મારફત સોમનાથને બંદર ઉતરવું અને ઉતર્યા પછી સોમનાથની યથેચ્છ લૂંટ કરવી એ એને મન તદ્દન સહજ હતું. વહાણો હંકારવાની અને ચલાવવાની કુશળતા પોતાના સૈનિકોમાં હશે કે નહિ એ ક્ષુદ્ર વિચાર પણ કરવાની એને ફુરસદ ન હતી. એની શિકારી આંખો આગળ સોમનાથનો સોનેરી ગગન-ગરવો ઘુમટ નાચતો હતો. તેને મોગલાઇ હાથોમાં પકડી ચોળી નાંખવા જેટલી જ વાર હતી.

આમ ને આમ તેની કલ્પના વધારે ઉત્તેજિત બનતી ચાલી. તાતારના કવેનલુન અને કારાકોરમના પહાડોવાળા નિર્જન પ્રદેશ તરફ તેને કંટાળો આવ્યો. નંદનવનની વાડી સમો ગુજરાતનો હરિ-

ચાળો પ્રદેશ તેના દિલમાં વસ્યો અને તેનું લોહી સપાટાબંધ ગાજતું વહેવા લાગ્યું.

એકાએક તેણે મોટો કોલાહલ સાંભળ્યો. તે ઉઠીને બહાર ગયો. કોલાહલ ખાડી તરફથી આવતો હતો. તે તરફ તે ચાલવા લાગ્યો.

જ્યારે તે કાંઠા પાસે આવ્યો ત્યારે તેણે પોતાનાં માણસોને નાસતાં ભાગતાં જોયાં. એ ગીચ માનવમેદની વચ્ચેથી આશ્ચર્યચકિત થયેલો સરદાર આગળ વધ્યો. એકાએક આખું આકાશ સળગી જતું હોય એવું એણે જોયું. તેણે પોતાની ચકિત આંખો એ જવાળા તરફ ફેરવી અને તેનો શ્વાસ રૂંધાઈ ગયો.

તેણે એકત્ર કરેલાં વહાણોમાંથી ગગનગરવી આગની જવાળાઓ જળહળતી ચોમેર ભયંકર પ્રકાશ પાડતી હતી. એ પ્રકાશમાં તેણે અસંખ્ય માણસોને સળગતાં વહાણો ઉપર કૂદતાં–નાચતાં–ત્રાડતાં જોયાં. એ આગના તડતડ થતા પ્રાણહારક જવાળામુખીના ભયંકર સુસવાટાને દાબી દેતી કારમી કિકિયારી તેણે સાંભળી: " રંગ દાદાને ! " " જય સોમનાથ ! "

તાંડવનૃત્ય કરતી લાગતી એ ભૂતાવળ પાસેથી તેના મોગલો નાસતા તેણે જોયા. થોડી વાર એ જડ જેવો ઉભો રહ્યો, અને અગ્નિનારાયણે એનાં ઘણાં વહાણોને પોતાની પ્રાણહારક ચેતનમય જવાળામાં સંકેલી લીધાં.

એ કીકીયારીનો કારમો ઘોષ નજીક અને નજીક આવતો તેણે સાંભળ્યો. એનાં માણસો પાછળ અને પાછળ પડવા લાગ્યાં. એનું આશ્ચર્ય ક્રોધની ભભૂકતી જવાળામાં સળગી ઉઠયું અને તેણે એક નાસતા મોગલની ગરદન પકડી. એ મોગલે પોતાનું ભયભીન વદન તેના સામું ફેરવ્યું. ભયથી સફેદ બનેલા એ તગતગતા ચહેરા સામું જોઇ તુર્મશરીઝખાન બે કદમ પાછો હટયો.

"કોણ જુડીદ્દ ? શું છે આ બધું ? "

"સરદાર ! ચાંચીયાઓએ આપણાં વહાણો કબજે કરી સળગાવી દીધાં."

" એમ ! " સખત બનેલો મોગલ સરદાર કઠોર અવાજે બોલ્યો: " એક પણ બચવા દીધું લાગતું નથી ? "

" જી ના ! "

"સારું! ત્યારે આપણે આંહી નિરર્થક ઊભા શા માટે રહેવું જોઇએ? ચાલો."

કંપતા જુડીદાનો હાથ પકડી મોગલ સરદાર પાછો ચાલ્યો અને પોતાના તંબુમાં તે દાખલ થયો.

"જુડીદા!" કૃત્રિમ શાંતિથી મોગલ સરદાર બોલ્યો: "આ દગાનાં મૂલ્ય શું ઠરાવ્યાં છે?"

"દગો!" જુડીદા ત્રાસથી જડ જેવો બની બોલ્યો: "દગો શાનો?"

"નિમકહરામ! મોગલ કુળકલંક! દરિયાઇ માર્ગે સોમનાથ પર ચડાઇ કરવાની અમોને સલાહ કોણે આપી હતી? અમોએ તારી સલાહ સ્વીકારી વહાણો એકત્ર કર્યાં એ વાત કોણ જાણતું હતું? અને એ વાતની ચાંચીયાને તારા સિવાય કોણે ખબર કરી? સોરઠના કાંઠા ઉપર ચાંચીયાઓ રહે છે અને ખુદ મારી છાવણી ઉપર ચડાઈ કરવાની હિંમત કરી શકે એવા ચાંચીયાઓ છે એ તેં મને કહ્યું હતું?"

"સરદાર! મારી ભૂલ હશે, પરંતુ દગો નથી. મેં સાચી જ સલાહ આપી હતી."

"એ બાબતનો ઇન્સાફ અલ્લાહના દરબારમાં કયામતને દિવસે થશે! તારા ખુદાને યાદ કરી લે!"

"દયા! દયા!" જુડીદા ભોંયે પડી કરગરતો કંપતા અવાજે બોલ્યો.

"તારે તારા ખુદાની પણ દયા માંગવાની કે બંદગી કરવાની ફુરસદ નથી. ભલે! હવે હું જોઉં છું કે તારો કયો સોરઠીયો કે ચાંચીયો તને અત્યારે બચાવવા આવે છે?" પોતાની સમશેરને મ્યાન બહાર કાઢી મોગલ સરદાર બોલ્યો.

"કોઈ પણ નહિ! સરદાર!" પાછળથી અવાજ આવ્યો: "એક પણ સાચો સોરઠીયો આવા નીચ મનુષ્યને બચાવવા પોતાનો હાથ ઉંચો નહિ કરે."

આશ્ચર્યથી મોગલ સરદારે પાછળ નજર કરી. લોહી નીતરતી તરવારો સાથે તેણે બે સોરઠી વીરોને જોયા. મોગલ સરદારનો ચ્હેરો ભયથી સફેદ બની ગયો.

બે એમાંથી એક વૃદ્ધ જેવો લાગતો મનુષ્ય આગ્યો અને બોલ્યો:

"મોગલ સરદાર! હું સોરઠી ચાંચીયો વાઘમ ચાવડો! આ સાથે મારો સાથી મોખડાજી! અમારા બેમાંથી એક પણ જુડીદાના બચાવ માટે તલવાર ઉંચી કરશે નહિ, પરંતુ તારી સોમનાથને લૂંટવાની વૃત્તિનો ત્યાગ કરી તારા દેશ ભેગો થઇ જજે."

વાઘમ ચાવડો આગળ આવ્યો. પોતાના મજબૂત હાથ વતી તેણે તુર્મશરીઝખાનનો ધ્રુજતો હાથ પકડ્યો અને પોતાના તરફ જોરથી ખેંચ્યો.

હાથને ખોટો કરી ઉતારી નાંખનારા મજબૂત આંચકાથી મોગલ સરદાર જમીન ઉપર ઘૂંટણભર પડી ગયો. વાઘમ ચાવડે પોતાની તલવાર ઉંચી કરી અને તે બોલ્યોઃ

"સરદાર! તારો જીવ લેવો હોય તો આટલી વાર છે; પણ અમારી એ ઇચ્છા નથી. તું ખુશીથી જીવતો રહે. પરંતુ જ્યાંસુધી જીવતો રહે ત્યાંસુધી સોરઠના ચાંચીયાઓને તું ક્ષણભર પણ ભૂલી શકશે નહિ."

તેણે પોતાની સમશેર નમાવી. તેની પીંછીથી—અણીથી મોગલ સરદારના કપાળ ઉપર ભગવાન પિનાકપાણિના ચિન્હ સમું ત્રિશૂળ દોર્યું! લોહી ઝરતા ત્રિશૂળ સામા તેના કપાળ તરફ અંગુલિનિર્દેશ કરતો ચાંચીયો બોલ્યોઃ

"સરદાર! તું સોમનાથને લૂંટવા આવ્યો હતો. આજ એનું ચિન્હ લઇને સોમનાથ દયા કરીને તને જીવતો છોડે છે. જુડીદાની સાથે તારે ભરી પી લેવું હોય એટલું નિરાંતે ભરી પી લેજે!"

બેય ચાંચીયાઓ તિરસ્કારથી હસતા ચાલ્યા ગયા. ક્રોધથી ગર્જતો મોગલ સરદાર વાઘ જેવી ફલાંગ મારી ઉઠ્યોઃ "નીચ! તું તો લેતો જા! તારી ઉંધી સલાહે મારા વિજય ઉપર કલંક લાગ્યું!" એમ બરાડી પોતાની સમશેર તેણે અમીર જુડીદાની ગર્દન ઉપર તોળી અને હતભાગી અમીરનું મસ્તક ધડથી જૂદું પડ્યું.

રાત્રે ને રાત્રે તેણે મરફો વગાડ્યો, ફોજ એકત્ર કરી અને સોમનાથના ત્રિશૂળનું આજીવન ચિન્હ રાખવાની જેને ફરજ પડી હતી તે સરદાર પોતાની છાવણી ઉપાડી સિંધ તરફ ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૫ મું.

## દિલ્હીનો દરબાર.

તઘલખ સામ્રાજ્યના ભવ્ય પાટનગર દિલ્હીને ઘસાતી યમુના ઉતાવળી ઉતાવળી વહી જાય છે. એની મસ્જીદના ઉંચા મિનારા ઉપરથી દૃષ્ટિ ફેરવતાં પુરાતન આર્ય સામ્રાજ્યનાં ખંડેર પોતાનાં અસ્થી વેરતાં ચોપાસ છવાયેલાં દેખાય છે. આઘે આઘે ક્ષિતિજમાં અસ્પષ્ટ દેખાતા કુરૂક્ષેત્રના મેદાનમાં મહાભારતના લોહીઆળ સંગ્રામમાં આર્ય મહત્તા અને પ્રભાવનો, આર્યવિદ્યા અને આર્યભાવનાનો વિનાશક યજ્ઞ સૈકાઓ પૂર્વે રચાયેલો છતાં આજ પણ પોતાનું વિનાશક ઝેર આર્ય માત્રની નસેનસમાં રેડી રહ્યો છે કે જ્યાં શ્રીકૃષ્ણે સમસ્ત વિશ્વને ધર્મનો ઉપદેશ આપતી ભગવતી જગત્પાવની, પતિતોદ્ધારિણી ભગવદ્ગીતાનું દૈવી ગાન કર્યું હતું. એ જ મેદાનમાં અસ્ત થતી ચૌહાણ બાદશાહીને મહમદ ઘોરીના ભાઇ શાહબુદ્દીને ભયંકર પ્રહાર કર્યો હતો. આર્યોના પ્રાચીન વસવાટની વેદના વારાની શૌર્યકથાની મૂર્તિસમ યમુના નદીનાં પાણી મોતના એ મેદાનમાં આવેલી હિન્દુઓ પ્રત્યે અહોનિશ વેરભાવ દાખવતી કોઇ પ્રાચીન મહાપાપના પરિતાપની પ્રતિમૂર્તિ સમી દિલ્હી નગરીની દિવાલોને ઘસાતાં જાય છે.

એ નગરીના સુલ્તાની મહેલમાં નિયમિત દરબાર ભરાતો હતો. એક દિવસે એ દરબારમાં મહમદ તઘલખ ઉર્ફે સુલ્તાન જુમાખાન બેઠો હતો. એના અમીર ઉમરાવો સાથે વાર્તાલાપ ચાલતો હતો.

“પછી શું થયું?” સુલ્તાન જુમાખાન બોલ્યો.

“પછી તો મોગલો ભાગ્યા.”

“હેં! આપણી પાસેથી તો ભારી દંડ લીધો અને મુઠ્ઠીભર ચાંચીયાથી નાઠા! ચાંચીયા પણ બહાદુર તો ખરા! જરાય ડર પણ નહિ લાગ્યો હોય!” આશ્ચર્ય વ્યક્ત કરતો સુલ્તાન બોલી ઉઠયો.

“ના! જરાય ડર્યા નહિ! ઉલ્ટું સાંભળ્યું છે કે એક ચાંચીયાએ એના કપાળમાં કાફરોની એક મૂર્તિનું ચિન્હ તલવારથી કર્યું!” એક અમીરે વાત કરી.

સંતોષ અને આશ્ચર્યથી સુલ્તાન જુમાખાન હસ્યો: “વાહરે

સરદાર તુર્મશરીઝખાન! વાહ! ભારે રૂડો લાગતો હશે! મોગલ શોભતો તો ઠીક હશે! અરે, હું એને અત્યારે નજરે જોઉં તો મારી કરોડ ઇબ્રાહીમી વસુલ થઇ જાય!"

"આવ્યો હતો કોડે, ગયો માથે ઓડે!" એક અમીરે ટહુકો કર્યો.

એ સાંભળી સુલ્તાન અટ્ટહાસ્ય કરવા લાગ્યો અને આખા દરબારમાં એ હાસ્યના પડઘા અમીરોના સહકારી હાસ્ય સાથે ગાજી ઉઠયા.

એકાએક સુલ્તાન જુમાખાનનો હાથ તેના હોઠ ઉપર દબાયો. હાથ પાછો ખેંચી લઇ સહુને બતાવતો તે બોલ્યો.

"અરે મારો એક દાંત પડી ગયો!"

"ખમ્મા નામવર સુલ્તાનને. શૂળીનું વિઘ્ન કાંટે ગયું."

"એ તો ખુદાતાલાની મરજી; એમાં આપણે શું કરીયે? લ્યો, હવે કોઇક આ દાંતને બ્હાર ફેંકી તો આવો!" એમ બોલતા સુલતાને પોતાના પડી ગયેલા દાંત સાથે પોતાનો હાથ દરબાર તરફ લંબાવ્યો.

એક કહેતાં આઠ માણસ ઉઠયાં. એક માણસે દાંત લઇ લીધો બીજાએ પોતાના પહેરેલા અંગવસ્ત્રથી સુલ્તાનનો હાથ લૂછ્યો. ત્રીજો ટીકીટીકીને વાંકો વળીને સુલ્તાનના હોઠ સામું જોવા લાગ્યો. ચોથો બોલ્યોઃ

"અરે આ દાંત શું કાંઈ ઢેઢ વાઘરીનો છે કે એમ ફેંકાય? આ તો દાંત છે દિલ્હીના સુલ્તાનનો!" જાણે આખો દરબાર આ પ્રત્યક્ષ વાતનો ઇન્કાર કરતો હોય તેમ એ કૃત્રિમતાથી સખત બનેલા ચહેરાવતી દરબાર તરફ ફરી આંખોવતી સહુને ડારવા મથતો બોલ્યો.

"તે શું છે? દાંત મારો હોય કે કોઇ ગુલામનો એમાં શું?" જુમાખાને એ અમીરને પ્રશ્ન કર્યો.

"નામવર! બીજું કાંઇ નહિ, પરંતુ આપ એ દાંત ફેંકી દેવરાવશો તો એ દાંત ધૂળમાં રગદોળાશે. કંઇક લોકો એના ઉપર ચાલશે—નામવર સુલ્તાનના દાંત ઉપર પગ મૂકશે." આવા ખ્યાલ માત્રથી તે કમકમતો હોય એમ ફાટેલી આંખે હાથ હલાવતો તે બોલ્યો.

"શું કહ્યું? મારા દાંત ઉપર લોક ચાલશે, એમ?" ક્રોધાવિષ્ટ

સુલ્તાન બોલ્યો : “ખાનખાનાન! લોકોને ફરમાન કરો કે મારો દાંત જ્યાં ફેંકાય ત્યાં તેના ઉપર કોઇએ પગ ન મૂકવો.”

“નામવર! પણ આપનો દાંત ક્યાં ફેંકાયો છે એની લોકોને ખબર કેમ પડશે?”

“કેવો મૂર્ખ પ્રશ્ન! આખા રાજ્યનું કારભારું કરો છો અને મને આવો પ્રશ્ન કરો છો? દાંત ઉપર સિપાઇઓનો પહેરો રાખો. કહી દો સિપાઇને કે કોઇ તેના તરફ નજર પણ કરે તો શૂળીએ દઇ દેજો.”

ખાનખાનાન સુલ્તાનનો હઠીલો સ્વભાવ જાણતો હતો. જીવતા મનુષ્યના શિકારનો શોખીન સુલ્તાન આ ફરમાન અક્ષરશઃ પળાવે એવો દુરાગ્રહી હતો. એણે તોડ કાઢતાં નમ્રતાથી કહ્યું: “ગરીબ પરવર! એના કરતાં આપણે એ દાંત ઉપર એક આલીશાન મકબરો કરાવીએ તો?”

“હા! એ ઠીક! સુલ્તાનના દાંત ઉપર મકબરો જ શોભે!” એક બે અમીરો બોલી ઉઠ્યા.

“અચ્છા! તો એમ કરો.” સુલ્તાન બોલ્યો: “ગમે તે કરવું હોય તે કરો, પણ મારા દાંત ઉપર કોઇ લોકનો પગ ન પડવો જોઇએ.”

દાંત ઉપર મકબરો કેવો કરાવવો, ક્યાં કરાવવો, ક્યારે કરાવવો એ મીમાંસા ખૂબ ચાલી. ત્યાંથી વાત પાછી મોગલોની ચડાઇ ઉપર આવી.

સુલ્તાન જુમાખાન બોલ્યો: “દિલ્હી બધી વાતે ઠીક છે, પણ સરહદથી ઘણું પાસે! આપણને ખબર પણ ન પડે. આ જરા વારાંગનાના નાચ ચાલતા હોય કે શિકારની લહેજત જામી હોય ત્યાં વચમાં કાળોતરી આવીને ઊભી જ છે કે દિલ્હી ઉપર પરદેશીઓ ચડી આવ્યા! આ દુઃખ તે ક્યાં ગાવું? ઘડીયે આશાએશ જ નહિ.”

“હજુરે સલામત! એ વાત તો તદ્દન સાચી. રાજને સીમાડે કાંઇ પાયતખ્ત હોય?” એક અમીરે હામાં હા ઉમેરી દીધી.

“સીમાડો સામો હોય તો તો ઠીક કે આખું રાજ્ય ચીરીને આવે ત્યાંસુધીમાં તો લડવાની કે બીજે ચાલ્યા જવાની ગોઠવણ પણ કરી શકીયે.”

"હા! જુઓને! આપણને કાંઇ ખબર મળે તે પહેલાં તુર્મ-શરીઝખાન તો દિલ્હી ઘેરીને પડ્યો." બીજા અમીરે મત ઉચ્ચાર્યો.

"ડોસી મુવાનો ભો નથી પણ જમ ઘર દેખી ગયાનો ભો છે. આ એક તુર્મશરીઝખાન તો આવ્યો ને દંડ લઇ પાછો ચાલ્યો. પણ કાલ બીજો આવશે ને પરમ રોજ આવશે ત્રીજો. એ તો મધ દેખીને માખીઓ આવે એમ આવવાના! અને આપણાથી કાંઇ આઠે પહોરના ઉજાગરા થોડા થાય છે?"

"જુઓ, સાંભળો!" સુલ્તાન જુમાખાન આસન ઉપરથી ઉભો થઇ ગયો: "આ સીમાડે પાયતખ્ત છે તે ઠેઠ સામે સીમાડે દખ્ખણમાં પાયતખ્ત લઇ જઇએ તો કેમ?"

"તો તો હજુર, ભારી મજા આવે! પછી મોગલો આવે કે એના બાપાઓ આવે, પણ આખું રાજ્ય ચીરીને આવે તો જ ફાવે! વળી દખ્ખણમાં તો જંગલ બહુ ને પહાડો પણ પુષ્કળ. હજાર સિપાઈ દશ હજાર મોગલો સામે ટકી શકે." એક અમીરે હર્ષથી અભિપ્રાય વ્યક્ત કર્યો.

"અરે દખ્ખણમાં તો એકે હજારો થાય." બીજો અમીર બોલ્યો.

"તો સાંભળો! ખાનખાનાન! દિલ્હીની સમસ્ત પ્રજાને મારૂં ફરમાન સંભળાવી દો, કે દુર્ગમમાં દુર્ગમ, મજબૂતમાં મજબૂત પહાડી કિલ્લા, દેવગઢ ઉર્ફે દૌલતાબાદને આજથી મારૂં પાયતખ્ત જાહેર કરવામાં આવે છે; માટે દરેકે દરેક ગરીબ કે તવંગર, વૃદ્ધ કે બાળક, શેઠ કે ગુલામ, અમીર કે સિપાઇ સહુને આખીએ પ્રજાએ પોતપોતાની માલમિલ્કત લઇ આજ ને આજ દૌલતાબાદ તરફ રવાના થવું. આજ સાંજે દિલ્હીમાં જે કોઇ માણસ રહેશે તેનો શિકાર ખેલવામાં આવશે."

"જી હજુર!" ખાનખાનાને કુર્નિશ બજાવી.

"અને મારી મિલ્કત, જનાનો અને રાજ્યનું ઝવેરાત, જામદારખાનું, તોપખાનું, રિસાયત અને ખજાનો બધો આજ ને આજ રવાના કરો અને ખંભાતના બંદરથી વહાણ માર્ગે મલબારના કાલ્પી બંદર તરફ મોકલો. એ માર્ગ સહેલો પડશે અને આપણો માલ વહેલો પહોંચશે." સુલ્તાને આજ્ઞા કરી.

"જી હજુર!" ફરમાન સ્વીકારતો ખાનખાનાન બોલ્યો.



# પ્રકરણ ૨૬ મું.

## શિકારની બાતમી

ઉછળતા મહાસાગરની વચમાં મહેરામણથી મોતીની પાળે બંધાતા પીરમના બેટ વચ્ચે ચાંચીયાઓનો નાનો પરંતુ મજબૂત ગઢ આવેલો હતો. એ ગઢના ઉંચા ઉંચા એક કોઠા ઉપર કેટલાક ચાંચીયાઓ બેઠા બેઠા વાતો કરતા હતા. એક ચાંચીયો બોલ્યોઃ

"હમણાં હમણાં ખંભાતથી વહાણો બહુ જાય છે. શું હશે આ આટલાં બધાં વહાણનાં વહાણ હાલી મળ્યાં છે તે ?"

"એ તો જે હોય તે. કાંઈ ખબર નથી. હશે, આપણે શું ?" બીજાએ પ્રત્યુત્તર આપ્યોઃ "આપણે આપણું કરોને. હવે અહીં ક્યાંસુધી પૂરાઈ રહેવું છે ? હમણાં તો કાંઇ ફેરા-બેરા છોડી દીધા છે તેનું શું ?"

"નારે ના ! આ આટલાં બધાં વહાણો જાય છે ને આપણે આળસુ બેસી રહેવા થોડા સરજાયા છીએ ? આપણું "દરયાઇ દાપું" લાગે છે. મોખડાજી કહેતા હતા કે આજ પાછલી રાતની વેળમાં ઉપડવું છે."

"એમ ?" પહેલો ચાંચીયો આનંદથી ઉત્તેજિત થઇને બોલ્યો.

"વહાણ-વહાણ-વહાણ-વહાણ દેખાય છે !" કોઠા ઉપરના થાંભલા ઉપર લટકાવેલા પાંજરામાં ચોકી કરવા બેઠેલો એક ચાંચીયો ગર્જી ઉઠ્યો.

એની એ આલ્હાદક ગર્જનાના પડઘા હજી તો શમ્યા ન હતા ત્યાં ચારે કોરથી દોડતા આવતા ચાંચીયાઓથી ગઢની દિવાલ ભરાઇ ગઇ.

શાંત અને આસ્માની સમુદ્ર મધુરો રવ કરતો ધીમે ધીમે હિંચતો હતો. આથમતા સૂર્યનાં સોનેરી અજવાળાં એની નીલી અસ્થિર સપાટી ઉપર હિરણ્યમય પાલવ પાથરતાં હતાં. ચોમેર નજર ફરી શકે ત્યાંસુધી સમુદ્ર નિર્જન અને એકલસોયો સૂતેલો લાગતો હતો. માત્ર ઉત્તર દિશાની ક્ષિતિજ ઉપર બગલાની પાંખ જેવો અને જેવો નાનો આકાર સમુદ્ર ઉપર હિલોળે ચડેલો દેખાતો હતો.

"વહાણુ-વહાણુ!" ચાંચીયાઓ આનંદની શિકારી બુમ મારી ઉઠયા.

"ભાઇઓ!" ગઢની દિવાલ નીચેના ભાગમાંથી એક અવાજ આવ્યો. સહુએ એ અવાજ કરનારના સૂરને ઓળખ્યો અને માનભર્યો પ્રેમની નજર તે તરફ ફેરવી. એ અવાજ કરનાર પીરમના ચાંચીઆઇ થાણાનો સાહસિક સરદાર મોખડાજી ગોહિલ હતો. "ભાઇઓ! ઉતરો નીચે અને આપણો બાતેલો કરો તૈયાર! દેખાય છે એ વહાણુને પકડવું છે!"

"ચાલો! ચાલો!" આનંદઘેલો પોકાર કરતા ચાંચીયાઓ દોડતા, પડતા, નીચે ઉતર્યાં.

ઘડીભરમાં તો ચોખંડ રૂપેરી સઢ રમાડતો ચાંચીયાઓનો બાતેલો પચાસ ચાંચીયાઓને લઈ ઉપડયો.

ધીમે ધીમે અંધારી રાતનાં અજવાળાં ઘેરાતાં હતાં. દૂરથી આવતું વહાણુ નજરે દેખાતું ન હતું, પરંતુ અતિ સાવધ અનુભવથી તે વહાણુનો માર્ગ ચાંચીયાઓના નાખુદાએ સમજી લીધો હતો. આથમેલી સંધ્યાની સૌમ્ય લહરિના વેગથી પવન સાથે હોડ કરતો બાતેલો આગળ અને આગળ વધતો હતો.

અંધારી રાત ઘેરાતી સનસનાટ કરતી ગાજતી વહી જતી હતી, તેવે સમયે ચાંચીયાઓનો બાતેલો પોતાના શિકારની સમીપ જઇ પહોંચ્યો.

બન્ને વહાણોનાં પાટીયાં ઘસાયાં અને "જય સોમનાથ" ની પ્રચંડ ગર્જના કરતા ચાંચીઆઓ એ વહાણુ ઉપર કુદી પડયા.

તીખી અને તાતી તલવારને તોળતો મોખડાજી ગર્જી ઉઠયોઃ

"મારે નિરર્થક લોહી રેડવું નથી. લોહી રેડવાથી મારો અર્થ સરે એમ મને લાગશે તો લોહી રેડતાં હું પાછો પડવાનો નથી. આ વહાણુનો નાખુદો હોય તે મારી પાસે આવે. મને વહાણુનો માલ સોંપી દે. પછી તમે તમારે માર્ગે, હું મારે માર્ગે. મને ખોટી કરશો કે મારો વિરોધ કરશો તો પરિણામ માટે જવાબદાર તમે રહેશો, એ હું તમને ચેતાવી દઉં છું. કયાં છે નાખુદો?"

એક ઉંચો અને સશક્ત તથા સખત ચહેરાવાળો કાળો લોખંડી આદમી આગળ આવ્યો.

"હું જ નાખુદો. મારૂં નામ મુળુ બારેયો. બોલો શું કામ છે?"

"બારૈયા! અમારાં કામ જગતમાં હવે છાનાં નથી. તારા વહાણ ઉપર હોય એ અમને સોંપી દે. અમે પીરમના ચાંચીયા."

"તમે ચાંચીયા છો. દરિયાઈ વેપાર અને સફરના કાળ છો. ખારવાઓની પ્રમાણિક અને જોખમભરી રોજીના શત્રુ છો. તમારે જે લેવું હોય તે તમે તમારે હાથે લઇ શકશો. હું મારી જાતથી તમને સોંપીશ નહિ."

"એમ! અમે તે જોઈશું! તારા હાથે તારે સોંપવું પડશે. તારા હાથમાંથી જ અમે લઈશું." એક વૃદ્ધ કોળી ચાંચીયો ગાજી ઉઠયો: "અલ્યા! પાટીયું નાંખો. પછી જોઇએ મુળુ બારૈયાનાં પાણી!"

બે ચાંચીયાઓએ એક પાટીયું શોધી કાઢયું. એ લાંબા પાટીયાના એક છેડાને પગવતી દબાવી બે ચાંચીયાઓ ઊભા રહ્યા. બીજો છેડો વહાણની બાજુ ઉપરથી દરિયામાં ઝૂલતો રહ્યો. એક છેડે આધારવાળો પૂલ બની ગયો.

"મુળુ! હવે પાટીયું તૈયાર છે. બોલ, તારા વહાણ ઉપરની મત્તા અમને સોંપે છે કે નહિ?" પેલો વૃદ્ધ કોળી સખ્ત અવાજે બોલ્યો. મોખડાજી તેની પાસે ઊભો રહી શાંતિથી આ દૃશ્ય જોઇ રહ્યો હતો.

"ના! હું મરીશ. તમને માલ સોંપીને પણ જગતમાં હું હવે જીવતો તો રહી શકવાનો જ નથી, કારણકે મારા બાનની કિંમત હવે રહે નહિ. હું મરવાનું જ પસંદ કરૂં છું. તમારે મારૂં જે કરવું હોય તે કરો."

"અલ્યા!" પેલા કોળીએ ક્રોધની કાળી ગર્જના કરી: "બાંધો આ બાનની પૂંછડીને, અને ચલાવો પાટીયા ઉપર. જોઇએ તો ખરા કે મરવાની વાત કરનારો મોતને નજરે દેખીને શું કરે છે?"

બે ચાંચીયાઓએ મુળુ બારૈયાના બે હાથ બાંધ્યા. ઉપાડીને પાટીયા ઉપર મૂકયો.

"લે, ચાલવા માંડ!" કોળીએ કહ્યું: "પાછળ તરવારના ગોદા સહેવા ન હોય તો ઉતાવળે સાબદો થઈ જા!"

તદ્દન શાંતિથી અને સ્થિરતાથી મુળુ બારૈયો પાટીયા ઉપર આગળ ચાલવા લાગ્યો. શાંતિભરી એની ધીમી ચાલમાં ભય કે કંપનું નિશાન ન હતું. તુતક ઉપર એક બાજુ બે ચાંચીયાએ પોતાના

ભયંકર પૂલ ઉપર વહાણુનો નાખુદો પોતાના "બાન" ના અભિમાનથી પ્રેરાઇ દૃઢતાથી પગ મૂકતો આગળ ચાલ્યો.

તગતગતી આતુર બનેલી આંખોથી લગભગ બસોથી અઢીસો સફરી મુસાફરો આશ્ચર્ય અને ભયથી મૂઢ સમા બની આ ભયંકર દેખાવ નીરખી રહ્યા હતા.

મુળુ બારૈયો ધીમે ધીમે સાગરનાં ઉછળતાં ભરતીનાં મોજા ઉપર ઝૂકી રહેલા પાટીયાના છેડા તરફ આગળ વધતો હતો. એના હાથ પછવાડે બાંધેલા હતા. સાગરના વમળમાં પત્થર ડુબે તેમ એ તરવાની અશક્તિને લઇ ડુબી જઇ મોતને ભેટવા જતો હતો; પરંતુ એની એને ચિન્તા ન હતી. અજાણુ ગણાય એવો એ કોળી ખારવો પોતાની પ્રતિષ્ઠાને માટે મોતને નોતરતો ચાલતો હતો. આ અનનુભૂત દૃશ્યની દૃઢતાથી ચાંચીયાઓ પોતે જ મૂઢ બની ગયા હતા.

એકાએક એક વૃદ્ધ ડોશી સાગરની ઉછળતી છોળ સાથે ઉંચા નીચા થતાં એ વહાણુના તુતક ઉપર દેખાઇ. એંસી વરસની અશક્ત અને જર્જરિત કાયાને લાકડીના આધારથી સમતોલ રાખવાનો મિથ્યા પ્રયાસ કરતી જીવનના તેજની સંધ્યાથી પથરાએલા મુખને મોખડાજી તરફ ફેરવી બોલીઃ એના કંપતા, તૂટતા અવાજમાં આર્જવતા હતી, આર્દ્રતા હતી, નિરાધાર મનુષ્ય પ્રભુ પાસે યાચે એવી યાચના હતી.

"ભાઇ! એને છોડી મેલ! બાપ! તારૂં ઈશ્વર ભલું કરશે! મારો એકનો એક છોકરો ઈશ્વરે દીધેલો તું શું કામ લઇ લે છે?"

એ અવાજ સાંભળી મુળુ બારૈયો પાટીયા ઉપર ઊભો રહી ગયો. પોતાનું મુખ ફેરવી બોલ્યોઃ "મા! મારા અંતને કાં ઝાંખપ લગાડો? આપણી વહાણવટીની શાખ કરતાં જીવતર વ્હાલું ગણ્યું? બોલશો મા. બોલો તો સોમનાથ દાદાની આણુ છે! લ્યો, રામ રામ!"

મોખડાજી ગોહિલ એકદમ આગળ આવ્યો. વૃદ્ધા મૂક થઇ હતી. માત્ર એની આંખો તગતગતી ખેંચાઇ રહી હતી. મોખડાજીએ ઉતાવળી આવેશભરી બૂમ કરીઃ "બહાદુર ખારવા! પાછો આવ! તારૂં બાન અનામત છે, તારૂં જહાજ સલામત છે, પાછો આવ!"

મુળુ બારૈયો ઊભો રહ્યો. પાટીયાના ઝુકતા છેડા ઉપરથી જ તે બોલ્યોઃ "શું મારૂં વહાણુ સલામત રાખવામાં આવશે? મારૂં બાન અનામત રાખશો?"

"હા! મારૂં વચન છે."

મુળુ બારૈયાએ વહાણુ તરફ મુખ ફેરવ્યું. સાગરને બે હાથ જોડી પ્રણામ કર્યા અને વહાણુ તરફ ચાલવા પોતાનો પગ ઉપાડ્યો, ત્યાં—

એકાએક શું થયું તે કોણુ જાણે! શાથી થયું તે કોણુ જાણે! સાગરની અકસ્માત છોળ આવી કે ચાંચીયાઓના પગ ખસી ગયા; પરંતુ કડાકા સાથે પાટીયું છટક્યું. નિરાશાની–ભયની ભયંકર એક સામટી ચીસને દબાવી પોતાના ગર્ભમાં સંકેલી લેતા પ્રચંડ કડાકા સાથે પાટીયું ઉછળીને સાગરમાં પડ્યું. બે હાથ જેના પાછળ બંધાયા છે એવો નાખુદા મુળુ બારૈયો પણુ દરિયાની ચડતી ભરતીમાં સમાઈ ગયો! વહાણુની બાજુમાંથી એકકે એક માણુસ જ્યાં મુળુ બારૈયો પડ્યો હતો તે સ્થળે આતુર નજર નોંધી સાગરના પેટને વીંધવા મથતી આંખોથી જોવા લાગ્યું.

"મારો દીકરો! ઓ ભગવાન મારો દીકરો! હે ભગવાન! મારાં માર્યા એના મરજો!"

હૃદયના અપૂર્વ આવેગથી આપેલો આ ભયંકર શાપ એ વૃદ્ધાના લોહીઝરતા હોઠમાંથી સુસવાટા કરતો નીકળ્યો. એની કાયાની રૂંવાટી બેઠી થઇ ગઇ. ડોશીની કાયા ટટ્ટાર અને અક્કડ બની આવેશથી ફૂલવા લાગી. લાલ લોહી એના સુક્કા મુખ ઉપરની કરચલી વેરી નાંખતું આંખોમાંથી ઝરતું હોય એમ લાગ્યું. સતીનું શરાતન ડોસીની અશક્ત બનેલી કયાના અંગેઅંગમાંથી નીતરવા લાગ્યું. તુતક ઉપર ધુંટણભર તે બેઠી. "હે ભગવાન!" કરી એણે પોતાનું માથું જોરથી તુતકના પાટીયા સાથે અફાળ્યું. સાગના પાટીયાના બે કટકા થયા. ડોસીની ખોપરી તૂટી ગઇ. એના લોહીના લાલ છાંટાથી ચાંચીયાઓનાં વસ્ત્ર રંગાયાં!

આશ્ચર્યથી સ્તબ્ધ બનેલા મોખડાજીએ શૂન્ય ભાવે પ્રતિઘોષ કર્યો: "ભગવાન! ભગવાન!"

પછી તેણે બુમ નાંખી: "અલ્યા કાઢો એ ખારવાને! પડો કોઈ અંદર! અથવા ઊભા રહો! કોઇ પડશો મા!"

"જય સોમનાથ" ની ધીમી ફેંધાયેલા સ્વરભરી બુમ નાંખતો ગોહિલ સાગરનાં ઉભરાતાં પાણીમાં કુદ્યો. બળવાન હાથોથી

હલેસાં મારતો મારતો જ્યાં મુળુ બારૈયો સમાયો હતો ત્યાં જઇ પહોંચ્યો અને પાણી નીચે ડુબકી મારી.

જેવી તેણે ડુબકી મારી તેવો જ તે પાછો ઉપર આવ્યો. એની આસપાસનું પાણી લાલ રંગે રંગાવા લાગ્યું. ભયત્રસ્ત ચાંચીયાઓએ નજર કરી અને ભયાનક ભવિતવ્યતાથી એમનાં હૈયાં રૂંધાતાં હોય એમ લાગ્યું. એક જબરો માણસમાર મચ્છ મોખડાજીની પાછળ પડયો હતો.

મોખડાજી અસાધારણ જોરથી વહાણ તરફ તરતો આવતો હતો. એની પછવાડે સપાટાબંધ તરતી આવતી માણસમાર માછલી માત્ર બે ચાર કદમ જ દૂર હશે. મોખડાજીની પગની પાની ઉપર એ માછલીના તીખી કટાર જેવા રાક્ષસી દાંત એકવાર તો પડયા હતા. તેમાંથી વહેતા લોહીથી મોખડાજીનો માર્ગ લાલ રંગે રંગાતો આવતો હતો. જાણે કે એ માછલીના પેટમાં આહારરૂપે જઇ પહોંચેલો મુળુ બારૈયો પોતાનું પ્રતિકારી વેર લેવા રોષે ભરાતો આવતો હોય.

"જય સોમનાથ" કરતો પેલો વૃદ્ધ કોળી મોઢામાં કટાર લઇ દરિયામાં કુદ્યો અને વેગભર્યા સામર્થ્યથી એ માછલી તરફ આગળ વધ્યો. ચાંચીયાઓ મોતની આ શરતને સ્તબ્ધ બની જોઇ રહ્યા.

માણસમાર માછલી એ મગરમચ્છની એક અતિ ખારીલી અને શિકારી જાત છે. એ પોતાના પુંછડાની બાજુને આગળ રાખી તરી શકે છે, તેથી જ્યારે તે કોઇ શિકાર તરફ ભયાનક વેગથી તરે છે ત્યારે એને શિકારને કરડવા પોતાનું પાછળ રાખેલું મુખ આગળ લાવવું પડે છે.

પેલો વૃદ્ધ કોળી ડુબકી મારી ગયો હતો તે દેખાતો ન હતો. ચડતી ભરતી સામે વેગથી તરવાના પ્રયાસથી મોખડાજી થાકતો હતો. માછલી લગોલગ પહોંચી હતી. પોતાની પુંછડી પોતાના શિકારના પગને જેવી અડકી કે તેણે પોતાનું મુખ ફેરવવા વેગ ઢીલો કર્યો. એ જ વખતે એ માછલીની આસપાસ લોહીનું કુંડાળું વળી ગયું. તેણે પછાડા મારી દરિયાને વલોવી નાંખ્યો. તરત જ થોડે દૂર મોખડાજીની પાસે જ પેલો કોળી સપાટી ઉપર આવ્યો. માછલી ઉંધી વળી ગઇ. તેના પેટનો ભાગ લોહી રેલાવતો ઉપર આવ્યો. છાતીમાં કોળીની કટાર હાથાસુધી ખૂંચી ગઇ હતી. મરેલી એ માછલી દરિયાની વહી જતી ભરતી ઉપર લાકડાના કટકાની માફક તણાવા લાગી.

તરત જ આનંદભર્યાં છૂટકારાના દમથી મૂંઝી ઉઠતા પોકારો વહાણ ઉપરથી પડઘા પાડતા ફરી વળ્યા. દોરડાં નંખાયાં અને સેંકડો હાથોએ દોરડાને વળગેલા મોખડાજી અને ડોળીને ઉપર ખેંચી લીધા.

મોખડાજી તુતક ઉપર થાકથી હાંફતો બેઠો અને એની નજર ડોસીના શબ ઉપર પડી. "ભગવાન! આ પાપ ક્યારે ધોવાશે?" એ ધીમેથી બોલ્યો.

એક બટકબોલો આદમી હવે હિંમતને હાથમાં લઈ આગળ આવી બોલ્યો:

"ઠાકોર! અમ ગરીબને આમ ન રંજાડતા હો તો? એક તો અમારો સુલ્તાન સુખે ખાવા ન દે, આ દિલ્હીથી હાંકયા તે દખ્ખણમાં. ત્યાં તમે અધુરામાં પૂરૂં કરો. કોઇક મોટા મીર અમીરને મારો તો ઠીક પણ ખરૂં, પણ અમ ગરીબને મારવાથી તમને શું લાભ?"

"શું તમે દિલ્હીથી દખ્ખણ જાઓ છો? આ બધાય?"

"અરે આટલા તો શું? હજી બીજા હજારો છે. સુલ્તાનનો હુકમ થાય ત્યાં લાચાર!"

"તે હજારો માણસોને એક સામટા દિલ્હીના સુલ્તાને દિલ્હીમાંથી હાંકી કાઢયા? એવડો તે તમે બધાયે શો અપરાધ કર્યો છે?" એક ચાંચીયાએ આશ્ચર્ય દર્શાવ્યું.

"અપરાધ તો, ઠાકોર! ઇશ્વરનો કર્યો કે દિલ્હીમાં જન્મ લીધો. આ સુલ્તાન કહે હવે પાયતખ્ત દિલ્હીમાં નહિ પણ દખ્ખણના દૌલતાબાદમાં રાખવું છે, માટે બધાય ત્યાં જાઓ, તો આ ઘરવખરી લઇને જઇએ છીએ" નિરાશાથી મુસાફર બોલ્યો.

"શું પાયતખ્ત આખું દખ્ખણમાં જાય છે એમ? ત્યારે તો સુલ્તાન પણ જશે."

"સુલ્તાન તો બે દિવસ પહેલાં રાજ્યનો ખજાનો લઈ ગયો ખંભાતથી એક મોટા મસ જહાજમાં."

"એમ!" આતુરતાથી મોખડાજી બોલ્યો: "કેવું છે એ જહાજ?"

"જહાજ તો મોટું છે. ચાર પાંચ હજાર ખાંડીનું છે. ચાર તો નાના સઢ છે. બે છે ચોખંડ ને બે છે ત્રિકોણ. કુવા થંભ ઉપર

પણ એક ચોખંડ સઢ છે, ને મોટું જંગી જહાજ છે, જાણે નાનકડું ગામડું."

"એમ? ઠીક!" હાસ્ય કરતો મોખડાજી ઉઠ્યો. પોતાના ચાંચીયાઓને સંબોધી બોલ્યો: "ચાલો કુદી પડો આપણા બાતેલામાં! ચાલો પાછા."

સહુ ચાંચીયાઓ પોતાના વહાણમાં એક પછી એક કુદી પડ્યા. છેલ્લે મોખડાજી રહ્યો તે બોલ્યો: "લ્યો ભાઇઓ રામ રામ! ખુશીથી જાઓ! આ માજીના શબની ઘટતી ગોઠવણ કરજો."

## પ્રકરણ ૨૭ મું.

### પીરમનો પાદશાહ.

હર્ષઘેલા આતુર ચાંચીયાઓને લઇને ચાંચીયાનું વહાણ સઢ વિસ્તારતું પવનની પાંખ ઉપર ઉડતું આગળ વધ્યું. પકડાયેલા વહાણ ઉપર બનેલા ભયંકર બનાવની અસર ચાંચીયાઓના મન ઉપર વધારે વાર રહી નહિ. અત્યારે તેઓની આંખ આગામી લુંટની કલ્પનાતીત સમૃદ્ધિની તરસથી ચમકી રહી હતી.

મોખડાજી ગોહિલે પણ ચાંચીયાઓને ઉત્તેજવા એક ઇનામ જાહેર કર્યું હતું. અપાયેલી નિશાનીવાળું વહાણ જે પહેલો ચાંચીયો જુએ તેને આખુંયે ખાલી વહાણ ઇનામમાં આપી દેવું. આ ઇનામની લોલુપતા, સપડાનાર શિકારની વિપુલતા અને ગૌરવ એ સહુથી ઉન્મત્ત બનેલા ચાંચીયાઓ રાત અને દિવસ, ક્ષિતિજમાં નજર કરતા ચોખંડા સઢોવાળા જહાજને પકડી પાડવા મથતા હતા.

કમાનમાંથી છટકેલા તીરના વેગથી, સાગરનાં ઉભરાતાં, ઓસરતાં, પાણીને ચોમેર ફુવારાની માફક ઉરાડતું, ત્રણ ત્રણ સઢના કાચાપોચા વહાણને તોડી નાંખે એવા ભારથી સાંધેસાંધામાં "કચડ કચડ" અવાજ કરતું ચાંચીયાઓનું વહાણ રાત અને દિવસની પરવા કર્યા વગર ઉજાગરાથી લાલ બનેલી આંખોમાંથી પણ આતુરતા વરસાવતા ચાંચીયાઓને લઇ આગળ અને આગળ વહેતું હતું.

પાંચમા દિવસની ઉગતી ઉષા આકાશમાં રમતી હતી ત્યાં મોટા સઢવાળા કુવાથંભને માથે પાંચ પાંચ દિવસથી પંખી પેઠે

બેસી રહેલો એક કોળી ગાજી ઉઠયો: "નાખુદા! ઇનામ! ઇનામ! દિલ્હીનું જહાજ! દખ્ખણાદું દેખાય છે! દખ્ખણાદું! જહાજ! જહાજ!"

વહાણના પાટીયે પાટીયામાં "જહાજ! જહાજ!"ના પડઘા ફરી વળ્યા. કામધંધો છોડી દઈને સ્થળે સ્થળેથી ચાંચીયાઓ દોડતા તુતક ઉપર ભરાયા. દક્ષિણની ક્ષિતિજ ઉપર બગલાની પાંખ તરતી હોય એવા સફેદ સઢોવાળા એક જંગી જહાજનો નાનો આકાર તેઓએ જોયો.

આનંદનો પોકાર વહાણની બાજુઓમાંથી પડઘા પાડી ઉઠયો: "સઢ નાંખો!" મોખડાજીએ કંપતા અવાજે ત્રાડ મારી. વધારે સઢો ચડાવાયા અને એથી વધારે વેગવાન બનેલું શિકારી વહાણ ઉતાવળથી પોતાના શિકાર તરફ આગળ વધ્યું.

જેમ જેમ તેઓ નજીક આવતા ગયા તેમ તેમ તે જહાજની વિશાળતા એઓને દષ્ટિગોચર થઈ. સાધારણ ફત્તેમારીથી લગભગ ત્રણગણું, પાંચ પાંચ જંગી સઢનો મરણબોજ આસાનીથી ઉઠાવતું એક નાના તરતા ગામ જેવું લાગતું એ જહાજ પ્રૌઢ ગતિએ ધીમે ધીમે આગળ વધતું હતું.

સુલ્તાની જહાજ દેખાયા પછી ચારેક ઘડી પછી તો ચાંચીયાઓનું વહાણ એ જહાજની બાજુમાંયે ઘસાયું. ચાંચીયાઓના વહાણને જોયા પછી જહાજે પોતાની ગતિ મંદ કરી હતી, કારણકે એના એકલસોયા માર્ગમાં એક સાથીની એને પણ આકાંક્ષા હતી!

બન્ને વહાણોની બાજુઓ ઘસાઇ–ન ઘસાઇ ત્યાં તો "જય સોમનાથ"ની પ્રચંડ ગર્જના સાથે કડાં અને આંકડા ચાંચીયાઓએ નાંખી દીધા. મરણભેટમાં જકડાયેલા જહાજ ઉપર હથિઆરબંધ ચાંચીયાઓ કારમી કિકિયારી કરતા કુદી પડ્યા. ચાર ચાંચીયાઓ દોડયા. ટંડેલ–સુકાનીને વહાણના પાટીયા ઉપર સુવાડી દીધો. સુકાનને દબાવ્યું. જહાજના સઢમાં ભરાયેલો પવન દિશા ફરવાથી ક્ષણભર સરકી ગયો. એક મોટા આંચકા સાથે વહાણની એક બાજુ દરિયાની સપાટી સુધી નમી ગઈ અને અચાનક લાગેલા એ આંચકાને પરિણામે સ્તબ્ધ બનેલા સુલ્તાની ખારવાઓ અને સીપાઇઓમાંથી થોડાક તો સીધા દરિયામાં ઉથલી પડ્યા. બાકીના બધા તુતક ઉપર પછડાયા. એ પછડાયેલાઓ સાવધ બને તે પહેલાં

ચાંચીયાઓની ત્રણ ટોળી પડી ગઇ હતી. સુકાનને દબાવતા ચાર ચાંચીયાઓ સુકાન ઉપર જ ઊભા રહ્યા.

આવી રીતે ત્રણ ટોળી પડી જવાથી સુલ્તાની ખારવાઓ કોઇ પણ પ્રકારની સરસ લડત કરવાને અશક્ત બની ગયા, કારણકે ગમે ત્યાં ગમે ત્યારે હુમલો થાય, તોપણ સુલ્તાની માણસો ચાંચીયાઓની કોઇ પણ બે ટોળીની વચ્ચે જ આવે.

સોરઠી ચાંચીયાઓ પહેલાં કોઇ પ્રકારે સુકાનનો જ કબજો લેતા. સુકાનના કબજા માત્રથી જ તેમનો શિકાર નબળો પડી જતો. જ્યારે જ્યારે અણીનો પ્રસંગ આવે ત્યારે ત્યારે વહાણની કાટખૂણે દિશા બદલાય એવો આંચકો સુકાનને મારવાથી વહાણ આખું પહેલાં તો એક ભારે ઝોંક ખાય છે, અને એ ઝોંક આવવાની જ છે એમ જે જાણે નહિ તે કાં તો પછડાય અથવા તો સીધો દરિયામાં જ ઉથલી પડે!

મોખડાજી ગોહિલે ત્રાડ મારી. એના અવાજમાં અડગ નિશ્ચય અને સત્તાનું ભાન ગાજી ઉઠ્યાં.

"આ મારૂં વહાણ! સાજું છે, સલામત છે, એમાં આઠ દિવસની ખોરાકી છે. હું તમને બધાને જણાવું છું કે એ વહાણમાં તમે બધા બેસી જાઓ. તમારી મરજી પડે ત્યાં ચાલ્યા જાઓ. તમારૂં વહાણ અમને સોંપી દો."

એક મુસ્લીમ યોદ્ધો આગળ આવ્યો: "ચાંચીયા! આ વહાણ ઉપર ચડી આવવામાં તેં ભૂલ કરી છે. જાણે છે કે આ કોનું વહાણ છે? આ જહાજ ખુદ દિલ્હીના બાદશાહનું છે. એના હાથ લાંબા છે."

અભિમાનથી માથું ધૂણાવતો મોખડાજી બોલ્યો: "અને જાણો છો કે હું કોણ છું? હું પણ એક બાદશાહ છું. હું ખુદ મોખડાજી ગોહિલ! 'પીરમનો પાદશાહ!' મારા હાથ પણ દિલ્હી જેટલા જ લાંબા છે."

એનો એ અવાજ માત્ર સાંભળી સારાયે જહાજમાં ભયની ચીસ ઉઠી ગઇ. મોખડાજી ગોહિલનું નામ તો દિલ્હીના દરબારમાં પણ હવે અજાણ્યું ન હતું. એનું નામ માત્ર સુલ્તાનના સારાયે રાજ્યમાં ભયનો સન્નાટો છાઇ દેતું હતું.

"મારે લોહી રેડવું નથી. કોઇને મારવા હું ઇચ્છતો નથી. છેલ્લી વાર હું કહું છું કે આ જહાજ ખાલી કરો."

"સિપાઇઓ!" મુસ્લીમ યોદ્ધા ગર્જી ઉઠયો: "આપણા સુલ્તાનનું નાક કપાવા દેશો નહિ. કરો ધસારો કાફરો ઉપર! બોલો અલ્લા હો અકબર!"

"અલ્લા હો અકબર" ની કારમી કીકીઆરી કરતા જહાજ પરના મુસ્લીમ લડવૈયાઓએ **મોખડાજી** ઉપર હુમલો કર્યો. **મોખડાજી** શાંત ચિત્તે એમની રાહ જોતો ઊભો રહ્યો. જેવા તેઓ **મોખડાજી** નજીક પહોંચ્યા કે તરત જ ધરતીકંપ સમા મજબુત આંચકાથી વહાણે ભયંકર ઝોક લીધો અને અચાનક લાગેલા એ આંચકાથી લડવયાઓ તુતક પર પડી ગયા.

"મારૂં એ બિરદ છે!" **મોખડાજીએ** ગર્જના કરી: "મારૂં એ બિરદ છે કે પોતાના ધણીની એક નિષ્ઠાથી નોકરી કરનાર સેવક ઉપર બને ત્યાંસુધી ઘા ન કરવો, માટે હું તારા ઉપર ઘા કરતો નથી. તું જીવ પરંતુ જીવીશ ત્યાંસુધી તો તું **મોખડાજીને** હવેથી કદિયે ભૂલી શકીશ નહિ."

તેણે પોતાના બે સશક્ત અને લોખંડી હાથોમાં એ મુસ્લીમ નાયકને ઉચક્યો. ઉંચકીને ઘા કર્યો. ગોફણમાંથી ગોળો છૂટે એમ હવામાં ઉડતો મુસ્લીમ જહાજની બાજુ ઉપરથી વહી જતો ચાંચીયાઓના વહાણના મજબુત કુવાથંભ સાથે ભારે અવાજ સાથે અથડાયો. ત્રાસમય આશ્ચર્યભરી તેની ચીસ હવામાં ઉડી ગઇ અને જોરથી પછડાયેલો એ સિપાઇ બેભાન થઇ પડયો.

તરત જ ખલાસીઓ, સિપાઈઓ, બધાય પહેરેલે વસ્ત્રે ચાંચીયાના મૂળ વહાણમાં કુદી પડયા. થોડી વારમાં એ જંગી જહાજ ઉપર ચાંચીયા સિવાય કોઇ ન રહ્યું. કડાં અને આંકડા છોડી નાંખવામાં આવ્યા અને ચાંચીયાઓના ઝંગભર્યા "આવજો! પધારજો! સુલ્તાનને રામ રામ કહેજો!" ના અવાજો વચ્ચે એ વહાણ ઉતાવળથી ચાંચીયાઓથી દૂર અને દૂર ખસવા લાગ્યું.

દશથી બાર લાખ સોનૈયાનો રોકડ ખજાનો અને લાખોની કિંમતનું મૂલ્યવાન બાદશાહી ઝવેરાત લઇને ચાંચીયાઓએ **પીરમના** બેટ તરફ એ જંગી જહાજ વહેતું કરી દીધું. વૈરલાભ સાથે થએલા અઢળક અર્થલાભથી અંતઃસંતુષ્ટ થયેલો ગોહિલ ચાંચીયો—"**પીરમનો પાદશાહ**"—ધીમે ધીમે પોતાના દરિયાઇ નિવાસસ્થાન તરફ આગળ વધવા લાગ્યો.



# પ્રકરણ ૨૮ મું.

## ચઢાઇની તૈયારી.

ઉત્તર અને મધ્ય હિન્દના વેપારી પાટનગર અને ગુજરાતના ધનઘેલા ગાઝના ઉર્ફે ખંભાતની અંદર સાનુકૂળ સફરના આરંભની રાહ જોતો સુલ્તાન મહમદ તઘલખ બેઠો હતો. સેંકડો અમીરોનું ટોળું તેની આસપાસ ભમતું હતું. દૌલતાબાદમાં ભાવિ વિહારના સ્વપ્નાં સેવતા સુલ્તાનના કાન "પીરમના પાદશાહે" સુલ્તાની ખજાનાની કરેલી દરિયાઇ લૂંટથી ચોંકી ઉઠ્યા. તેની આંખમાં ક્રોધનો જ્વાલામુખી સળગી ઉઠ્યો. ક્રોધની ગર્જના કરતો સુલ્તાન ત્રાડી ઉઠ્યોઃ

"દિલ્હીના સુલ્તાનના હાથ કેટલા લાંબા છે એ હવે એ ઉદ્ધત ચાંચીયાને બતાવી આપો. જાઓ ખાનજહાન! તમે સુરતનાં વહાણોનો કાફલો તૈયાર કરો. ખાનખાનાન! તમે ભરૂચમાં વહાણો એકઠાં કરો. અને હું પોતે ખંભાતમાંથી વહાણનો કાફલો ચલાવીશ. ત્રણે બાજુથી પીરમના ટાપુ ઉપર આક્રમણ કરો. પીરમનો ગઢ તોડી નાંખો. સુરંગો ભરીને એ આખાયે ટાપુને ઉડાડી મૂકો. એક પત્થર પણ એ ઉદ્ધત ચાંચીયાની નિશાની રૂપે જે રહેવા દેશે તેનો શિકાર કરવામાં આવશે."

ખાનખાનાન અને ખાનજહાન બન્ને સુરત અને ભરૂચ તરફ ઉપડી ગયા અને ખંભાત શહેર પણ લડાઇની તૈયારીથી ગાજવા લાગ્યું. દૌલતાબાદ દૌલતાબાદને સ્થળે રહ્યું, દિલ્હી દિલ્હીને ઠેકાણે રહ્યું અને અર્ધમાર્ગે રોકાઇ ગયેલો સુલ્તાન પીરમના ચાંચીયાને તોડવામાં રોકાઇ રહ્યો.

સુલ્તાન મહમદ એક કામ હાથમાં લીધા પછી હેતુ સાધવા માટેના ઉપાયોની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવામાં રોકાય એટલો ભાવનામય ન હતો. ખંભાતની સુબાગીરીની દરિયાઇ ચોકીનાં વહાણો, વેપારીઓની ફતેહમારીઓ, પરદેશી જહાજો જે કાંઇ એની નજરે આવ્યું, અને હાથે ચડયું તે બધું તેણે પોતાના ઉપયોગ માટે લઇ લીધું.

દૂર દૂરના પ્રાંતોમાંથી ટંકણખાર, ગંધક અને કોલસાની ભૂકી તેજાબ વિગેરેનો મરણબોજ ઉઠાવતા ઉંટો અને બળદો ખંભાત તરફ ધસ્યા આવતા હતા. પારંગત કારીગરોએ એ અને એવાં સાધનોમાંથી સળગી ઉઠે એવો સુક્કો દારૂ બનાવી સુરંગની પેટીઓ તૈયાર કરવા માંડી. હજારો સિપાઇઓ અને ખલાસીઓ કુચકદમ કરતા ખંભાતમાં આવી પહોંચ્યા અને ખલાસીઓ, લડાયક સિપાઇઓ, તીખાં હથિયારો, વિપુલ દારૂ અને સુરંગો આદિની વિગ્રહયોગ્ય સાધન સામગ્રીથી સુસજ્જ થયેલો સુલ્તાન પોતાના ઉતાવળા કાસદો મારફત સુરત અને ભરૂચનાં થાણાંઓને તૈયાર થઇ જવાના અધીરાઇભર્યા સંદેશાઓ ઉત્તરની રાહ જોવા સિવાય ઉપરાઉપરી પાઠવવા લાગ્યો.

એનો ઉછળતો ગુસ્સો શમી ગયો હતો, પરંતુ એના મનમાં ભયંકર નિશ્ચયની અણછૂટ ગાંઠ બંધાઇ હતી—પીરમના ચાંચીયાઓનો નાશ કરવાનીઃ પોતાની મુલ્કી સલ્તનત સામે દરિયાઈ પાદશાહત સ્થાપવાનું અભિમાન ધરતા ગોહિલ મોખડાજીને માપી લેવાની-તેનો નાશ કરવાની.

લડાઇની ધમધોકાર તૈયારીઓ જ્યારે લગભગ સમાપ્ત થઈ ત્યારે સુલ્તાન મહમદ અને સુરત તથા ભરૂચથી ખાસ બોલાવેલા ખાનખાનાન અને ખાનજહાનની લડાયક મસલત ખંભાતમાં થઇ.

આકાશમાં ચૈત્ર માસ સળગતો હતો. દરિયો "આખર" નું તોફાન ધીમે ધીમે સજતો હતો. વૈશાખ માસના શુકલ પક્ષની અગિયારશ આ દરિયાઈ લડાઇ માટે નક્કી થઇ. આ તિથિ નક્કી કરવાનો હેતુ એ કે આખરનો* વખત હોવાથી ચાંચીયાઓ પીરમના ગઢમાં જ હશે અને એથી ગઢને ભીડાવવો ઠીક પડશે, એવી સુલ્તાનની ધારણા હતી.

આખરે એ લાંબી મસલત પૂરી થઇ અને સુલ્તાન મહમદ બોલ્યો:

"ત્યારે ખાનજહાન! નક્કી એમ થયું છે કે તમારે અગિયારશની બપોરે ચાલવું. ખાનખાનાન! તમારે ખાનજહાનને માર્ગમાં મળવું. મારે બારસની સાંજે આંહીથી નીકળવું અને તેરસની સવાર

---

* વૈશાખ, જેઠ, અષાડ અને શ્રાવણ માસમાં દરિયો તોફાની રહે છે. એ ચાર માસને આખર માસ કહે છે. ત્યારે વહાણો સાધારણતઃ સફર કરતાં નથી.

પહેલાં આપણે પીરમને બરોબર ઘેરી લેવું. ઘેરી લીધા પછી ટાપુ ઉપર ઉતરવું કે દરિયાઈ લડાઈ કરવી એ આપણે ત્યાં નક્કી કરીશું.”

“જી!” બન્ને અમીરોએ જીકારથી ફરમાન સ્વીકાર્યાં.

“વારૂ ત્યારે આલેકુમ સલામ. તમે તમારે સ્થાનકે જાઓ અને તૈયાર થઇ જાઓ.” સુલ્તાન મહમદે છેલ્લી આજ્ઞા કરી.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### સુરતની બારીમાં.

વૈશાખ સુદ અગિયારસની સવારમાં સુરતના બંદર ઉપર અનેરી ધમાલ મચી રહી હતી. સિપાઇઓ અને ખલાસીઓ વહાણો ઉપર લડાયક સરંજામ, ખોરાકી વિગેરે સામાન સારતા હતા. ખાનજહાન સુરતના બંદર ઉપર ઊભો રહી દરેકે દરેક વહાણને સાવંત તપાસતો ઊભો હતો. આકાશમાં જ્યારે મધ્યાન્હ તપે અને સૂર્ય માથે આવે ત્યારે સુરતથી સુલ્તાની કાફલો ઉપડવાનો હતો. તેની શિકારી આંખો પીરમની ચાંચીઆઇ સમૃદ્ધિની ફનાગીરીનાં સ્વપ્નદર્શન કરતી ચમકી રહી હતી. વહાણો બધાં તૈયાર થઇ રહ્યાં હતાં. માત્ર દરેક વહાણ સાધન સામગ્રી પરત્વે સ્વતંત્ર રહે એવી વાસ્ફેર કરવાની બાકી રહી હતી.

એવામાં દૂર દૂરથી આવતાં હોય એવાં થાકેલાં લાગતાં બે ત્રણ વહાણો સુરતના બારાની નાળના મુખ આગળ દેખાયાં.

સુરતનું જુનું બંદર-મુગલાઈ જમાના સુધી તાપી નદીના મુખના અંદરના ભાગ ઉપર હતું. આજ એ બધો ભાગ પૂરાઈ ગયો છે અને તાપીનું મુખ પણ લગભગ એક ગાઉથીય વધારે દૂર દિશાફેર કરીને ગયું છે. તઘલખ શાહના સમયમાં સુરતનું બંદર તાપી નદી ઉપર હતું. તાપી નદીમાં ભરતી ઓટનાં પાણી આવતાં અને તાપીના રેતાળ મુખને “સુરતની બારી” કહેવામાં આવતી. આજ પણ ‘સુરતની બારી’ એ શબ્દપ્રયોગ થાય છે, પરંતુ એનો અર્થ જુદો થાય છે. આજના વહાણવટીઓને મન “સુરતની બારી” એટલે નર્મદાના મુખ અને તાપીના મુખ વચ્ચે સદાય તોફાની રહેતો સમુદ્રપટ, પરંતુ આપણી વાર્તાના સમયમાં

"સુરતની બારી" એટલે તાપી નદીના મુખ આગળના રેતાળ કાંઠામાંથી જે નાળ વાટે સુરતમાં વહાણો જઈ શકે તે માર્ગ. આટલું વિવેચન આવશ્યક છે એ આગળ ઉપર પ્રતીત થશે.

કંઈ ઊભેલો ખાનજહાન આ વહાણો તરફ એક ધ્યાને જોઈ રહ્યો. આ વહાણો મજબૂત દેખાતાં હતાં. તે તેને ઉપયોગી થઈ પડે એમાં શંકા ન હતી. સહેજ મનમાં મરકતો ખાનજહાન શિકારની ચોક્કસ પ્રાપ્તિની પ્રતીતિ સૂચવતું સ્મિત કરતો એ વહાણ સામું જોઈ રહ્યો.

એ ત્રણ વહાણો ધીમે ધીમે નજીક સરકતાં આવ્યાં. તેના સઢ સંકેલાતા કાંઠેથી દેખાતા હતા. બરાબર નાળની વચમાં ત્રણે વહાણો સ્થિર થઈ ગયાં.

એકાએક ખાનજહાને એકાદ બે ધડાકા ગાજતા સાંભળ્યા. એ અવાજો વહાણોમાંથી આવતા હોય એમ તેને લાગ્યું. આતુરતાથી તે તે વહાણોને જોઈ રહ્યો.

આગળનાં બે વહાણોના કુવાથંભો ભયંકર કડાકા કરતા તૂટી પડતા તેણે જોયા. શું થાય છે એ સમજવા એની બુદ્ધિ ક્ષણભર લ્હેર મારી ગઈ.

એકાએક કારમી કિકિયારી હવામાં ગાજતી ચોમેર પડઘા પાડતી તેણે સાંભળી. એના સરવા બનેલા કાનમાં "જય સોમનાથ"નો ગગનગરવો ભૈરવનાદ અથડાયો. એની કાયા કોઈ અકલ્પ્ય ભાવથી કંપી ઉઠી. બીજી, ત્રીજી, ચોથી એમ ઉપરાઉપર કિકિયારીઓના પડઘા ફેલાવા લાગ્યા. ખાનજહાન, તેના સિપાઈઓ અને ખલાસીઓ જડવત્ ઊભા થઈ ગયા.

દૂર દૂર દેખાતાં એ વહાણોના તુતક ઉપરથી એક પછી એક માણસો નીચે પાણીમાં કુદી પડતાં તેઓએ જોયા. શું થયું, શું થાય છે એ કોઈને સમજાયું નહિ.

થોડી વાર તેઓ આમ ને આમ ઊભા થઈ રહ્યા ત્યાં એક ખલાસીએ બૂમ મારી: "જુઓ! જુઓ! વહાણો ડૂબે છે!!"

ખરેખર પેલાં ત્રણે વહાણો આગળથી નમતાં હતાં. તૂટતાં પાટીયાંના કડાકા સંભળાવા માંડ્યા. થોડી વારમાં એક વહાણ મિનારાની માફક ટટ્ટાર ઊભું થયું અને પછી જોરથી સીધો ફેંકાયેલો

લોખંડનો સળીયો પાણીમાં ડૂબી જાય તેમ કારમો શોષક અવાજ કરતું વહાણ પાણીમાં ડૂબી ગયું.

એ વહાણના ડૂબવાથી ઉત્પન્ન થયેલા ગાજતા વમળમાં બીજું વહાણ પણ ખેંચાયું. જોરથી નાના અને નાના થતા મોતના ચક્કરમાં વહાણ ભયાનક વેગથી ફરવા લાગ્યું અને પહેલું વહાણ જ્યાં ડૂબ્યું હતું તેની બરોબર માથે એ ડૂબેલું વહાણ પછડાઈ બાજુમાં સરતું તળીયે જઇને બેસી ગયું. ઘડી પહેલાં વમળે ચડેલાં પાણી પાછાં સ્થિર થઇ ગયાં. નાળના મુખ આગળ માત્ર એક વહાણ દેખાતું હતું.

ખાનજહાન આ દૃશ્ય જોઇને સ્તબ્ધ બની ગયો હતો. એની તગતગતી આંખોએ સોમનાથનો ભગવો ઝુંડો ત્રીજા વહાણના કુવાથંભ ઉપર ચડતો જોયો. જોરથી હાથની મરણમુઠ્ઠી વાળતો ખાનજહાન ત્રાડી ઉઠ્યો: "પીરમના લૂટારા, નાખુદા! એક ગંજાવર જહાજ તૈયાર કરો! એ દેખાય છે તે વહાણને પકડો અને ડુબાડો!"

પાસે એક વહાણનો નાખુદો ઊભો હતો. તેણે ચાંચીયાઓનું દૂર ઊભેલું અભિમાની છટાથી સાગરતરંગે હિંચકા ખાતું વહાણ જોયું. એના ઉપરનો ભગવો નેજો જોયો. બે વહાણોને થયેલા અકસ્માતનું રહસ્ય તેના અંતરમાં એકદમ સ્પષ્ટ વસી ગયું. ક્રોધભર્યા આશ્ચર્યથી અને નિરાશાથી તે બોલ્યો:

"સરદાર! થઇ રહ્યું! સુરતનું બારૂં હાલ પુરાઇ ગયું. આ અકસ્માત નથી પરંતુ ચાંચીયાઓએ સાહસ કરી પોતાનાં બે વહાણો જાણી જોઇને ડુબાડયાં છે. એ વહાણો જ્યાંસુધી તરતાં કરવામાં કે તોડી નાંખવામાં નહિ આવે ત્યાંસુધી આપણી એક પણ હોડી પસાર થઇ શકશે નહિ. આપણી જ નજર તળે, આપણે જોતા હતા ત્યારે આપણને મૂર્ખ બનાવી આપણા બંદરની નાળ ચાંચીયાઓએ આજ પૂરી દીધી છે."

"શું કહે છે? શું આપણે હવે નીકળી શકીશું નહિ?"

"જી ના. એ વહાણોને કાંતો તરતાં કરવાં પડશે, કાંતો તેમને તોડવાં પડશે, તે પહેલાં આપણે જઇ જ શકીશું નહિ."

"યા ખુદા!" ઉજ્જડ બનેલા ચહેરાવાળો ખાનજહાન બોલી ઉઠયો: "ઠીક, જાઓ! આજ બપોર પહેલાં એ વહાણો તોડી

નાંખો, બધાં માણસોને કામે લગાડો. બધાં સાધનો કામે લગાડો, પણ આજ બપોર પહેલાં રસ્તો ખુલ્લો કરો.”

તરત જ હોડીઓ તૈયાર કરવામાં આવી. થોડી વારમાં જોરથી વહી જતી હોડીઓ એ ડુબેલાં વહાણોની જગા પાસે આવી પહોંચી. હોશીઆર ડુબકી મારનારાઓએ નીચે જઈને જોયું. વારંવાર જુદે જુદે સ્થળેથી ડુબકી મારી તપાસ કરી અને તેમનાં હૈયાં થંભી ગયાં.

મોટા મોટા પત્થરો, રેતીના કોથળા અને ચુનાના થેલા મજબૂત સુતરાઉ દોરડાંથી એક સાથે બાંધી લેવામાં આવ્યા હતા. એ બધાને વહાણનાં પાટીયાં સાથે પણ બાંધી લેવામાં આવ્યા હતા. બન્ને વહાણોના છેડા જોડાયા હતા. એક કાંઠાથી બીજા કાંઠા સુધીના બરોબર મધ્ય માર્ગમાં જ વહાણો પત્થરના અભેદ કિલ્લા સમો બંધ બાંધી પડયાં હતાં! કાંઠાની પડખે પાણી છીછરાં હતાં. નાની હોડીઓ જ ફરી શકે એવું હતું.

ગુસ્સાથી ખાનજહાન ધ્રુજી ઉઠયો. એના ચ્હેરા ઉપર સળગતી રોષ અને આવેશની જ્વાળાએ અનેકાનેક માણસો પાસે મરણતોલ કામ કરાવ્યું, પરંતુ મધ્યાન્હ ઉતરી ગયા અને આકાશમાં સંધ્યાનાં તેજ રમવા લાગ્યાં, ત્યાંસુધીમાં એક પણ વહાણ તૂટી શક્યું કે તરતું કરી શકાયું ન હતું. ખાનજહાનને હવે નિરાંતે વિચાર કરવાની ફુરસદ મળી. થાકેલા, ત્રાસેલા, પીડાએલા અને નિરાશ થયેલા માણસોથી લધાયેલી હોડીઓ એક પછી એક સરકતી તેણે જોઇ અને તેને ભરૂચ તથા તેને માર્ગમાં મળનાર કાફલાનું શું થયું હશે, તે નહિ મળે ત્યારે કેટલી નિરાશા થશે એ બાબતનો ખ્યાલ હવે આવ્યો.

ઉતાવળે તે કાંઠા તરફ આવ્યો. ઉતાવળથી તે ઉતર્યો અને થોડી વારમાં સુરત બંદરમાં થયેલા અકસ્માતના કારણે ખાનજહાનના કાફલાથી પ્રયાણ થઈ શકયું નથી તેનો ખેદ દર્શાવવા એક ઉતાવળો શ્વાસભર્યો હાંફતો કાસદ ભરૂચ તરફ દોડવા લાગ્યો. રાતનાં અંધારાં તે વખત જમીન ઉપર ઉતરતાં હતાં.



# પ્રકરણ ૩૦ મું.

## ચાંચીયાઓનો ચતુર વિજય.

આગલા પ્રકરણમાં વર્ણવેલી ઘટના સવારના બની ગઇ. તે જ સાંજના અરસામાં—હજી તો મધ્યાન્હ નમતા હતા ત્યાં ખાનખાનાન અને તેના કાફલાના અમલદારો પ્રયાણની છેલ્લી તયારી કરવાને સહુ સહુને સ્થાનકે ગયા હતા. બંદર ઉપર શાંતિ દેખાતી હતી.

બરોબર એ જ વખતે મોખડાજી ગોહિલ સુરતના કાફલાનું બાકી રોકી ભરૂચના નર્મદાના બારા આગળ આવ્યો. નર્મદા નદીના પહોળા થતા પટ ઉપર વહાણોને લંગર કરી પડેલાં જોઇ મોખડાજી ગોહિલની આંખો ચમકી ઉઠી. એક વાવટાની નિશાનીએ એના બધાં ચાંચીયાઇ વહાણો તેના પોતાના વહાણને વિંટળાઈ વળ્યાં.

“ જુઓ ભાઇઓ ! ’ મોખડાજીએ ગર્જના કરી: “ પીરમનો બેટ આ વહાણો ઉપર સમાયો છે. ચાલો આપણે તે લઇ આવીએ. ”

જરા પણ અવાજ વગર, એક પણ કિકિયારી વગર, ચાંચીયાઓનાં વહાણો ડુબેલાં વહાણોની ભૂતાવળ પ્રગટી હોય એમ આગળ અને આગળ સરકવા લાગ્યાં. બે ત્રણ ચાંચીયાઈ હોડીઓ ઉતાવળથી બંદરના ધક્કા ઉપર પહોંચી ગઇ. જે ચોકીદારો ત્યાં ચોકી કરવા રહ્યા હતા તેમની બૂમોને દબાવી દઇ તેમને સ્વર્ગદ્વાર બતાવવામાં ચાંચીયાઓને જરા પણ શ્રમ ન પડ્યો, સંકોચ ન થયો.

ભયંકર નિર્જનતામાં અત્યારે અનાથ દેખાતાં સુલ્તાની વહાણો ઉપર વિફરેલા સિંહોનું ટોળું પડે એમ મોખડાજી પોતાના ચાંચીયાઓ સાથે પડ્યો. કોઇ વહાણો સળગાવવામાં આવ્યાં. કોઇનાં નીરલ ફેંકી દેવામાં આવ્યાં. કોઇના સઢ સળગાવી દેવામાં આવ્યા. આમ બને તેટલું નુકસાન પહોંચાડી આગની સળગતી જ્વાળામાં સુલ્તાની વહાણોને સપડાતાં છોડી મોખડાજી ત્યાંથી પાછો ફરી ગયો.

ખાનખાનાને જ્યારે આ વિનાશના જ્વાલામુખીનાં દર્શન કર્યા ત્યારે તેનો ગુસ્સો હદ ઓળંગી ગયો. એણે ગમે તે પ્રકારે એકત્ર કરેલાં વહાણોનો મોટો ભાગ આવી રીતે નિરર્થક થઇ પડ્યો. અત્યારે કોઇ પણ ચાંચીયો હાથ આવે તો તે તેને જીવતો જવા નહિ દેતાં ભયંકર કમોતે જ મારે; પરંતુ એ આશા અત્યારે સફળ

થવા સરજાઇ ન હતી. અત્યારે તો તેની યોજના પડી ભાંગી હતી. તેનાથી સુલ્તાનનો હુકમ માથે ચડાવાય એવું રહ્યું ન હતું. તેનાથી સુરતી કાફલા સાથે સહકાર સધાય એવું રહ્યું ન હતું. બરોબર અણીને વખતે મોખડાજી ગોહિલે તેને ભયંકર ફટકો લગાવ્યો હતો. વખત આવ્યે આ અપમાનનું ભયંકર વેર લેવાની પ્રતિજ્ઞા કરતો ખાનખાનાન નિષ્ફળ ક્રોધના આંસુ રોકતો પાછો પોતાના ઘર તરફ ચાલ્યો.

બન્ને કાફલાઓ થોડો ઘણો સમય પણ રોકાઇ રહે એવી ગોઠવણ પાર ઉતારી મોખડાજીએ ખંભાતના બંદરમાં પડેલા સુલ્તાનની ખબર લેવાનો નિશ્ચય કર્યો. સુરત અને ભરૂચના બંદરોમાંથી એક હોડી પણ નીકળી જઇ સુલ્તાનને દરિયાઇ માર્ગે ચાંચીયાઓએ કરેલી ખુવારીના પેગામ ન પહોંચાડી શકે એટલા માટે પોતાનાં એ ત્રણ વહાણોને ચોકી કરવા માટે રોકી રાખી મોખડાજીએ મધ્ય દરિયે પોતાનો ચાંચીયાઇ કાફલો ઝુકાવી ખંભાતને માર્ગે ઉતાવળી સફર શરૂ કરી. ખુશ્કી માર્ગેથી કોઇ પણ કાસદ સુલ્તાનને સમાચાર દેવા પહોંચી જાય અને ખંભાતને ચેતાવી દે એ પહેલાં ખંભાતને "પીરમના પાદશાહ" ના દરિયાઇ હાથો બતાવી દેવાને અધીરો બનેલો મોખડાજી ગોહિલ આગળ અને આગળ જ વધ્યો.

એમ ને એમ ઉતાવળી સફર કરતો મોખડાજી એક દિવસ ખંભાતના બંદર નજીક પહોંચ્યો. દૂર દૂરથી એની આકાશ સાથે વાતો કરતી મસજીદો, ગગનગરવા શ્રીમંત પ્રાસાદો, આકાશમાં ઘેરા અને ચવનવી ભાતો પાડતા સેંકડો વહાણોના કુવાથંભો એણે જોયા. દૂરથી એ શ્રીમંત અને લક્ષ્મી મહોરતું બંદર સમુદ્રલક્ષ્મીના વિશાળ મંદિર સમું ઓપતું એણે જોયું.

પરંતુ ખંભાતના શહેરની સૌન્દર્યભરી સર્પાકાર રૂપરેખાઓ તરફ અત્યારે એ ગોહિલ ચાંચીયાનું લક્ષ નહોતું. એની શિકારી આંખ ખંભાતના બંદરમ લંગર નાંખી સાગરતરંગે હિંચોળાતાં વહાણો ઉપર જ હતી.

મધ્યાન્હ નમતો હતો. તે વખતે મોખડાજી ખંભાતથી એટલે દૂર હતો કે વહેંતીયાના નગરની રિયાસત સમી ખંભાતની રિયાસત અને સાધનસામગ્રી તે જોઇ શકે. ત્યાં તેણે સઢ સંકેલી લીધા. એક બીજાં વહાણોને સામસામાં જકડી લેવામાં આવ્યા અને લાકડાના

તરતા ટાપુ સમો ચાંચીયાઓનો જકડાએલો કાફલો ચોમેર લંગર નાંખી સ્થિર થઈ રહ્યો.

આકાશમાં સંધ્યા હસતી હસતી આવી અને સમુદ્રના તરંગ ઉપર હિંચકા ખાવા લાગી. સંધ્યા ગઇ અને રાતના અંધારા પહોર સમુદ્ર ઉપર પથરાવા લાગ્યા.

**મોખડાજી** ગોહિલે પાકું સાહસ ખેડવાનો નિશ્ચય કરી પોતાના હુકમ છોડયા. લંગરો ઉપડી ગયાં. આંકડાઓ છૂટા કરવામાં આવ્યા. સઢ વિખરાવા લાગ્યા અને ચાંચીયાઓનો મરણીયો કાફલો ખંભાતના સુલ્તાનના કાફલે ઉપર ચાલ્યો.

સમુદ્રમાં "આખર" ગાજતી ત્રાડતી હતી. સમુદ્રનાં ખારાં ભૂરાં પાણી વિફરેલા વાઘ સમાં ઘુરકતાં હતાં. પવન પાણીમાં પછડાતો, મોજાં ઉડાડતો, સુસવાટા કરતો વહી જતો હતો. સફરી વહાણો માટે સાદો કાંઠો પણ ભયંકર બનાવે એવું "આખર" નું તોફાન સમુદ્રના કાંઠા ઉપર ઉછળતું, ગર્જના કરતું, ચોમેર પડઘા પાડતું હતું.

સુસવાટા કરતા વહી જતા પવનના જોરથી તીર સમો વેગ ધારી જેની એક બાજુ નમીને સમુદ્રના તળીયાને અડતી હતી એવાં ચાંચીયાઓનાં વહાણો લડાઇનો કારમો પેગામ લઇ ખંભાતના બંદરમાં ઘુસ્યાં. ચોમેર પવન ગાજતો હતો. વહાણોનાં તુતકો ચોમેરથી ઉંચી નીંચી ઝોક ખાતાં હતાં. એ બધામાં સાંધેસાંધામાં "કચડ" "કચડ" અવાજ કરતાં ચાંચીયાઇ વહાણો સુલ્તાનનાં વહાણો ઉપર પડયાં. આ ભયંકર હુમલાને માટે સુલતાનનાં વહાણો તૈયાર ન હતાં. આ હુમલાનો સંપૂર્ણ સફલ વિરોધ કરવા જેટલાં તેઓ સાવધ કે સમૃદ્ધ પણ ન હતાં.

**મોખડાજી** ગોહિલે પોતાના હુમલાને માટે એક જહાજ પસંદ કરી તેના ઉપર મોતના મોરચા માંડયા. એ જહાજ ગંજાવર હતું. આશરે પાંચથી છ હજાર ખાંડીનું હતું. ભાગ્યયોગે ખુદ સુલ્તાનના પોતાના ઉપયોગ માટે એ જહાજ નિયત થયેલું હોવાથી બે ત્રણ નાની ઓરડીઓ સહિત તે વૈભવી ઠાઠમાઠ અને લડાયક તૈયારીથી પરિપૂર્ણ હતું.

સુલ્તાનના ખલાસીઓ અસાવધ હતા પરંતુ તેઓએ ચાંચીયાઓના હુમલાનો પ્રતિકાર તો કર્યો જ. સામસામાં વહાણો, બાતેલા, બગલા, ફતેહમારીઓ મરણભેટની લોખંડી ગાંઠથી બંધાઇ એક બીજાને ડુબાવવાનો મરણીયો પ્રયાસ કરવા લાગ્યાં.

લડવૈયાઓની કારમી કિકિયારી ખંભાત શહેરની શેરીએ શેરીમાં ગાજી ઉઠી. રાત્રિભોજન કરી પીરમના ગઢને તોડવાનાં સ્વપ્નાં સેવતો સુલ્તાન મહમદ તઘલખ ઊભો થઇ ગયો. ચાંચીયાઓએ ખંભાત ઉપર આક્રમણ કર્યું છે એ સમાચાર સાંભળી એ ક્ષણભર સ્તબ્ધ બની ગયો. પછી તરત જ તેનો ચહેરો ક્રોધથી સળગી ઉઠ્યો. એની આંખમાં જ્વાલામુખી સળગતો હોય એમ અંગારા વરસવા લાગ્યા. પાસે ઊભેલાઓ જાણે ફાટેલી પૃથ્વીના ગર્ભમાંથી નરકનું ભયંકર દર્શન કરતા હોય એમ એનો ચહેરો જોઈ થરથરી ઉઠ્યા. સાક્ષાત્ ક્રોધની જીવન્ત અને સળગતી સચેતન મૂર્તિ સમો મહમદ તઘલખ ઉન્માદની ઉતાવળી ચાલ ચાલતો બંદર તરફ આગળ વધ્યો. જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ કોલાહલના કારમા પડઘામાંથી "જય સોમનાથ" ની કારમી કિકિયારીઓ તેને સ્પષ્ટ અને વધારે સ્પષ્ટ સંભળાવા લાગી. આખરે તે બંદરકાંઠે આવીને ઊભો. રાતનો જામેલો અંધકાર સનસનાટ કરતો વહી જતો. એના ગર્ભમાંથી પેદા થતા કોલાહલથી તે ભેદાતો લાગતો હતો. કાંઠે ઊભેલો સુલ્તાન માત્ર જોઈ જ રહ્યો.

મોખડાજી ગોહિલે સુલ્તાની જહાજ ઉપર આક્રમણ કર્યું. દેશી બનાવટની સુરંગો ગાજતી આસપાસના અંધકારને સળગાવતી, ભયંકર લડાઈનાં કેસરભીનાં રહસ્યો ક્ષણભર લાલ રંગે સળગાવતી શમી જતી હતી.

માથે તોફાન ગાજી રહ્યું હતું. નીચે દરીયો ઉછળી રહ્યો હતો. એ તોફાને ચડેલા આસમાન અને પાણીની વચ્ચે માણસો પણ તોફાને ચડીને સંહારઘેલાં બનતાં હતાં.

મોખડાજીના ચાચીયાઓ શૂર ઉપર ચડ્યા હતા. બન્ને વહાણોનાં તુતક ઉપર લોહીની છોળ ઉછળતી ઉછળતી સાગરમાં મોટી ધારથી પછડાતી દરિયાનાં નીલાં પાણીને લાલ રંગે રંગતી હતી.

એકાએક આગની ભયંકર જ્વાલા આસપાસના જગતને લાલ રંગના તેજે ડારતી સળગી ઉઠી. આગનો સળગતો પહાડ "તડાતડ" અને "ફડાફડ" અવાજ કરતો રાતની ચડતી વેળ—ભરતી—માં સુલ્તાની કાફલા તરફ ધસ્યો આવતો દેખાયો.

બરોબર એ જ વખતે કાન ફોડી નાંખે એવા અવાજો થયા. આગના નાચતા તેજમાં સુલ્તાની કાફલાનાં કેટલાંક વહાણો ધ્રૂજી

ઉઠતાં અને આગળથી નમતાં જતાં દેખાયાં. ભયની કારમી ચીસ હવાને કંપાવતી ઉઠી અને જડ જેવા બનેલા સુલ્તાને પોતાના કાફલાના ખલાસીઓને પોતાનાં વહાણોમાંથી દરિયામાં કુદી પડતા તથા બંદર તરફ ભયના ઉતાવળા વેગથી તરતા આવતા જોયા.

એ જ વખતે મોખડાજીના વહાણ ઉપરથી લીલા રંગનો આગનો સોટી જેવો પાતળો ઉંચો ભડકો હવામાં લીસોટો કરી ઉઠ્યો. કાનને બહેરા બનાવે એવી "જય સોમનાથ" ની કારમી રણહાક ત્રાસ ઉત્પાદન કરતી ચોમેર ગર્જી ઉઠી. આગના પ્રકાશમાં સુલ્તાને કેટલાંક વહાણોને વિખુટાં પડતાં જોયાં. વિજયવંત અભિમાનથી અને પ્રૌઢ ગૌરવથી ચાંચીયાઓનો કાફલો ખંભાતના બંદરમાંથી ધીમે ધીમે સરી જતો નિષ્ફળ ક્રોધથી ઉન્મત્ત જેવા બનેલા સુલ્તાને જોયો.

શું થયું હતું એ સમજવાને માટે આ સ્થાને ચાંચીયાઓએ અખત્યાર કરેલી વ્યૂહનીતિ જણાવવી જોઇએ. ચાંચીયાઓના કાફલામાં જેમ મોટાં વહાણો હતાં તેમ નાના નાના મછવાઓ અને હોડીઓ પણ હતાં. ચાંચીયાઓનો થોડો પણ હિંમતે બહાદુર ભાગ આવી હોડીઓ અને મછવાઓમાં જ હતો.

વહાણોમાં લડતા ચાંચીયાઓએ સુલ્તાની ખલાસીઓનું ધ્યાન રોકી રાખ્યું હતું, તે વખતે સુરંગ અને કુહાડા લઇને હોડી માંહેલા ચાંચીયાઓ સુલ્તાની વહાણોની આસપાસ ગોઠવાઇ ગયા હતા. અંધારી રાતે એમના આ સાહસમાં અણધારી સફળતા આપી.

જ્યારે ચાંચીયાઓએ મોખડાજીની યોજના અનુસાર પોતાનાં કેટલાંક સઘળાં વહાણો કે જેમાં રાળ, કડબ, ઘાસ, જેવા સળગી ઉઠનારા પદાર્થો ભર્યા હતા, તેને સળગાવી મૂક્યાં ત્યારે સુલ્તાનનાં મોટાં વહાણોની આસપાસ ગોઠવાએલી હોડીઓમાંથી વહાણના દરિયાઇ સપાટીને સ્પર્શતા ભાગો ઉપર સુરંગો વછુટી. કુહાડાના ઘા પણ શરૂ થઇ ગયા. ચડતી વેળના પાણીના ભયંકર પૂરના વેગથી જોરથી ખેંચાતાં સળગતાં વહાણોથી સુલ્તાની ખલાસીઓ ભયત્રસ્ત થયા. તે જ વખતે કેટલાંય વહાણોમાં પડેલાં ગાબડાંમાંથી દરિયાઇ પાણીના ખારા ધોધ ઉભરાઇ જવાથી વહાણો આગળથી નમતાં ડુબતાં દેખાયાં. ખલાસીઓમાં ત્રાસનો સન્નાટો છવાઈ ગયો અને દરિયામાં કુદી પડીને તેઓ કાંઠા તરફ નાઠા.

સુલ્તાનના કાફલાને પાંગળો બનાવી થોડી ઘણી નુકસાની વેઠી ધાક અને ધ્રાસ્કો બેસાડી દે એવી સફળતા મેળવી ચતુર અને મરણીઓ ચાંચીયા સરદાર મોખડાજી પોતાના કાફલાને લઇ અંધારી રાતના જ ખંભાતના બંદરની નાળમાંથી નીકળી ગયો. ખંભાતને સામે કાંઠે આવેલા કાવીના બારામાં તેણે પોતાનો દરિયાઇ મુકામ ગોઠવ્યો, અને ખંભાતના બંદર ઉપર ચાંચીયાઇ ચોકી રાખતો તે ત્યાં રોકાયો.

## પ્રકરણ ૩૧ મું.

### સોરઠ ઉપર ખુશ્કી ચડાઇ.

સુવર્ણની વહેતી સરિતા સમી સોનરેખા નદીને કાંઠે ઉપરકોટનો કિલ્લો અણનમ ઊભો છે. સોરઠના ખમીરની અભંગપ્રતિમા સમા એ પડછંદ કિલ્લા ઉપર આજ કેટલાંય વરસો વીતી ગયા બાદ ચુડાસમાનો રણધ્વજ ફરીને ફરફરે છે. રા' મહિપાળ અંકેવાળાની લડાઇમાં થયેલા જખમોથી સ્વર્ગસ્થ થઈ ગયો હતો અને તેનો રણઘેલો યુવરાજ ખેંગાર રા' ખેંગારના નામથી ચુડાસમાની ગાદી ઉપર આવ્યો હતો. એણે અમીર જુડીદાને અંતે હરાવ્યો હતો અને ઉપરકોટનો પહાડી કિલ્લો સર કરી પોતાના રાજ્યનું પાયતખ્ત ત્યાં ગોઠવ્યું હતું.

પોતાના નામધારી પુરોગામી રા' ખેંગાર સમો એ ચુડાસમાનો રા' મરણીયો અને રણઘેલો હતો. એના જીવનમાં એક જ ભાવના હતી, ખેંગારના સમયનું સોરઠ સજીવન કરવાની. મુસલમાનો માટે એના અંતરમાં આગ સળગતી હતી. ખેંગારનો કારભારી 'કલ્લાણશા' મહાજનનો અગ્રેસર અને સોમનાથ દાદાનો ભાવિક ભક્ત હતો. પ્રજામાંથી કોઈને પણ તે ધર્મમંદિર તોડનારા, ગામ સળગાવનારા અને રૈયતને હેરાન કરનારા પરદેશીઓ તરફ સહેજ પણ ભાવના કે મમતા હતી નહિ.

આ અને આવા વિચારો એક ઘોડેસવારના મનમાં ઉઠતા હતા. એનો થાકેલો ઘોડો શ્રમ કરતો પણ ઉતાવળો દોડતો જતો હતો. ઘોડેસવારની એડી વારંવાર ઘોડાની પરસેવાથી નીતરતી બાજુ ઉપર લાગતી હતી. શરીરમાં બચેલી શક્તિનો સંચય અંતીમ પ્રસંગે

વાપરતો થોડો અધીરો અને વધારે અધીરો બનતો ધૂળભર્યાં એકલસોયા પંથમાં ડાબલા ગજાવતો તીરની માફક ઉડતો જતો હતો.

આખરે વિચારે ચડેલો એ ઘોડેસવાર ઉપરકોટના કિલ્લા પાસે આવી પહોંચ્યો. એની ઇચ્છાથી એને રા' ખેંગાર સમીપ લઈ જવામાં આવ્યો.

"કોણ છો ભાઇ! મારૂં કામ છે? શું છે?" રા' ખેંગારે આગંતુક પ્રવાસીને પ્રશ્ન કર્યો.

"બાપુ! હું ઘોઘેથી આવું છું. મોખડાજી ગોહિલે મને મોકલ્યો છે."

"એમ!" હર્ષભર્યા આશ્ચર્યથી ખેંગાર બોલ્યો: "શું કહે છે મોખડાજી?"

"રા' ખેંગારજી!" આગંતુકે આતુર અધીરાઇથી કહ્યું: "દિલ્હીનો સુલ્તાન સોરઠ ઉપર ચડી આવ્યો છે. તરી માર્ગે મોખડાજીએ એનો સખત પરાજય કર્યો. હવે એ ખુશ્કી માર્ગે ખંભાતથી અંદર પેઠો છે. પીરમ ઉપર એણે ચડાઇ કરી જોઈ પણ દરિયા આગળ કારી ફાવી નહિ, એટલે હવે આખો સોરઠ દેશ સર કરવા તે ઘોઘાથી આગળ વધ્યો છે. આ સમાચાર મોખડાજીએ આપને જણાવવા મને મોકલ્યો છે."

"ભલે આવે દિલ્હીનો સુલ્તાન! એનેય આપણે બતાવી દેશું કે સોરઠ નધણીઆતો નથી. આજ ચાહી ચલાવીને એ આપણે આંગણે આવીને ઊભો છે તો એનો ઘટતો સત્કાર કરવાને સોરઠનો એકેએક માણસ પણ તૈયાર જ રહેશે. કાસદ! તું જા! અને મોખડાજીને કહે કે સોરઠનો કોળી, વાળા, કાઠી, વાઘેલા અને ચાવડા એકેએક માણસ તૈયાર છે. તમે જાઓ અને એ ગોહિલ વીરને જણાવો કે દિલ્હીની સ્વચ્છંદ પાદશાહત સામે કેસરીયાં કરવાને સોરઠ માત્ર ચાર દિવસની મહેતલ માગે છે. ચાર દિવસ સુધી તમે એનો માર્ગ રોકો અને પછી ખેંગાર દિલ્હીની પાદશાહતના પાણી માપી લેશે."

શૌર્યભર્યો ખેંગાર ઊભો થઇ ગયો હતો. કાસદ રજા લઇ ચાલ્યો ગયો. ત્યારપછી તેણે પોતાના લડવૈયાઓને અને ફોજને એકત્ર કરી. સહુ જ્યારે આવી પહોંચ્યા ત્યારે એ રણઘેલો ચુડાસમો રા' બોલી ઉઠ્યો:

"ભાઇઓ! દિલ્હીનો સુલ્તાન સોરઠ ઉપર ફોજ ચલાવતો આવી પહોંચ્યો છે. આપણા પૂર્વજોએ પ્રાપ્ત કરેલી આ ભૂમિ ઉપર દિલ્હીની ગુંગળાવતી સત્તા સ્થાપવાના એના મનોરથ છે. આપણા મંદિરો ઉપર મિનારા ચણાવી ઇસ્લામની બાંગ એને પોકારવી છે. આપણી સ્વતંત્ર જાગીરો ઉપર ખંડણી વસુલ કરવાનાં સ્વપ્ન એ સેવે છે. સોરઠને ગામડે ગામડે પાળીયાઓ છે. ગામડાના પાધરે પાધરે સતીઓના સિંદૂરી થાપા છે. આપણા પૂર્વજોની સ્વાધીનતાના એ લોહી ઝરતાં પરંતુ અમર ચિન્હો છે એને ભૂંસી નાંખવા સુલ્તાન આજ સોરઠના પહાડી પ્રદેશમાં પેઠો છે. જેને પોતાનું ઘરબાર વ્હાલું હોય, જેને અમર મૃત્યુ કરતાં મરેલું જીવન પ્રિય હોય, જેને સ્મશાનની સળગતી ચિતા કરતાં જીવતી ગુલામીની હોળી પસંદ હોય અને જેને સ્વમાન કરતાં કુલવધૂઓની આબરૂની ઓછી કિંમત હોય એ સહુ હવે આંહીથી ચાલ્યા જાઓ. પોતાના દેશને માટે, પોતાના ધર્મ માટે, પોતાના ઈશ્વરને માટે, નામ અને નાક ખાતર મરવા રાજી હોય એ લડાઇ માટે તૈયાર થઈ જાય. એ લડાઇ ઉપર પૂર્વજોની આશીષ છે, સતીઓના સંતોષ છે, ઇશ્વરના સંદેશ છે. એમાં મૃત્યુ છે પરંતુ મૃત્યુ પછીની અમરતા છે. જેને આવવું હોય તે આવો, જવું હોય તો જાઓ. હું પોતે તો તેમાં ખપી જવાનો જ નિશ્ચય કરીને બેઠો છું."

"અને અમે, અને અમે–" નો પોકાર ચોમેરથી ઉઠી વળ્યો.

શૌર્યભર્યા હર્ષથી ખેંગાર બોલ્યો: "તો જાઓ! તૈયાર થઇને આવો. ભવાનજી જોષીને બોલાવી સારૂં ચોઘડીયું જોઇ આજ ને આજ ઉપડી જઇશું."

ક્ષણભરમાં જીર્ણદુર્ગમાં લડાયક તૈયારીઓ ગાજી ઉઠી. અધીરા હર્ષથી અને ઉતાવળી દોડધામથી ચુડાસમાઓ, ચાવડાઓ અને વાઘેલાઓ તૈયાર થઇ ગયા. દોડતા કાસદ ઢાંક અને સરધાર તરફ કાઠી અને વાઘેલાઓને પેગામ આપવા ઉપડી ગયા. જેઠવાઓ અને મેરને પણ સંદેશા પહોંચાડવામાં આવ્યા.

સ્વાશ્રયી રા' ખેંગારે ભવાનજી જોષી પાસેથી મુહૂર્ત લીધું. શુભ ચોઘડીએ જીર્ણદુર્ગ ઉર્ફે જુનાગઢના રા' ખેંગારની સોરઠી ફોજ ત્યાંથી કુચ કરી ઉપડી ગઇ. નાગરનારીઓએ મંગળ ગીતથી એને શુભ વિદાય આપી.



# પ્રકરણ ૩૨ મું.

## સુલ્તાન અને "પાદશાહ."

રોષભર્યો દિલ્હીનો સુલ્તાન અનેક અપમાનોનું વેર લેવા **સોરઠ** ઉપર વિનાશના વંટોળીયા સમો ચઢી આવ્યો હતો. ગામડાં બાળતો, રૈયતને રંજાડતો, લૂંટફાટ કરતો, સારો **સોરઠ** દેશ નિર્જન અને વેરાન બનાવવાનાં સ્વપ્નાં સેવતો તે વાલાકની ભૂમિના સીમાડા વાટે **સોરઠ**માં પેઠો હતો.

તેનો માર્ગ અટકાવવાને માત્ર **સોરઠ**ના સીમાડા ઉપર જ એક ટુકડી મળી. ટુકડી નાની હતી. સુલ્તાની ફોજનો મહાસાગર ઉલટતો હતો. ટુકડી કપાઈ ગઈ. કંઇક કેદ થયા, કંઇક મરી ગયા.

પછી તો એના માર્ગને અવરોધવાને કોઇ લશ્કર મળ્યું નહિ. **પીર**મને દબાવવા **સોમ**નાથનો કબજો મેળવી ત્યાં કાયમનું દરિયાઇ થાણું જમાવવાના ઇરાદાથી તે ઉપરકોટ તરફ આગળ વધ્યો. એક વાર દિલ્હી સામે બળવો પોકારનાર, પરદેશી મોગલોના નામચીન જાસુસ અમીર **જુ**ડીદા સાથે તેણે સંદેશા ચલાવ્યા હતા. બન્નેએ સાથે મળી ઉપરકોટ કબજે કરી તે પહાડી અભંગ કિલ્લાના આશ્રયે રહી **સોરઠ**ને સર કરવાની યોજના રચી હતી. સુલ્તાન **મહમદ તઘલખ** અમીર **જુ**ડીદા સાથે મુલાકાત કરવા અને ત્યારબાદ ઉપરકોટ અને **સોમ**નાથ જીતવા **સોરઠ**ના મધ્ય ભાગ તરફ આગળ વધતો હતો.

તેને કોઈ ફોજે રોકયો નહિ. પરંતુ સોરઠીઓની હિલચાલની તેને કાંઇ બાતમીયે મળી શકતી ન હતી. તેના મોટા લશ્કરની આસપાસ કોઈ અભેદ અને અગમ્ય ગઢ ચણી લેવાયો હોય એમ તેને લાગ્યું. સારાયે **સોરઠ** દેશ ઉપર અંધારપીછોડો પાથરી દેવાયો તેણે અનુભવ્યો.

પહાડી દેશ, જંગલી જમીન અને ઉભરાતી નદીઓ વચ્ચેથી તેનો માર્ગ જતો હતો. માર્ગમાં સામો કોઇ પણ દુસ્મન દેખાતો ન હતો, છતાં તેની ફોજ મહાપ્રયાસે કુચ કરી શકતી હતી. અનાજ લેવા જતા માણસો, **જુ**ડીદાને મોકલેલા કાસદો, વિખુટા પડી ગયેલા સિપાઇઓ, છૂટા થઇ ગયેલા ઘોડાઓનો કોઇ રીતે જરાયે

પત્તો મળતો ન હતો. ભેદભરી-ગયબી રીતે તે બધું ગુમ થતું હતું અને કોઇ વાર માત્ર તે બધાંના પ્રાણહીન શબો જ મળી આવતાં.

અમીર જુડીદાની બાતમી મળતી ન હતી. અનાજ મેળવવું મુશ્કેલ થઇ પડયું. પાણી મેળવવામાં જોખમ દેખાયાં. અસ્વસ્થ બનેલા સુલ્તાનની આંખમાં ક્રોધ ઘેરાયો.

આ બધા અત્યાચારો કોઇ ચોક્કસ દિશામાંથી જ થતા હોય એમ સુલ્તાનને ખાત્રી થઇ. કોણ કરતું હતું તે તે જાણી શકતો ન હતો. એણે ઇનામ જાહેર કર્યું કે "જે કોઈ આ અઘોર અને બળવાખોર અત્યાચારીની બાતમી આપશે અને પત્તો આપશે તેને મનપસંદ જાગીર ઇનામ આપવામાં આવશે."

આ ઇનામની લાલચે લલચાયેલો એક કોળી જેવો લાગતો સોરઠીયો એક દિવસ સુલ્તાનની ફોજમાં આવ્યો. તેણે કહ્યું: "તમારી ફોજ ઉપર છૂપા હુમલા કરનાર તો મોખડાજી ગોહિલ છે."

ક્રોધ અને અસ્વસ્થ આતુરતાથી સુલ્તાનનો ચહેરો ક્ષણભર ઉજ્જડ બની ગયો! "મોખડાજી ગોહિલ!" તેના ફિક્કા પડેલા હોઠમાંથી સુસવાટ કરતો અવાજ નિકળ્યો. જે માણસના નામથી તેની ઉંઘ ઉડી જતી, જેણે તેના ત્રણ ત્રણ કાફલાઓને તારાજ કર્યા હતા, જેણે દિલ્હીનો ખજાનો લૂંટી લીધો હતો, તે દરિયાઇ લડવૈયો અને ચાંચીયો જમીન માર્ગ ઉપર પણ તેની સામે થશે એ તો તેની કલ્પનામાંયે ન હતું. કોણ જાણે શામાટે તેણે ધાર્યું હતું, કે મોખડાજી પીરમમાં ચુપચૂપ બેસી રહેશે અને સુલ્તાનની વિશાળ ખુશ્કી ફોજ સાથે મેલાપ કરવાને તત્પર બનશે નહિ.

એની આંખ આગળ ખુદ પોતાની જ નજર તળે ખંભાતના બંદર ઉપર હુમલો કરનાર ચાંચીયો કાળભૈરવની સંહારમૂર્તિ સમો ઊભો થતો તેણે અનુભવ્યો. સોરઠ સર કરવો હોય તો આ ભયંકર માણસની ખબર પહેલાં લેવી જ જોઇએ એમ તેને લાગ્યું અને તેણે બાતમીદાર આગંતુકને પૂછયું:

"કયાં છે એ ચાંચીયો? સાથે કેટલાં માણસ છે?"

"સાથે માણસ તો પચીસથી ત્રીસ હશે, અને આ સામે જે ગામ દેખાય તેનું નામ ગોંડળ છે. એ ગામની આસપાસ તે ફરે છે. આજે રાત્રે ગોંડળી નદી ઉપર આવેલી ઝાડીમાં આવવાનો છે."

"એમ !" ભયંકર હાસ્ય કરતો સુલ્તાન બોલ્યો: "ચાલ તું અમારી સાથે ! તારી બાતમી ખરી હશે તો તને જાગીર મળશે. ખોટી હશે તો ફાંસી મળશે. સો માણુસો લઈને હું જ જાતે એ ચાંચીયાની મુલાકાત કરવા આવીશ અને હું એ ઉદ્ધત ચાંચીયાની હઠીલાઈ અને ખમીરને મારી જાતે માપી લઇશ."

શિકારીના લોહીતરસ્યા આનંદથી સુલ્તાન મહમદ તઘલખ સો ચુનંદા સવારો લઇને રાત્રિના અંધકારમાં નીકળ્યો. ઉતાવળે આગળ ચાલતા ભોમીયાની પાછળ આ ટુકડી સાવધ શાંતિથી આગળ અને આગળ વધી. થોડે દૂર એમ ને એમ ચાલ્યા હશે ત્યાં એક કુદરતી વિશાળ તળાવ આવ્યું. તળાવમાંથી એક નદી વહી જતી હતી. નદીના કાંઠા ઉપર એક નાનકડા ગામની આછી અને અસ્પષ્ટ છાયા આકાશમાં વધારે ગાઢ અંધારૂં પૂરતી હતી.

આંહી તે ભોમીયો ઊભો રહ્યો. તેણે કહ્યું: "આંહી ઘોડાં બાંધી દો. બધા પગે ચાલો. જોજો જરા પણ અવાજ ન થાય. આપણે તદ્દન નજીક જ આવી પ્હોંચ્યા છીએ."

આતુરતાથી સુલ્તાન ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. એના સાથીઓએ તેનું અનુકરણ કર્યું. બધા જરા પણ પગનો રવ ન થાય એવી રીતે અંધારામાં આગળ ચાલ્યા. એક પગદંડી ગીચ ઝાડીમાંથી ગામ તરફ જતી લાગતી હતી, તે વાટે તેઓ ગીચ ઝાડીમાં પેઠા. ચોમેર અંધકાર છવાઇ રહ્યો. દૂર એક તાપણું બળતું દેખાયું. ભોમીયાએ તે તરફ આંગળી નોંધી સુલ્તાનના સરવા બનેલા કાનમાં કહ્યું: "**મોખડાજી** !" સુલ્તાન લોહીતરસી ઉતાવળથી આગળ વધ્યો.

બળતા તાપણાની આસપાસ વીસથી પચીસ માણુસો બેઠા હતા, તે નવા આગંતુકોને જોઇ ઊભા થઇ ગયા. વિચિત્ર લાગે એવા હાસ્યથી ભોમિયાએ દિલ્હીના સુલ્તાન તરફ ફરીને શાંતિથી કહ્યું: "દિલ્હીના સુલ્તાન ! તમારે **મોખડાજી**ને પકડવો હતો. તે માટે તમે મને ઈનામ પણ આપવાનું વચન આપ્યું હતું. લાવો ઈનામ ! પકડો **મોખડાજી**ને. હું જ પોતે **મોખડાજી** ગોહિલ ! **પીરમનો પાદશાહ** એ હું પોતે !"

# પ્રકરણ ૩૩ મું.

## વેરની વસુલાત !

"**પીરમનો પાદશાહ** તે હું પોતે." ભોમીયાએ શાંતિથી કહ્યું. પોતાનો ગરીબીસૂચક પોશાક તેણે ફેંકી દીધો. હતો તેવો યુવાન ચાંચીયો પોતાના મૂળ પોશાકમાં સુલ્તાનની ભયચકિત દૃષ્ટિએ પડ્યો. ત્રાસ, આશ્ચર્ય અને ક્રોધથી સુલ્તાન ક્ષણભર દિંગ્મૂઢ બની ગયો. પછી તેણે ક્રોધભરી ત્રાડ નાંખી.

"એમ ! સિપાઇઓ પકડો આ ચાંચીયાઓને ! એના બધા સાથીતોને અત્યારે જ કાપી નાંખો !"

"તુમાખી સુલ્તાન !" **મોખડાજીએ** ઉત્તર આપ્યો: "જરા તારી પાછળ નજર કર! શું તને એટલી પણ ખબર નથી કે હું મારી જાતે તને મારા સ્થાનક ઉપર મારા બચાવની ગોઠવણ કર્યા વગર આંધળો બનીને એમ ને એમ લઇ આવું એટલો મૂર્ખ નથી? જરા તારી પાછળ એક વાર તો નજર કર !"

કંપતા સુલ્તાને પોતાની પાછળ નજર કરી. એના એકે એક માણસની આગળ અને પાછળ ચાર ચાર પાંચ પાંચ ચાંચીયાઓને ઊભેલા તેણે જોયા ! તેનું હૈયું ભારથી બેસી ગયું. ભયથી જડ બનેલા સુલ્તાન તરફ અર્થસૂચક હાસ્ય કરતો ચાંચીયાનો ગોહિલ સરદાર બોલ્યો: "સુલ્તાની સિપાઇઓ ! તમારી જાતને ઇજા કરવામાં નહિ આવે, પરંતુ તમે જરા પણ પ્રતિકાર કર્યો તો તમારામાંથી એકને પણ જીવતા જવા દેવામાં આવશે નહિ. તમારાં હથિયાર ભોંય ઉપર મૂકી દો."

મોતના ભયંકર છટકામાં સપડાયેલા સુલ્તાની લડવૈયાઓએ પોતાનાં હથિઆર ભોંય ઉપર ફેંકી દીધાં. "હવે આ સહુના હાથ પગ બાંધી લો." **મોખડાજીની** એ આજ્ઞા સાંભળી ચાંચીયાઓએ સોએ સો માણસોને ક્ષણવારમાં ચતુર્ભુજ કરી દીધા !

તગતગતી આંખોથી દિલ્હીનો સુલ્તાન આ "**પીરમના પાદશાહ**"ને જોઇ રહ્યો. એના મુખ ઉપર ક્યાંય પણ નરમાશ કે એક પણ કોમળ રેખા તેણે જોઇ નહિ. અપાર્થિવ અને ચેતનહીન બનેલો **મોખડાજીનો** ચહેરો સખત અને ભાવવિહોણો દેખાતો હતો.

"હવે આપણે વાતો કરીએ!" મોખડાજીએ કહ્યું: "સુલ્તાન! તમે નીચે બેસી જાઓ! ઊભા રહો, હું આપને માનપૂર્વક નીચે બેસાડું! આપનો ઉચિત સત્કાર તો કરવો જ ઘટે."

સ્તબ્ધ બનેલા સુલ્તાનનો હાથ તેણે પકડ્યો. એક ધરતીકંપ જેવા આંચકાથી સુલ્તાન જમીન ઉપર જોરથી અથડાયો. એની આંખો ત્રાસથી કંપી રહી.

"સુલ્તાન! દિલ્હીની ગાદીને અને મારે કુળજુનાં વેર છે. પણ એની વાત અત્યારે નથી. અત્યારે તો આપણે મારી અને તમારી વચ્ચેની જ વાત કરીએ. સુલ્તાન! સાંભળો છો કે મારે એક પુત્ર હતો."

ત્રસ્ત સુલ્તાન ઊભા રહી વાતો કરતા આ મોખડાજી સામું જોઇ રહ્યો.

"એ પુત્ર તમે જ્યારે સોરઠ ઉપર ચડી આવ્યા, ત્યારે તમારી સામો ટુકડી લઇને આવ્યો. ટુકડી તો કપાઇ ગઈ પણ મારો પુત્ર કેદ પકડાયો. જેમ અત્યારે તમે કેદ પકડાયા છો તેમ! સમજ્યા?

"એને કેદખાનામાં રાખવામાં આવ્યો. ત્યાં તેની ક્રૂર મશ્કરીઓ કરવામાં આવી." મોખડાજીએ અપાર્થિવ સ્વસ્થતાથી આગળ ચલાવ્યું: "અને જુઓને! સુલ્તાન! તમે પણ અત્યારે કાંઈ ગુલાબની પથારી ઉપર બેઠા નથી હો! 'આવ્યા હતા કોડે જશે માથે બોડે' એમ તમે તો આવ્યા હતા શિકાર કરવા અને થઈ પડ્યા શિકાર! રંગ રે દિલ્હીના ધણી! રંગ!"

નિષ્ફળ ક્રોધથી કંપતો સુલ્તાન ઊભો થઇ ગયો. "કરી લે! તારાથી થાય તે કર! પણ જખમ ઉપર મીઠું ભરવા જેવી તારી આ વાતો છોડી દે." તે બોખરે અવાજે બોલ્યો.

"નીચે બેસી જાઓ સુલ્તાન!" મોખડાજીએ કહ્યું અને ફરીથી એણે સુલ્તાનને આંચકો મારી ભોંય ભેગો કર્યો. મોખડાજીએ પોતાની વાત આગળ ચલાવી.

"પછી એક મુસલમાન સિપાઇએ મારા પુત્રને માર્યો. તેના વાળ વીખી નાંખ્યા, તેના કપડાં ફાડી નાંખ્યાં અને તેના ચહેરા ઉપર ઉઝરડા કર્યા. આમ! આમ!" ખૂનની ભયંકર તરસ તેની

આંખોમાંથી વરસી રહી. "આમ ! આમ" કહેતાં તે સુલ્તાન ઉપર ઉન્માદભર્યા આવેશથી તૂટી પડયો. તેના પહેલવાન રાક્ષસી હાથમાં લાચાર બનેલા સુલ્તાનને તેણે જોરથી મારવા માંડયો. એનાં કપડાંના ચીરેચીરા ઉડાડી નાંખ્યા. સુલ્તાનની દાઢી અને વાળને મુઠીએ મુઠીએ તેણે મૂળમાંથી ખેંચી નાંખ્યાં. સુલ્તાનના ચહેરા ઉપરથી લોહી નીતરવા લાગ્યું.

મોખડાજીના ભયંકર કાર્ય કરતાં પણ તેની રાક્ષસી મુખરેખાઓના દર્શન માત્રના ત્રાસની પરિસીમાએ કંપી ઉઠતો સુલ્તાન બોલી ઉઠયો: "અલ્લાહ ! સેતાન !"

"પછી" સુલ્તાનના બોલવા તરફ લક્ષ આપ્યા સિવાય મોખડાજી બોલ્યો: "પછી એક સૈનિકને દયા આવી અને તેણે મારા પુત્રના જખમ ધોયા, દવા લગાવી અને સુલ્તાન! મને પણ જેટલું વૈદકનું જ્ઞાન છે એ તમારી સેવામાં હાજર છે. તમને લોહી ઘણું વહે છે. ઊભા રહો! હું તમારા આ લોહીઝરતા જખમ ધોઇ નાંખું."

ભયાનક દર્શનના ત્રાસથી કંપી ઉઠતો સુલ્તાન પોતાની આંખ આડા બે હાથ રાખી બોલી ઉઠયો: "ચાંચીયા ! મારે જખમ નથી ધોવા ! મારે તારી દયા નથી જોઇતી."

મોખડાજી સહેજ હસ્યો. "તો તમારી મરજી ! હું તો તમારી સેવામાં હાજર છું. ત્યારપછી મારો પુત્ર ત્યાંથી નાસી છૂટયો. પણ તેની પછવાડે તમારા સવારો પડયા અને તેને પકડયો. પકડીને મજબુત બાંધ્યો, આમ !"

મોખડાજીના ચહેરાએ અત્યારે ભયંકરતા ધારણ કરી હતી. તેનો અવાજ શાંત હતો પરંતુ વેરની ભયાનક આગ તેમાં સળગતી હતી. તેણે એક મજબુત દોરડું લીધું. એક લાતથી સુલ્તાનને જમીન ઉપર લંબાવી દીધો. પૂરા જોરથી, રાક્ષસી આનંદથી તેણે સુલ્તાનને એનું અંગેઅંગ વેદનાથી સળગી ઉઠે એવી રીતે બાંધ્યો. અત્યારે તે જીવતા બ્રહ્મરાક્ષસ સમો બની ગયો લાગતો હતો. તેના સાથીઓ પણ તેની સાદ્યંત રાક્ષસી અપાર્થિવતા જોઇ થરથરી ઉઠયા.

"પછી તમારો એક અમલદાર આવ્યો. હું આંહી ઊભો છું એમજ તે ઊભો. તમે અત્યારે પડયા છો તેમ મારો પુત્ર બંધાયેલો પડયો હતો. મારા પુત્રને જોતાં જ તેને ફાંસીની સજા તે અમલદારે

ફરમાવી." મોખડાજીએ પોતાના સાથી તરફ ફરીને આજ્ઞા કરી. "આ ઝડ મજબુત છે. તેના ઉપર તમે પણ ફાંસો નાંખો!"

ચાર માણસોએ ઝાડની ઝુકતી ડાળી ઉપર ફાંસો નાંખ્યો. ફાંસીનો ગાળો તરફડતા અને લોહીના વહેવાથી આંધળા બનેલા સુલ્તાનના ગળામાં નાંખવામાં આવ્યો અને મોખડાજીએ ગર્જના કરી : "લગાવો ફાંસી, જરાય ઢીલ ન કરો! અત્યારે જ લટકાવી દો!" ભીષણ ભવિતવ્યતાના ત્રાસથી ધ્રૂજી ઉઠેલા સુલ્તાનને મોખડાજીએ કહ્યું : "આ જ શબ્દોમાં તમારા એ અમલદારે પણ મારા પુત્રને ફાંસીએ લટકાવવાની આજ્ઞા કરી હતી."

સુલ્તાનના બંધ છોડી નાંખવામાં આવ્યા. ચાર માણસોએ તેને ટટ્ટાર પકડી રાખ્યો, અને એની બાદશાહી ગર્દનની આસપાસ ફાંસીનો ગાળો સખત થયો.

"માત્ર બે ઘડી છે. સુલ્તાન! તારા એ અમલદારે મારા પુત્રને જેટલો સમય આપ્યો હતો તેટલો સમય મારે પણ તને આપવો જોઇએ. તારા ખુદાને યાદ કરી લે!"

સુલ્તાને મોખડાજીના ભયંકર અને રાક્ષસી બનેલા ચહેરા ઉપર વ્યાપેલી ક્રૂર ભાસતી સખતાઇ જોઈ. એનામાં જરાય દયા કે નરમાશ ઉપજે એમ એને લાગ્યું નહિ. એક ઘડી સુલ્તાનની ધડકતી છાતીના ધબકારા ગણી શકાય એવી સ્તબ્ધ શાંતિ વ્યાપી રહી.

"સજા ફરમાવ્યા પછી એક ઘડી ગઇ હશે." મોખડાજીનો અવાજ એકાએક નરમ અને ગળગળો બની ગયો. એના ચહેરા ઉપર કોઇ અપૂર્વ ભાવ પ્રગટ્યો. "ત્યાં ભાઇઓ અને પુત્રોવાળો તમારો કોઇ સેનાપતિ ચડી આવ્યો. મારા પુત્રની બાળવય જોઇ કે ગમે તે કોઈ કારણથી એના અંતરમાં એ સમયે પ્રભુ વસ્યા. તેણે ફાંસીની સજા માફ કરી. ફાંસીનો ગાળો પોતાને જ હાથે તેના ગળામાંથી કાઢી નાંખ્યો. મારા પુત્રને તેણે ત્યાં જ મુક્ત કર્યો."

અને મોખડાજીએ સુલ્તાન મહમદના ગળામાંથી ફાંસીનો ગાળો કાઢી નાંખ્યો. શાંત અવાજે મોખડાજી બોલ્યો: "સુલ્તાન! હું પણ તમને મુક્ત કરૂં છું. જે ભલા મુસ્લીમ સેનાપતિએ મારા કુળ ઉપર ઉપકાર કર્યો છે તેનાં ઋણ આજે થોડાં ઘણાં ઉતારી નાંખું છું. દિલ્હીના સુલ્તાનને મારા પંજામાં પકડી નિરાધાર બનાવી આજ

તેને જીવતો છોડી દઇ મારા વેરની વસુલાત લઉં છું. સુલ્તાન ! તમે હવે મુક્ત છો. જીવતા હોઇશું તો ફરીથી મળીશું !"

આશ્ચર્યથી સુલ્તાન ક્ષણભર જડ બની ગયો. ચાંચીયાઓને તેણે અંધકારમાં ઓગળી જતા જોયા અને ઘડી વારમાં એ જંગલ ઉજ્જડ બની ગયું. ત્રાસ, આશ્ચર્ય, ભય અને એવા જ ચિત્ર વિચિત્ર ભાવોથી ઉશ્કેરાએલો સુલ્તાન અર્ધભ્રમિત જેવો બની ગયો. એના મગજના તારેતારમાં જડતા વસી ગઈ. બેભાન જેવો બની એ ભોંય પર પછડાઇ પડ્યો.

અનનુભૂત ભાવોથી ઉશ્કેરાયેલા એવા મગજમાં લોહી ગાજતું હતું. એના ગળાની આસપાસ બેઠેલો ગાળો હજીએ તેના શ્વાસ અને પ્રાણને રૂંધતો તેને લાગ્યો. એના શરીરના લોહીનો છાંટેછાંટો ઠંડો પડી જતો હોય એમ એને લાગ્યું. કપાળે શીત વળતાં હોય, એવી એને ભ્રમણા થઇ. શરીરને બાળી નાંખે એવો તાવ તેના શરીરમાં ભરાયો. મગજનો તારેતાર ખેંચાઇને તૂટતો હોય એમ એને લાગ્યું. એના બહેરા મગજ ઉપર સખત હાથ મૂકી તે જડ જેવો કેટલીય વાર ઊભો રહ્યો. એનો ચ્હેરો ફૂલતો લાલ બનતો ગયો. આખરે એણે ભયાનક હાસ્ય કર્યું. સુલ્તાન મહમદના રોમે રોમમાં ઉન્માદ વ્યાપી રહ્યો, એની આંખમાંથી નીતરવા લાગ્યો. એવી જ દશામાં ગાંડા બની ગયેલા સુલ્તાનને તેના સીપાઇઓ છાવણીમાં લઇ ગયા.

---

# પ્રકરણ ૩૪ મું.

## કમનસીબ સુલ્તાન !

વળતા દિવસની પ્રભાતે મુસલમાની ફોજમાં વિજળી પડે એમ કાળો કેર ફરી વળ્યો. ચોકીએ ચોકીએ, તંબુએ તંબુમાં, જ્યાં જ્યાં બે ચાર સિપાઇ એકઠા થાય ત્યાં ત્યાં ભયભીત આશ્ચર્યભર્યા અવાજથી એકની એક જ વાત વારંવાર કહેવાતી હતી. એની અનેક પુનરાવૃત્તિ થયા છતાં ભયંકરતા ઓછી થતી ન હતી. જેમ જેમ દિવસ ચડતો હતો તેમ તેમ એ વાત ભયંકર અને વધારે ભયંકર સ્વરૂપ લેતી ત્રાસનો સન્નાટો છાઇ દેતી હતી.

સુલ્તાન મહમદ મોતને બિછાને સૂતો હતો! એ સમાચાર ભયંકર હતા, છતાં વધારે ભયંકર તો એ બાબત હતી કે સુલ્તાન મહમદ ગાંડો બની ગયો હતો! મોતની પ્રેતકળાથી ઘેરાતા એના ચહેરામાંથી તગતગતી એની સ્થિર આંખોમાંથી ઉન્માદ, નર્યો નીતર્યો ઉન્માદ વરસતો હતો. એનાં વસ્ત્રો એણે ફાડી નાંખ્યાં હતાં. ચહેરામાંથી લોહી રેલાતું હતું. મોતથી ઘેરાતા એ કમનસીબ સુલ્તાનની પાસે જવાની પણ હિંમત કોઇ ન કરી શકે એવું ભયંકર, કારમું, જોરાવર ગાંડપણ એના અંગે અંગમાંથી કુદતું. નાચતું, એના મુખ વાટે ભયંકર ગર્જના કરતું હતું.

હવે શું કરવું? સુલ્તાનની ફોજના અમલદારો તો એ વિચારમાં પડ્યા! દિલ્હીના આ કમનસીબ સુલ્તાનની ઉન્મત્ત દુર્દશાએ આખીયે ફોજના જીવનને કાચા સુતરના તાર ઉપર લટકતું છોડી દીધું હતું. અમલદારોનો દિવાન ભરાયો. દિલ્હીની ગાદીનું શું? સોરઠના દિગ્વિજયના મનોરથોનું શું? હતભાગી સુલ્તાન! હતભાગી ફોજ!

એકાએક એ દિવાનની વચમાં એક ભયંકર આકૃતિ આવી. પૃથ્વીનું પેટ ફાટે અને પાતાળનાં નરકદર્શન થાય, માનવી જેમ ચોંકે, ધરતીકંપથી જગત ઉપર દોઝખ ઉતરે અને મનુષ્ય જેમ જડ બની જાય એમ એ ભયાનક આકૃતિને જોઇ આખોએ દિવાન ક્ષણભર જડ અને નિષ્પ્રાણ બની ગયો. જેનું અંગેઅંગ નીતર્યો કાચ જેવા પારદર્શક ગાંડપણથી ઉછળતું હતું, એવો સુલ્તાન મહમદ મોતની ઘેરાતી છાંય સાથે દિવાનની વચમાં આવી ઉભો.

એ ઉભો! કોઇ અપાર, કોઈ અસહ્ય વેદનાની પરાકાષ્ટાથી ભવસાગરમાં માર્ગભૂલેલો એકલસોયો અભાગી આત્મા ચીસ નાંખતો હોય એમ એણે એક કારમી ચીસ નાંખી! એ ચીસમાં મૃત્યુની વેદના, ઉન્માદનો આર્તનાદ, ત્રાસની પરાકાષ્ટા અને ભયંકર ઘેલછાના પડઘા ગાજતા હતા. એ ચીસ સાંભળનારામાંથી કોઈ પણ માનવી મરતાંસુધી એ ચીસને ભૂલી શક્યું નહિ, કેમકે ઉંઘમાંથી જાગતાં સ્મરણ માત્રથી જ કપાળે મોતના શીત વળી ઉઠે એવી કરૂણ ભયાનકતા એમાં ધ્રૂજી ઉઠતી હતી.

“મારે છે! મારે છે! ફાંસો નાંખે છે!” એનો અવાજ

ફાટતો ગાજ્યો: "મારે છે ! મારો ! સિપાઇઓ, પકડો એને ! જગતનો એ જીવતો સેતાન છે !"

બે અમલદારો એની પાસે આવ્યા. એકે માનપૂર્વક એનો બાદશાહી હાથ પકડ્યો. ભયથી સુલ્તાન એ પગલાં હટી ભોંય ઉપર બેસી ગયો. "મારે છે ! મારે છે ! મને ફાંસી દે છે ! અરે કોઈ બચાવો ! ખુદા ! ખુદા ! ઊભા રહો ! ઘડી ઊભા રહો ! મારા ખુદાને એક વાર યાદ કરવા દો !"

સ્તબ્ધ બનેલા દિવાનમાં સુલ્તાન ગોઠણભર બેઠો. એના હોઠ અસ્પષ્ટ ફડફડવા લાગ્યા. થોડી વારે તે ઊભો થયો. "મોખડાજી ! હવે હું તૈયાર છું. હવે દિલ્હીનો સુલ્તાન ફાંસીએ ચડે છે." એણે પોતાનું પહેરણ ફાડી નાંખ્યું. એના ચીરેચીરા કરી ગાળો બનાવી પોતાના ગળામાં નાંખ્યો. બન્ને હાથે ગાળો ખેંચતો સુલ્તાન ભય અને કરૂણાભરી એક ચીસ પાડી ઉઠ્યો: "ફાંસી ! મને ફાંસી દે છે !"

પાસે ઊભેલા અલમદારોએ એના બાદશાહી હાથોને પકડી લીધા. "મારે છે ! બચાવો ! બચાવો ! રે કોઈ બચાવો." સુલ્તાનનો કંપતો ઉન્મત્ત અવાજ ગર્જી ઉઠ્યો.

"બિરાદરો !" એક અમલદાર કે જે સુલ્તાની ફોજનો એક સિપેહસાલાર હતો તે ધીમે બોલ્યો: "જેને ખુદા મારવા ધારે છે એને માનવી બચાવી શકતો નથી. કોઇ રીયાસતની પાદશાહત પણ બચાવી શકતી નથી. હતભાગી સુલ્તાનની દશા તમે જુઓ છો. એ બાબત મારે કાંઇ કહેવાનું નથી. આ તંબુમાંથી મહેરબાનીની રાહે બધા ચાલ્યા જાઓ ! હકીમને મોકલો અને ખુદા ઉપર યકીન રાખો."

દિવાન તરત ખાલી થયો. થોડી વારમાં હકીમ આવ્યો. એ હકીમ અને ચાર પહેરેગીરોનો ખડો પહેરો રાખી એકનિષ્ઠાભરી ચિન્તાના ભારથી રૂંધાતો દબાતો સિપેહસાલાર ત્યાંથી ધીમેથી ચાલ્યો ગયો.

બિચારો એ સરદાર ! એ જ વખતે એક માણસ ત્યાં આવ્યો. એ માણસને તે સરદાર ઓળખતો હતો. પોતાના સુલ્તાનને પહેલેથી વફાદાર હોવાથી આગંતુકને એ અંતઃકરણમાં તિરસ્કારતો હતો: "કોણ અમીર જાુડીદા ! કેમ ?"

"સોરઠીયા આવી પહોંચ્યા ! ઉપરકોટનો રા' ખેંગાર મોટી ફોજ લઈ આવી પહોંચ્યો છે. દેખાયો નથી એટલી વાર છે."

જ્યાં એક મનુષ્યના મસ્તકધૂનન ઉપર સામ્રાજ્યોના ભાવિ ઘડાવાની પ્રથા હોય ત્યાં એ સરદાર એકલો શું કરે ? સુલ્તાનની દુર્દશાથી ફોજ નિરાશ બની ગઇ હતી. એક પણ પરાજય પામ્યા પહેલાં સેંકડો પરાજયોનો નિરાશાભર્યો મરણબોજ ફોજના શ્વાસ, શૌર્ય અને પ્રાણને રૂંધતો હતો. છતાં તેણે લડાઇની તૈયારી કરી.

એની એ તૈયારી પૂરી થાય તે પહેલાં ખેંગારની સોરઠી ફોજ તેના ઉપર કિકિયારી કરતી પડી. ઘેટાંના ટોળાં સમી પાંગળી અને આવેશહીન બનેલી ફોજને ઘેરતો, પોતાનો લોહીઝરતો માર્ગ કરતો, ચોમેરથી ગાડરનાં ટોળાંને વાડામાં એકઠા કરતો હોય એમ ખેંગાર સુલ્તાની ફોજને ગોંડળના ગામડામાં ધક્કેલી ગયો અને ઉન્મત્ત બનેલી સોરઠી ફોજે છેવટ ગોંડળ ઉપર પણ જોસભર્યો હલ્લો કર્યો.

અમલદારોનો દિવાન ફરીથી એકત્ર કરવામાં આવ્યો. સરદારે ગમે તે ઉપાયે, ગમે તેવું પ્રસંગોચિત નમતું આપી, ગાંડા અને મોતની શય્યા ઉપર સૂતેલા સુલ્તાનને ત્યાંથી ગમે તેમ સલામત લઇ જવાની આવશ્યકતા જણાવી. એક મતે ખેંગાર સાથે સલાહ કરવાનું સહુએ સૂચવ્યું.

ખેંગારને પણ વધારે જોઇતું ન હતું. એનો કુળવેરી જુડીદા તો પહેલા હુમલામાં જ ખપી ગયો હતો. એના રઝળતા શબને તેણે જોયું અને પારખ્યું હતું. સુલ્તાન સોરઠ ઉપરથી સર્વ પ્રકારનો દાવો ઉઠાવી લે અને ભવિષ્યમાં ચડાઇ નહિ કરવાનું વચન આપે તો માત્ર ધારણ કરેલા શસ્ત્રાસ્ત્ર અને દરેક માણસ પોતપોતાને ખભે ઉઠાવી શકે એટલો સરંજામ લઇને ફોજને ગોંડળમાંથી તે સોરઠના દિલ્હી તરફના સીમાડા સુધી પોતાના તરફથી સલામત જવા દેવાનું ખેંગારે સોરઠના સર્વ રાજાઓ, નાયકો અને લડવૈયાઓ વતી સ્વીકાર્યું.

સુલ્તાની સરદારે તે શરતો સ્વીકારી. પરસ્પર શિષ્ટાચારની મુલાકાત થઇ, અને દિવસના નમતા પહોરમાં સુલ્તાની ફોજ સોરઠના સીમાડા તરફ વિદાય થઇ ગઇ.

પરચક્રની આફતમાંથી બચેલા અને વિજયોન્મત્ત સોરઠે ઉત્સવ કર્યો. એની સ્વાધીનતા અમર રાખી હતી-એના શૌર્યે, એની અણનમતાએ અને એના ત્યાગભર્યા ઉત્સાહે.



# પ્રકરણ ૩૫ મું.

## હેરોલ અને ચાવડાઓનો કલહ.

સુલ્તાન જુમાખાન ઉર્ફે મહમદ તઘલખ પરાજય પામ્યાનું કલંક વ્હોરીને સીંધના સીમાડામાં ઉતરી ગયેલો ગયા પ્રકરણમાં આપણે જોયો. જે યુગમાં આ પ્રસંગ બન્યો તે યુગ ઇતિહાસના આરંભકાળનો યુગ હતો. દંતકથાઓ, ભાટચારણોનાં કવિતો, ચોપડાઓ, શિલાલેખો અને સિક્કાઓ ઉપરથી ઓછામાં ઓછી વિરોધાભાસી કલ્પનાઓનો—વાર્તાઓનો યુગ એ સમયે આથમતો હતો અને સોરઠના મધ્યકાલીન ઇતિહાસનો આરંભ થતો હતો. આ કાળમાં સોરઠમાં નવસર્જન થતું હતું. જેમ ઇતિહાસ રચાતો હતો તેમ સોરઠી પ્રજા પણ રચાતી હતી. વિશ્વવિહારી જગન્નાયક એ સમસ્ત પ્રદેશને એક મોટા કુંડમાં નાંખી નવનીત ઉત્પન્ન કરતો હોય એમ સમસ્ત દેશનો ખૂણેખૂણો અત્યારે વલોવાતો હતો.

આ જ કાળમાં કાઠીઓ આવ્યા, આ જ કાળમાં ગોહેલો આવ્યા અને આ જ કાળમાં એક વાર સમુદ્રનું સામ્રાજ્ય સ્થાપનાર, ગુજરાતમાં એક ચક્રે મહારાજ્ય સ્થાપનાર ચાવડા જાતિનો અંતીમ નાશ થઈ એક નવી જ જાતિનું સર્જન થયું. આ જ કાળમાં મારવાડથી રાઠોડો આવ્યા.

ઓખામંડળને કિનારે આરંભડા નામનું નાનું ગામ છે. એ ગામ અત્યારે નાનું છે. અત્યારે એની કોઇ પ્રકારની મહત્તા પણ નથી. એક વાર એ ગામના નામ માત્રથી દૂર દૂરના દરિયાકાંઠાના વાસીઓ ભયથી કંપી ઉઠતા હતા. એના નામના ભયોત્પાદક પડઘા મસ્કત, મોખા, સિદ્ધપુરી ( પોર્ટ એલેકઝાંડ્રીયા ) જાવા અને જંગબારનાં બંદરોમાં પડતા હતા. સોમનાથ પાટણ અને પંચાસરના યુદ્ધોમાંથી બચેલી મહાપ્રતાપી, સમુદ્ર સાહસિક ચાવડા જાતિની એ ગામમાં ચાંચીઆઇ રાજધાની હતી.

ઘોઘાથી થોડે દૂર આવેલા વસઈના ટાપુમાં તે સમયે હેરોલ નામની રજપૂત જાતિનાં ધામ હતાં અને ત્યાં જ કેટલાંક અસંતુષ્ટ ચાવડાઓએ પોતાના જાતિદ્રોહના ભયંકર પાપનાં પગરણ માંડયાં

હતાં. પરિણામે વસઈ અને આરંભડાનાં વેર ચિરંજીવી બન્યાં અને ભાટનાં કવિતોમાં ખૂબ જ ગવાયાં.

એવામાં મારવાડથી દેશપાર થયેલા બે રાઠોડ રજપૂતો નામે વેરાવળજી અને વેજલજી અજાણામાં આવીને રહ્યા અને ત્યાંથી પોતાના જોરાવર રસાલા સાથે ઓખામાં આવીને વસ્યા હતા. વસઇના હેરોલ રજપૂતોએ આ રાઠોડોના કલંકિત સાથ શોધ્યા. બધું નક્કી થઇ ગયું, અને દ્વારકાના ચાવડાઓ ઉપર વિનાશના કાળભૈરવ સમાં વાદળો ઘેરાયાં.

આપણી વાર્તામાં આટલા પ્રસ્તાવની પ્રાસંગિકતા છે. એ પ્રસ્તાવ વાર્તાનો ક્રમ જાળવવા માટે આવશ્યક પણ છે, કારણકે મોખડાજી ગોહિલની જીવનકથા એટલે સોરઠના નવસર્જનનો આદિ-કાળ; રાજાઓના રાજત્વનો વિકાસકાળ.

આગળ એક વાર કહેવાયું છે તેમ જાતિઓ પોતાની લૂટારૂ લડાયક ટેવોને સાપની કાંચળી માફક ઉતારી શુદ્ધ ક્ષત્રિયત્વને અપ-નાવતી હતી. સોરઠી જાતિઓ આ કાળમાંથી રાજત્વના આદર્શને સ્વીકારી રાજસંસ્થામાં પરિણમતી હતી. પરિણામે સોરઠ જાતિઓનો પ્રદેશ મટી રાજ્યોના સમૂહનું સ્વરૂપ પ્રાપ્ત કરી શક્યો.

સુલ્તાન જુમાખાનના પરાજયની વાત આપણે ગયા પ્રકરણમાં જાણી. ગોંડળના રણમેદાનમાં સોરઠનો રણઘેલો સેનાપતિ રા' ખેંગાર અને મોખડાજી અત્યારે છાવણી નાંખી પડયા હતા.

લડાઇની વળતી રાત્રે જ્યારે સોરઠી સૈન્યના વિજયના વર્તમાન વાયુવેગી પાણીપંથી ઘોડા ઉપરથી ઉડતા ચોમેર હવામાં આનંદના પડઘા પાડતા હતા ત્યારે ખેંગાર અને મોખડાજી બન્ને અંદર અંદર વાતો કરતા હતા.

" તમારી વાત સાચી છે, એમ તો હુંય માનું છું. દિલ્હીનો સુલ્તાન સોરઠ ઉપર બીજી ચડાઇ નહિ કરે જ એમ તો કેમ કહી શકાય ? પરંતુ પડયા તેવા દેવાશે. આજસુધી તો આપણો હાથ ઉંચે જ રહ્યો છે. ભવિષ્યમાં પણ તેમ કેમ નહિ બને ? " ખેંગારે કહ્યું.

" પરંતુ પડયા લેવા દેવાશેની વાત મારે ગળે તો ઉતરતી નથી. મારો મત એવો છે કે આપણે સોરઠ દેશ ઉપર વ્યવસ્થિત રાજતંત્ર સ્થાપી આખા પ્રદેશ ઉપર એક જ હકુમત સ્થાપવી. "

"અરે, એ તમારી વાત તો બહુ જ અઘરી પડે. **શં**ખોદ્ધારનો દુદનશી વાઢેલ, **મી**આણીનો **પ્ર**ભાત ચાવડો, ધુમલીનો **ભાણુ** જેઠવો, અને **દ્વા**રકાના ચાવડા એ કાંઇ માને નહિ. વળી **ઢાં**કના કાઠીનાં પરાક્રમો પણ તમે ક્યાં નજરે જોયાં નથી ?"

"પણ આપણે સહુને બોલાવીયે ને કરીયે ભેગા. વાતો તો કરીએ. પછી જે થાય તે ખરૂં."

"એ ઠીક છે, પણ મને નથી લાગતું કે આપણી વાત રહે. એ તો આપણે જોર કરીને જ બીજાને દબાવીયે તો જ ફાવીએ."

"ના ! ના ! જોર કરવાનો હમણાં અવસર નથી. ઉલટી આપણી એકતા થઈ છે એય તૂટી જાય."

સોરઠી ચક્રવર્ત્તી રાજ્યનું આ સ્વપ્ન હજી તો ચર્ચાતું જ હતું ત્યાં બ્હારથી વરધી મંગાવી એક માણસ અંદર આવ્યો અને **મો**ખડાજી ગોહિલ તરફ ફરીને બોલ્યો:

"ગોહિલ રાજ ! આપને મારે એક સંદેશો આપવાનો છે."

"તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? કોનો સંદેશો છે ?" **મો**ખડાજીએ જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

"જી ! હું આવું છું **દ્વા**રકાથી. કનક ચાવડાનો સંદેશવાહક છું. એમણે આપની સહાય માગી છે."

"મારી સહાય ચાવડો માગે છે ? કોના સામે ? શા માટે ?"

"વસઇના હેરોલ રજપુત સાથે એમને કુળજૂનાં વેર છે. હેરોલ લોકોએ **મા**રવાડથી આવેલા બે રાઠોડ ભાઇઓ **વે**જલજીને **વે**રાવળજીનો સાથ શોધીને એમના ઉપર હલ્લો કરવાની પેરવી કરી છે, એટલે આપની સહાય ઇચ્છે છે."

**મો**ખડાજી ક્ષણભર ઉંડા વિચારમાં પડી ગયો. પોતાના વડવાઓ મૂળ **મા**રવાડના અને આ જ રાઠોડના વડવાઓએ એમને પ્રપંચથી હદપાર કરાવેલા. કનક ચાવડો એનો મિત્ર હતો. એમણે સાથે રહીને અનેક ચાંચીયાગીરીના ખેલો ખેલેલા, અનેક પરાક્રમો પાર ઉતારેલાં. એણે સંદેશવાહકને કહ્યું: "ભલે ! તું જઇને ચાવડાને કહે કે હું જ જાતે ત્યાં આવું છું અને ચાવડાની પડખે જ છું."

સંદેશવાહકના ગયા પછી મોખડાજી પણ ઉઠયો: "લ્યો રા' રામરામ! હું તો જઇશ દ્વારકા. પછી પાછો મળીશ, ત્યારે આપણે વાત કરીશું."

એ જ સાંજના સો મજબૂત કોળીઓને લઇ મોખડાજી ઘુમલીને માર્ગે જુનાગઢ તરફ વિદાય થઇ ગયો.

---

## પ્રકરણ ૩૬ મું.

---

### કાળની ભયંકર નોબત.

એક દિવસની રળીયામણી ઉષા આકાશમાં મોતીના રંગભર્યા સાથીયાઓ ગોઠવી રમતી સમસ્ત જગતને પોતાના સ્મિતથી આરામમાંથી ઉઠાડતી હતી, તે સમયે દૂર દૂર ક્ષિતિજ ઉપર ઘુમલીનો કિલ્લો પોતાનો જડ દેહ બતાવવા લાગ્યો.

મોખડાજી ગોહિલે બરડાના જેઠવાઓ અને તેના મજબૂત ઘુમલીના અભેદ્ય કિલ્લા વિષે તો ઘણુંયે સાંભળ્યું હતું.

પોતાને હનુમાનની ઓલાદના ઓળખાવી ખરેખર પુંછડાં પણ હોવાનો દાવો રાખનારા સાહસિક અને તોફાની ગણાતા ભાણ જેઠવાને તેણે નજરેનજર જોઇ માપી લેવાની આકાંક્ષા કરી.

મોખડાજી ભાણ જેઠવાને તો ઓળખતો ન હતો, પરંતુ ભાણ જેઠવાની એનના પુત્ર રખાયતને સારી રીતે જાણતો. રખાયત અને મોખડાજી મિત્રો જેવા નિકટના પરિચિત હતા અને રખાયત ઘુમલીમાં રહેતો હતો એ વાત તે જાણતો હતો, પણ તેને જોવાની તેના હૃદયમાં સહેજ ભાવના થઈ. ઉતાવળો એ આગળ વધ્યો અને ચડતે પહોરે ઘુમલીના કિલ્લામાં દાખલ થયો.

કિલ્લામાં પ્રવેશ કરતાં જ તેને સમાચાર મળ્યા કે રખાયત તો ઘુમલીનાં ઢોર કોઈ લુંટારા વાળી ગયા છે તેની પછવાડે વહારે ચડી ગયો છે. હવે આ અજાણ્યા ગામમાં કયાં વસવું એનો નિર્ણય એને થોડી વાર તો ઘણો જ મુસ્કેલ થઇ પડયો. આખરે બ્રાહ્મણવાડામાં રાત ગાળી વળતે પહોર વિદાય થઈ જવાની ધારણા બાંધીને તે

બ્રાહ્મણવાડા તરફ ચાલ્યો. એના એ નિર્ણયના પાયા ઉપર સોરઠના ઇતિહાસની એક અજોડ ભવ્યતા રચાઇ. સોરઠના રચાતા ઇતિહાસનો ત્યાં આરંભ થયો.

ગંગારામ નામના એક વૃદ્ધ બ્રાહ્મણને ઘેર તેઓએ ઉતારો કર્યો. ભોજન કર્યું. દિવસ વહી ગયો. વાળુ કર્યું. ગંગારામ અને મોખડાજી વાતોએ વળગ્યા.

વાતનો વિષય ઘણો જ રસિક અને પ્રાસંગિક હતો. ભાણ જેઠવાના અણિશુદ્ધ રજપુત ભાણેજ રખાઇતે એક કંસારાની પુત્રી સોન સાથે ગઈ કાલે જ લગ્ન કર્યું હતું. લગ્નવિધિ પૂરી થઇ–ન થઈ ત્યાં તો બહારથી બૂમ ઉઠી કે ઘુમલીના ઢોર લૂંટારા હાંકી જાય છે! મીંઢળબંધી હર્ષઘેલી નવપરિણીતા પત્નીનો હાથ તરછોડી રજપુત બચ્ચો ઢોર વાળવા ચડી ગયો હતો. હજીસુધી તે પાછો ફર્યો ન હતો.

આ આટલી મુદ્દાની વાતમાં વૃદ્ધે સ્વાનુભવના અવનવા રંગો પણ પૂરવા માંડયા હતા, કારણકે લગ્નવિધિ એમને જ હસ્તે થઇ હતી. ગોર એઓ જ હતા. મંગળફેરા અને સપ્તપદી એમણે જ કરાવ્યાં હતાં અને મળેલી દક્ષિણાથી એમને તો ઘણો જ સંતોષ થયો હતો.

આ ખુશાલીની વાત હતી અને ગંગારામ પણ ખુશમિજાજથી જ એ વાત કહેતા હતા. ત્યાં કોઈએ ડેલીનું કમાડ ખૂબ જોરથી ખડખડાવ્યું. સાથે જ કોઈએ બૂમ મારી :

"ગંગારામ કાકા! ગંગારામ કાકા!"

"કોણ હશે વળી અત્યારે? શું કામ હશે?" કરતા વૃદ્ધ વિપ્ર ધીમે ધીમે ઉઠ્યા. ડેલીનું બારણું ઉઘાડ્યું. બહાર એક યુવાન સ્ત્રી ઊભી હતી.

"કોણ છે બાઇ તું? તારે મારૂં કામ શું છે, આટલી રાત્રે બેન?" ડોસાએ મીઠાશથી પ્રશ્ન કર્યો.

"મારૂં નામ સોન! તમે મારી લગ્નવિધિ ગઇ કાલે કરી હતી."

"કોણ તું સોન કંસારી! આ પેલા રખાઇત સાથે પરણી હતી તે! મને યાદ આવ્યું–મેં જ તને પરણાવી હતી! દીકરી! અત્યારે કેમ રડતી આવી?"

" કાકા ! મારૂં નસીબ ફૂટી ગયું. ધણી ધીંગાણામાં કપાયો ! મારે સતી થવું છે પણ ભાણ જેઠવો ના પાડે છે."

" એમાં જેઠવાને શું વાંધો છે? "

" કાકા ! હું એકલી ધુમલીમાં અનાથ છું. શરમ છાંડીને વાત કરૂં ? "

વૃદ્ધ વિપ્રના ભવાં ઉંચાં થયાં. તેનો અવાજ સખત થયોઃ " બેટા ! હું ગોર ! હું તો તારો બાપ છું. તને પરણાવી તે દિવસથી તું મારી દુહિતા થઇ. કહે મને કહેવું હોય તે ! "

" મને ભાણ જેઠવો ઘરમાં ઘાલવા માંગે છે ? મને એણે વેણ કહેવરાવ્યાં ! હું તો તમારે આશરે ! "

વૃદ્ધ વિપ્રની આંખ અંધારામાં પણ જ્વાલામુખીની માફક સળગી ઉઠી ! એની વૃદ્ધ અવસ્થા ઓસરી ગઇ. " કાંઇ નહિ, બેટા ! હું બ્રાહ્મણ તારો ગોર હજી જીવતો બેઠો છું ! ધુમલી માથે કાળ ભમે છે ! તું આંહિ નિરાંત કર ! "

ડેલી ઉઘાડી ગંગારામે બૂમ મારી : " વલ્લભરામ ! શિવશંકર ! શંભુરામ ! આંહી આવો તો ! "

એની આજની ગર્જનાના પડઘામાં કોઇ ભયંકર નિશ્ચય ગાજતો હતો. વલ્લભરામ દોડતો આવ્યો : " કાં ! કાકા ! શું છે ? "

" અલ્યા વલભા ! જરા જાને ! બ્રાહ્મણવાડામાંથી બધાયને ઉઠાડી બોલાવ ! "

આ માંગણી વિચિત્રતાભરી તેને લાગી, પણ વડીલપૂજાના સંસ્કારી જુવાનીયા વલ્લભરામે એક પણ પ્રશ્ન પૂછ્યા સિવાય ચાલવા માંડ્યું. એના હાકોટાથી બ્રાહ્મણવાડો ખળભળી ઉઠ્યો. બધા બ્રાહ્મણો ગંગારામ ગોરની ડેલીએ આવ્યા.

" કેમ કાંઈ ચોરાશીનાં નોતરાં છે ? " એક પ્રૌઢ ભૂદેવે સ્હેજ મશ્કરી કરી કહ્યું.

" ચોરાશી ભવનાં નોતરાં છે ! મારા ભાઇઓ ! " ગંગારામે સખત અવાજે કહ્યું : " સાંભળો ! તમે રખાઇતનું નામ સાંભળ્યું છે ને ? એ રખાઇત ધીંગાણે કામ આવ્યો ! એની વિધવા સોન કંસારીને

સતી થવું છે! ભાણુ જેઠવાને એ વિધવાને પોતના ઘરમાં બેસાડવાનો મોહ લાગ્યો છે. બાઈ બ્રાહ્મણો પાસે ખોળો પાથરે છે! કહો શું કરશું?"

"એમાં બીજું કરવું શું હોય?" એક જુવાનીયો બોલી ઉઠયો: "વિધવા બાઇને ત્રાહીતને આપણાથી ન સોંપાય. ભાણુ જેઠવાને કહી દેવું કે તારા માટે બીજી બાઈ શોધી લે! પારકા ધણીની પત્ની વિધવા થઇને બ્રાહ્મણનો આશરો માંગે છે તો આશરો દેવો ને કપાઇ મરવું! પણ સોનને સતી થવું હોય તો સોનને સોંપવી તો નહિ જ."

"એ વાત સાચી છે. એમ જ કરો." ચોમેરથી અવાજો ઉઠયા.

"તો પછી જાઓ અને સહુ મરવાની જ તૈયારી કરો."

"જય ભોલે!" કરતા બ્રાહ્મણો ઉઠયા. બ્રાહ્મણવાડાને નાકે નાકે જુવાનીયાના પહેરા લાગી ગયા. આખો બ્રાહ્મણવાડો–ભૂદેવ અને ભૂદેવીઓ–તૈયાર થઇને રાહ જોવા લાગ્યાં.

આ બધો સમય મોખડાજી તો મંત્રમુગ્ધ સમો બેસી રહ્યો હતો. આખરે તે બોલ્યો: "ગંગારામ કાકા! મને પણ સાથે જ ગણજો."

"નહિ!" વૃદ્ધ વિપ્ર માથું ધૂણાવી બોલી ઉઠયો: "તમે ક્ષત્રિયોએ અનેક વખત રણખેલ કરી જોયા છે. મર્દની મસ્તાનીની મોજ ચાખી છે. અમને એ મસ્તાની કદાચ હમેશની પચે પણ નહિ, પરંતુ આજ તો અમારા બાન અને અમારા વચનનાં પારખાં થશે. અમારી વચ્ચે પડશો નહિ. બાકી એટલું જોજો કે અમારી પાછળ સોનને કશોય રંજાડ થઈ શકે નહિ."

"પણ હું રજપુત......"

"ભાઈ! પણ અમે બ્રાહ્મણ તો રજપુતનાય ગુરૂ! શું અમે જોઈ રહીએ? ખરી વાત તો એ છે કે, ભાઇ! હવે રજપુતોમાં રહેતો રાજધર્મ ડુબી ગયો છે. હવે તેઓ લૂટારા અને બહારવટિયા જેવા જ બન્યા છે. લોકોના દુ:ખની એમને પરવા નથી રહી. અમારે ભોગ આપીને, માથાં આપીને એમને રાજધર્મ સમજાવવો રહ્યો. એમ છતાંય નહિ સમજે તો એમને હાંકી કાઢવા રહ્યા. ભાઇ! અમારો ઝઘડો અમને લડી લેવા દેજો અને સોનને સાચવજો."



# પ્રકરણ ૩૭ મું.

## સતી સોન.

"તે એ ભામટા મારી સોનને સંઘરે છે, એમ ?" ભાણ જેઠવો હાથ પછાડતો ક્રોધથી ગાજ્યો: "એમને મારા હુકમની કે ઇચ્છાની શું પરવા નથી ?"

"બાપુ ! જોઇ વિચારીને કામ થાય તો સારૂં." ભાણ જેઠવાનો મંત્રી ગદાધર બોલ્યો.

"એટલે ? શું મારી સોનને જતી કરૂં ? ચાર લંગોટા કહે એથી શું ભાણ જેઠવો પોતાની મનોહર પ્રિયાનો વિયોગ સહન કરે એમ ? અરે સોન જાત તો બાઇડીની ! મોજશોખ દેખશે, દાગીના જોશે, એટલે તરત જ વશ થશે ! અને એ ભામટાઓથી હું ડરૂં તો આસપાસના રાજા રજવાડામાં મારી પ્રતિષ્ઠા શું ? અરે બહાર કોણ છે ?" ગુસ્સાથી ધ્રુજી ઉઠેલો જેઠવો બોલ્યો: "જાઓ પાયગામાં કહો કે બધી સેના એકદમ આંહી આવે. બ્રાહ્મણવાડો ભાંગીને પણ મારી સોનને હું લઇશ, ને લઇશ જ ! મારી રાણીને છૂપાવનારા એ કોણ ?"

પડકાર કરતામાં તો જેઠવા અને મેરની સેના સજ્જ થઇ. સેના શણગારી ભાણ જેઠવો બ્રાહ્મણવાડા ઉપર ચડયો.

બ્રાહ્મણો તો તૈયાર હતા. સમશેરો ખેંચાઇ. બ્રાહ્મણ યુવાનો અને વૃદ્ધો સજ્જ થઇ લડવા લાગ્યા. પછવાડે બ્રાહ્મણીઓ કામઠીએ તીર ચડાવી નોંધી નોંધીને જેઠવાઓ ઉપર ફેંકવા લાગી. "ઘો ઘો" નો ભયંકર દેકારો ગાજી ઉઠ્યો !

બ્રાહ્મણવાડાને નાકે આ અઘોર કતલ મચી રહી હતી. ભાણ જેઠવાને માર્ગ કરવો હતો. બ્રાહ્મણોને માર્ગ દેવો ન હતો. સામસામાં વજ્ર અથડાયાં !

ધુમલીમાં સોન કંસારીના પગ આગળથી શરૂ થયેલી બ્રાહ્મણોની લોહીની નદી વહેવા લાગી. સેંકડો જેઠવા ઘવાયા. સેંકડો બ્રાહ્મણો કપાયા અને હજીયે કતલ તો ચાલુ જ હતી. ધીંગાણું રસે ચડયું હતું.

"હવે બસ કરો ! બહુ લોહી રેડાયું !" એક ભયંકર ત્રાડ સંભળાઇ. વહેતો વાયુ થંભી જાય, મહાસાગરના ઉછળતાં પાણી

જંપી જાય, એવી ઘેરી ધુમથી લડવૈયાઓ ક્ષણભર મૂક અને મૂઢ બની ગયા. ગૌરવથી ડગલાં ભરતી **સોન** બન્ને પક્ષોની વચમાં આવીને ઊભી.

"મારા ભાઇઓ!" અપાર્થિવ તત્ત્વની બની ગઇ હોય એવી **સોને** ધીમેથી પરંતુ દઢતાથી કહ્યું: "બ્રાહ્મણ વીરો! આજ તમે મારા સ્ત્રીધર્મનું સંરક્ષણ કર્યું છે. આખા જગતની સ્ત્રીઓ તરફથી હું તમને આશીષ આપું છું!"

પછી તે ભાવહીન અને સખત અવાજે બોલી: 'ક્યાં છે **ભાણ** જેઠવો? **ભાણ**! તારા ભત્રિજાની વહુ-હું તારી દીકરી થાઉં; પણ તને દીકરી અને વહુના ભેદ ન સમજાયા! ખેર! તારે માથે કાળ ભમે છે! તારોયે શો દોષ? ઇશ્વર જેને મારવા ચાહે છે તેની બુદ્ધિ જડ કરી દે છે. હું તને શ્રાપ દેતી નથી કારણકે તારા એકના પાપે મને મારો ધર્મ બતાવ્યો છે. મારા આ હજાર બાંધવનાં મોં તેં સદાયે ઉજળાં કર્યા છે, અને ઇશ્વરે જેનો વિનાશ સર્જ્યો છે, તે વિનાશમાં હું મારો સૂર ન પૂરૂં."

**સોન** અત્યારે કંસારી જેવી લાગતી ન હતી, મૃત્યુલોકના માનવી જેવી પણ લાગતી ન હતી. એની ચંપકવર્ણી કાયા અપૂર્વ તેજથી ચમકી રહી હતી. એની આંખો કોઈ મહાન સત્ત્વના ભેદ ઉકેલવા મથતી હોય એમ ચમકતી હતી. એના શરીરમાંથી પ્રતાપ અને પ્રભાવ ભભૂકી ઉઠતો હતો. જગતની જીવન્ત શક્તિ સમી **સોનને** જોઇ **ભાણ** જેઠવો એને નમી પડ્યો: "સતિ! સતિ ક્ષમા આપ!"

"જેઠવા! મારી તો તને ક્ષમા જ છે! મુજ ગરીબનાં વેણનાં મૂલ્ય પણ શું હોય? પણ બાપ! હું તો કહું છું કે મારી પાસેથી વચન પણ માગ!"

**ભાણ** જેઠવાની આંખ ચમકી ઉઠી. **સોન** તેને વચન માગવા કહેતી હતી. તેનું હૈયું કુદી ઉઠયું. જગત માત્રનો વિનાશ કરવા સરજાયો હોય એવો દાવાનલ તેના લોહીમાં સળગી ઉઠ્યો. આતુર આવેશથી તેણે વચન નાંખ્યું: "સતિ! બીજું વચન તો શું? પણ ગઇગુજરી ભૂલી જઇ મારે મહેલ પધારી મારૂં અંતઃપુર પાવન કરો."

આ ભયંકર માંગણી સાંભળી સહુ ધ્રુજી ઉઠ્યા! ફલાંગ મારી **વલ્લભરામ** સમશેર તોળી આગળ કુદ્યાઃ "નરાધમ—!"

**સોનની** આંખ સળગી ઉઠી. તેનો દેહ વ્યાપક બનતો દેખાયો. લાલ લોહીની ભયંકર ચમક તેની આંખમાં પ્રજ્વળી ઉઠી!

"અભાગી દેવશાપિત જેઠવા! તારા પાપ જ તને પહોંચ્યાં તારા રજપુતના રાજ્યમાં બ્રાહ્મણના લોહીની નદી વહી તેની પણ દિલગીરી નથી! જેઠવા! છતાંય મારૂં વચન મિથ્યા કેમ થાય? ચ મને લઇ જા!"

હજારો પ્રેક્ષકોના આશ્ચર્ય વચ્ચે હતબુદ્ધિ જેઠવો આ વધ્યો! સોનનો હાથ ઝાલ્યો! જેઠવાના હાથનો સ્પર્શ થતાં જ સો આંખ ડારતા–ભભુકતા પ્રતાપથી ચમકી ઉઠી. એ આંખ અને જેવા ટંડા હાથના સ્પર્શ માત્રથી જેઠવો ભાણ ચાર ડગલાં પા હટી ગયો અને સોને પોતાની બે હથેળીઓ ધરી. કંકુના થ મારવાને તાજા પલાળેલા કંકુમાં હાથ બોળ્યા હોય તેવી લાલાશ હથેળીઓ પર ચમકવા લાગી. તે બોલી: "બસ જેઠવા! રાખી લીધીને?"

પછી તે બ્રાહ્મણો તરફ જોઇને બોલી: "વીરાઓ! મારે સ થવું છે. આંહિ જ ચિતા ખડકો!"

ત્યાં જ ચિતા ખડકવામાં આવી. જરા પણ કંપ વગર સ ચિતા ઉપર ચડી ગઇ! ક્ષણભર તે સ્થિર ઊભી રહી. દરેક માણસ ભોંય ઉપર પડી દંડવત્ પ્રણામ કરવા લાગ્યું.

સોને ચોમેર દૃષ્ટિ ફેરવતાં ધીમેથી કહ્યું: "મૃત્યુના શિખર ઉ ઊભી ઊભી હું આ ધુમલીનો નાશ થતો જોઇ શકું છું. દૂર દૂ લશ્કર દોડ્યું આવે છે! ધુમલી ભંગાય છે! મારા વીરાઓ! મ મરતાં હું સહુને કહું છું કે જેને બચવું હોય તે ધુમલી છોડી જજો

પછી તેણે કહ્યુ: "ગંગારામ કાકા! આગ તમે મૂકો! કા બ્રાહ્મણ થઇને તમે પરણાવી, અને ગોર તથા ગુરૂધર્મ પાળી ક ધર્મ સાચવ્યો! ઇશ્વર તમારૂં કલ્યાણ કરો! મારા ધણીનું શબ અ લાવો! મારા ખોળામાં."

રખાઇતનું શબ લાવવામાં આવ્યું અને સોને પદ્માસન વ પોતાના ખોળામાં શબને મૂકી માથું નમાવી, તેની લોહીભરી દૂર કરી એક ચુંબન લીધું. પછી તે બોલી: "કાકા! હવે આગ મૂકો

ગંગારામે આગ મૂકી. પવને તે ઉપાડી લીધી અને જળ બનેલી ચિતા સળગી. રૂપલાવણ્યાં ધૂમ્રવાટે સોન અને રખા ઇશ્વરને ખોળે જઈને બેઠાં! આજ પણ એ સ્થાન "સોનડુંગર ના નામથી પૂજાય છે.



# પ્રકરણ ૩૮ મું.

## જેઠવો અને ગોહિલ.

ગયા પ્રકરણમાં બનેલા પ્રસંગથી મોખડાજીનું ચિત્ત ઘણું જ વ્યગ્ર થઇ ગયું. રજપુતાણી પોતાના કુળગૌરવ માટે પોતાના પાતિવ્રત્ય માટે જૌહર કરી શકે તે એ સમજી શકતો હતો, પરંતુ કારીગર વર્ગની કન્યા હજી તો નવયુવાનીના વૈભવમાં પહેલાં પગલાં માંડતી, યૌવનને આરે ઊભી ઊભી પોતાના માની લીધેલા પતિની પાછળ સ્વર્ગગમન કરી શકે એ અપૂર્વ દૃષ્ટાન્તનું એ પૂરેપૂરૂં ગૌરવ સમજી શક્યો અને તેણે ભાણુ જેઠવાને બે બોલ કહી જોવાનો વિચાર કર્યો.

ઉંડા વિચારમાં ચડેલો ગોહિલ ધીમે ધીમે જેઠવાઓના પુરાતન મહેલ તરફ રવાના થયો. સોરઠને ગામડે ગામડે પ્રસિદ્ધ એવા એના નામના પ્રભાવે તે વિનાસંકોચે વિનાઅંતરાયે અંદર જઇ શક્યો. અંદરના એક ઓરડામાં પોતાનો ઝાંખો બનેલો ડાયરો ભરી ધુમલીનો ભાણુ જેઠવો નિસ્તેજ વદને બેઠો હતો.

વૃદ્ધ જેઠવાએ યુવાન ગોહિલને પાસે બેસાડી આવકાર આપી કુશળક્ષેમ પૂછ્યા. આખરે ગોહિલે વાત ઉપાડી.

"ભાણુ કાકા! ગઇ કાલે ભારી અનર્થ થઇ ગયો."

ભાણુ જેઠવાની વૃદ્ધ અને નિસ્તેજ આંખો કોઈ અકલ્પ્ય ભાવોથી એકદમ સળગી ઉઠી. એના ચહેરા ઉપર રોપની ઝાંય વળવા લાગી. દબાયેલા આવેશથી તે બોલી ઉઠયો:

"સાલા ભામટાઓ! મારા માર્ગમાં આવ્યા! કેટલાયે કાળથી બહુ જ ફાટયા હતા, પરંતુ આજ મને નિવૃત્તિ થઈ. સોન મરતાં મરતાંય મારૂં એ કામ પૂરૂં કરતી ગઇ. ભામટાઓને મેં દબાવી દીધા છે."

"પણ જેઠવા!" ચમકી ઉઠેલો ગોહિલ યુવાન બોલી ઉઠયો: "ભામટા બ્રાહ્મણોએ તમારો એવો શો અપરાધ કર્યો હતો? તમને એના ઉપર એવું તે શું વેર હતું?"

"મને વેર હતું! જુઓ, આ કિલ્લાની દિવાલો ઉપરથી ચોમેર નજર કરો. તમારી નજરમાં સમાય એ અને એથી અનેકગણી વધારે જમીન મારા બાપદાદાઓએ તલવારના જોરથી મેળવી છે. એ જમીન મારી સ્વતંત્ર માલીકીની છે. એ જમીનની ઉપજનો હું એકલો

માલીક છું. મારી જમીન ઉપર રહેતી બધી વસતી મારી છે. મારી જમીન ઉપર મારા આશ્રય નીચે રહેનારાઓ હું કહું તેમ કરવાને બંધાયા છે. એ વાત દેખાઈ આવે એટલી સ્પષ્ટ હોવા છતાં આ બ્રાહ્મણો અને ધુમલીના બીજા લોકો પણ આજ કેટલાય વખતથી વાંધો ઉઠાવતાં શીખ્યા છે. તેઓ મારી સત્તાને મર્યાદિત કરવા ઇચ્છે છે. રાજકાજમાં તેઓ ભાગ ઇચ્છે છે. મને—મને—ભાણ જેઠવાને રાજના કામમાં સલાહ આપવાની ધૃષ્ટતા કરી શકે છે. હવે મેં એમનું સાચું સ્થાન અને સ્થિતિ બતાવી દીધાં છે. જીવનભર ન ભૂલે એવો પાઠ મેં ભણાવી દીધો છે. ”

ક્ષણભર **મોખડાજી** ગોહિલ **ભાણ** જેઠવા સામું જોઈ રહ્યો. પ્રાચીન રાજપદ્ધતિના મૂર્તિમંત અવતારને તેણે પોતાની સામે બેઠેલો અનુભવ્યો અને એના મગજમાં લોહીનો વેગ ગાજતો પડઘા પાડતો હોય એમ તેણે માનસિક અનુભવ મેળવ્યો. આવા રાજાઓના સીતમગર અને નિર્દય રાજત્વના સંરક્ષણ માટે તે પ્રયાસ કરતો હતો ! **સોરઠ**ને સ્વતંત્ર રાખીને આવા નીચ અને અધમ લુંટારાઓનું શિકાર ક્ષેત્ર તરીકે અનામત રાખવું ? જે લોકો **અં**કેવાળાની લડાઇમાં પડયા, જે લોકોએ **લોલીયાણા** ઉપરનો વાવટો અણનમ રાખ્યો, જે લોકોએ **મોઢેરા**નો ભવ્ય બચાવ કર્યો, જે લોકોએ **ગોંડળ**ના ગામડામાં સુલ્તાન **જુમાખાન**નો ભયંકર પરાભવ કર્યો, એ લોકોનો કાંઇએ અધિકાર જ નહિ ? એમનાં સુખ, એમની શાન્તિ અને એમની સલામતીની જરા પણ ભાવના નહિ ?

એનો શ્વાસ જાણે કે રૂંધાઈ જતો હોય, એનું હૈયું જાણે ભારે ભાંગી જતું હોય, એમ એની આંખ આગળ અજવાળાના આછા પડદાઓ ઘેરાવા—વિખરાવા લાગ્યા. જે લડવૈયાઓ, જે પ્રજાઓ પરદેશીઓને બહાર હાંકી કાઢે છે અને પોતાના રાજ્યતખ્તને સલામત રાખે છે એને શું એ વાતથી સંતોષ મળતો હશે ખરો કે સુલ્તાન **મહમદ**ના સરદારો કે સિપાઇઓ **સોન** કંસારીની આબરૂ લૂંટત તેના કરતાં **ભાણ** જેઠવો જ લુંટે એ ખોટું શું ? પારકાને હાથે લુંટાવું તેના કરતાં ભાઇઓને જ હાથે પાયમાલ થવું એમાં ખોટું શું ?

વિચારોની આંધીમાં ફસાઇ ગયેલા ગોહિલ સામું **ભાણ** જેઠવો પણ જોઇ રહ્યો હતો. પ્રતિક્ષણે **મોખડાજી**ની કાયા જાણે વિરાટ

સ્વરૂપ ધારણ કરતી હોય એમ વધારે અને વધારે ઉંચી અને વ્યાપક બનતી ગઇ. શાંતિથી પણ જડ કરી નાંખે એવા નિર્ણયાત્મક સ્વરે મોખડાજી બોલ્યોઃ

"જેઠવા! તમારાં રાજ્ય તમને જ મુબારક હો! સોરઠમાં તો એ આફતનાં જ વાદળાં છે. શું તમે એમ માનો છો કે તમારા ઉપર કોઈ પરદેશી ચઢી આવે તો તમને તમારી પ્રજા કે કોઇ સહેજ પણ સહાય કરશે? તમારા પ્રજાજનોમાંથી કોઇએ તમારા રક્ષણ સારૂ હાથ ઉંચો નહિ કરે, અને હું જો તમારો પ્રજાજન હોઉં તો તો તમારા જેવા લુંટારા ઉપર પરદેશીઓને નોતરી તમને ભાંગી નાંખી પાયમાલ કરી નાંખવામાં જ મારા રાજ્યની સાચી રાજ્ય-સેવા સમજું."

"મારી પ્રજા ખાસ વફાદાર છે, સમજ્યા?" ભાણ જેઠવાએ તિરસ્કારથી મુખ મરડીને કહ્યું.

"એ વફાદારી નથી, એ તો ગુલામી છે. હું તમને અત્યારે મિત્રભાવે સાચી સલાહ આપવા આવ્યો છું. તમારા રાજ્યમાં તમે જગવેલી જ્વાળાને તમે પૂરા પ્રાયશ્ચિત્તથી શમાવશો નહિ, તો તે તમારી પ્રજાની વફાદારી અને તમારી પોતાની રિયાસત બન્નેને સળગાવી દેશે. જેઠવા! વિચારો! વફાદારી એટલે શું? અને કાલ ઉઠીને માત્ર તમારો હુકમ માનવાનો જ ઇન્કાર કરીને પ્રજા બેસી જાય તો શું? રાજાની કિંમત શરાફની હુંડી જેવી છે. બીજા લોકો તમારે માટે શું ધારે છે એ ઉપર રાજાની સાચી પ્રતિષ્ઠા છે. શરાફ પાસે પૈસા હોય કે ન પણ હોય પણ બીજા લોકોમાં જો તેની પ્રતિષ્ઠા હોય તો તે હુંડી કોઇ પણ પાછી ન ઠેલે. પરંતુ જો શરાફની પ્રતિષ્ઠા ન હોય, શાખ ન હોય, તો તેની પાસે ખૂબ જ નાણું હોય છતાં તેની શરાફી નકામી છે. જેઠવા! રાજાનું પણ એમ જ છે. તમારા પ્રજાજનો જ્યાં-સુધી તમારી લાયકાતમાં તમારા રાજત્વમાં વિશ્વાસ રાખે છે, જ્યાંસુધી તેમને શ્રદ્ધા છે, ત્યાંસુધી તમારૂં રાજત્વ સલામત છે, પણ જે ક્ષણે લોકો એ શ્રદ્ધા ન રાખે, તમે મનાવવા ધારો એટલી તમારી કિંમત ન કબૂલ કરે, તો તે જ ક્ષણે તમારૂં રાજત્વ એક ક્ષણ પણ ન રહે. માટે જ હું તમને—"

"બસ! બસ!" ઉકળી ઉઠેલો ભાણ બોલ્યોઃ "મારે તમારી લાંબી પારાયણ સાંભળવી નથી. હું જેઠવો છઉં. હુંજ આ જેઠવાનું રાજ્ય પોતે છું."

"તો પછી આપણે જરાય વાતો કરવી નકામી છે. ભવિષ્યમાં તમારે જરૂર પડે તોપણ, તમારા સીમાડા ઉપર પરદેશીઓનાં લશ્કર ગાજતાં હોય તોપણ, તમે અમારી સહાય માગશો નહિ—માગશો તો અમે આપીશું પણ નહિ, અને જતાં જતાં કહેતો જાઉં છું કે ડાહ્યા હો તો તમારી પ્રજાની સહાય ઉપર ભરોસે પણ રહેશો નહિ."

## પ્રકરણ ૩૯ મું.

### આથમતો યુગ.

ધુમલીમાંથી ચાલી નીકળેલા ગોહિલ વીર મોખડાજીને આપણે અત્યારે દ્વારકાથી થોડે દૂર આવેલા આરંભડા ગામની નજીક આવેલી એક ટેકરી ઉપર ઊભેલો જોઇએ છીએ. ત્યાંથી તેની દૃષ્ટિ સમુદ્રના ઉછળતા તરંગોની અતિ લાંબી હારમાળા ઉપર પડતી હતી. મોખડાજી અને એના માણસો ત્યાં આરામ લેતાં હતાં. સમુદ્રની નીલી સપાટી ઉપર દૂરદૂરથી પ્રવાસ કરીને એક વહાણ પાછું આવતું હતું. એ વહાણના તૂતક ઉપર આપણે ક્ષણભર અંતર્દૃષ્ટિ કરવાની જરૂર છે.

દૂરદૂરના કોઇ શિકારીના હાથે જખમાયેલું પક્ષી પોતાના માળા તરફ પાછું ફરતું હોય તેમ એ વહાણ દ્વારકાના કિનારા તરફ આવતું હતું. એના સઢો ફાટી ગયા હતા. એનો કુવાથંભ તૂટી ગયો હતો. એના પાટીયામાં પડેલા બાકોરામાંથી પાણી અંદર આવતું હતું અને એને ખલાસીઓ ઉલેચવામાં રોકાયા હતા. એના સુકાનનો દાંડો ભાંગી ગયો હતો.

એ વહાણ ઉપર પ્રભાત ચાવડો મુસાફરી કરતો હતો. દંતકથાઓના કહેનારા ભાટ કહે છે કે એના શરીર ઉપર તે વખતે છપ્પન જખમ હતા. એનાં વસ્ત્રોમાંથી ટપકતા લોહીથી એ સાહસિક દરિયાઇ શિકારી ચાંચીયાની પાછળ લોહીના લીસોટા પડતા હતા. એની ભરાવદાર દાઢી પણ લાલ રંગાઇ ગઇ હતી અને એની આંખમાં ખૂન ચમકતું હતું; પરંતુ ચોતરફથી સપડાયેલા અને જખ્મી થયેલા કેસરી સિંહ જેવી ભયાનક એકલતા બતાવતા ચાવડા ઉપર અપાર મનદુઃખ અને શોકના ઘેરા વાદળની કાળી છાયા છવાઇ

ે. એના-સાથના માણસોમાંના દરેકની ઉપર એવી જ લોહીની અને નેરાશાની છાયા છવાયેલી દેખાય છે. બધાયે દેહના જખ્મોને ભૂલી ામને લોહીનીતરતા તરછોડી કોઈ અપાર માનસિક વ્યથાને ેહેતા હોય એવા દેખાય છે.

પ્રભાત ચાવડાની બાજુમાં જ એ વહાણનો નાખુદો પણ ઊભો ્તો. રોષથી સળગતી એની ત્રસ્ત લાગતી આંખો ક્ષિતિજમાં ોમેર ફરતી હતી.

આખરે શ્મશાનમાંથી ઉઠેલાં અનેક પ્રેતો હાસ્ય કરતાં હોય મેવું, ઉજ્જડ દિશાઓમાં ત્રાસ ફેલાવતું, અને સત્ત્વહીન રોષ ાવતું હાસ્ય કરી પ્રભાત ચાવડો બોલ્યો:

"અને આપણે જ એક બચ્યા. સેંકડો વર્ષોથી સમુદ્રના સેંહાસને બેઠેલા, ગુજરાતની પ્રતાપી ગાદીએ રાજ્ય કરનારા ાાવડાઓમાંથી આપણે આટલા જ બચ્યા! સમુદ્રને તરંગતરંગે ાહાણોને વસાવનારા, શતસહસ્ત્ર નૌકાઓના સ્વામીઓ, મસ્કત, ૪ંગબાર અને અલકસુંદર (અલેકઝાંડ્રીયા)ના બંદરોમાં ફરનારા ાાપણે આજ એક જ વહાણના સ્વામી! ચાવડાની જાતિમાંથી ાાટલા જ આપણે!"

એના ભયાનક બનેલા ઉજ્જડ અને અપાર્થિવ ચહેરાને જોઇ ાાસીને સ્તબ્ધ બનેલા થોડાએક ખલાસીઓ તરફ પોતાનો લોહી ીીનરતો હાથ લાંબો કરી તે બોલ્યો: "જુઓ! કનકસેન, જયશીખર ાને વનરાજના બાકી રહેલા વંશજો! મધ્ય એશાયામાંથી દિગ્વિજય ્રતી નીકળેલી ચૌરા જાતિના આ એક પૂરા અવશેષ!"

દિશાઓમાં મૂઢ બનીને પ્રભાત ચાવડો જોઇ રહ્યો! "ખલાસ! ૂરવીર ચાવડા જાતિ! ખલાસ! આજ તારો આટો અને આવરદા ન્ને પરવાર્યાં! આજ સતી રૂપસુંદરીનાં પુણ્યતેજ ઓસર્યાં! આજ ૂરેલ જાતિનો જય થયો!" એમ ને એમ વારંવાર તે બોલ્યા ્રતો હતો.

નાખુદો તેની પાસે આવ્યો. "ચાવડારાજ–" તે ધીમેથી બોલ્યો.

"ખસી જાઓ!" તે બોલ્યો અને દુનિયા ઉપર સૌથી પ્રથમ એકલા અવતરેલા આત્માની એકલતા તેના અવાજમાં ગૂંજી.

"પાટણની ચડાઈની વાત સાંભળી મને આંસુ આવ્યાં નથી.

પંચાસરના પરાજયની કથાથી પણ મને અફસોસ થયો નથી. પણ આજ! આજ! એ જગતાત–" અપાર વેદનાનો ચિત્કાર એના અવાજમાં ગાજ્યોઃ "આજ! મને, પ્રભાત ચાવડાને, લાખોને રોવરાવનારને, લાખોને પાયમાલ કરનારને, પોતાની પાયમાલી ઉપર આજ રડી લેવા દો!"

ભાંગેલા એ કુવાથંભના ઠુંઠા ઉપર પ્રભાત ચાવડો બેસી ગયો. પોતાની આંખો ઉપર હાથ દઈને તે બેસી ગયો અને એના ડુસકાંથી આખું વહાણ કંપી ઉઠ્યું.

એ કોઈ સામાન્ય માણસનું આફતકાળનું રડવું ન હતું. એક મહાપ્રતાપી અને પોતાના યુગના આદર્શ પ્રમાણે ગૌરવવંતો ઇતિહાસ રચી જનાર વ્યક્તિની અનાથ એકલતાનો એ આર્તનાદ હતો! વાસનાથી ભરપુર માનવીનું પ્રેત ચિતામાંથી ઉઠી અંધારી રાતે એકલું રડતું હોય એવી અનાથતા એમાં હતી. બધાયે મૂઢ બની ગયા. સહુની આંખમાં આંસુ આવ્યાં.

કેટલીય વાર આમ ગમગીનીનું વાતાવરણ રહ્યું ત્યારે નાખુદા બોલી ઉઠ્યોઃ "જુઓ! જુઓ! વહાણ! હેરોલનું વહાણ!

ક્ષિતિજમાંથી તીરના શિકારી વેગથી એક મોટું વહાણ તેમના ઉપર દોડ્યું આવતું જોઈ પ્રભાત ચાવડો એકદમ છલંગ મારી ઉઠ્યો. "આખરે ઇશ્વરે મને સાંભળ્યો! મને માંગ્યું મોત મળે છે! બધાયે તૈયાર થઇ જાઓ! આપણાં હજારો માણસોને ડુબાડી દેનાર, આપણા મોટા કાફલાનો નાશ કરનાર હેરોલનું વહાણ આવે છે. આપણને કોઈને જીવવામાં રસ નથી. આપણે જીવવું નથી, એમને જીવતા જવા દેવા નથી."

નાનકડા પંખી ઉપર બાજ ઝડપે તેમ હેરોલના વહાણે ચાવડાના વહાણ ઉપર ઝડપ નાંખી.

ટેકરી ઉપરથી મોખડાજીએ નજર કરી અને બન્ને વહાણોની મડાગાંઠ પડેલી તેણે જોઈ. તે મોડો પડ્યો હતો. એના આવ્યા પહેલાં યુદ્ધ શરૂ થઇ ગયું હતું અને તેનો છેલ્લો પ્રતાપી પરંતુ ભયાનક હપ્તો તેની નજર આગળ જ રમાતો હતો. પરંતુ તેને ખબર ન હતી કે એ યુદ્ધનાં એ બે જ વહાણો–એક ભાંગેલું અને એક મજબુત વહાણોના યુદ્ધના પરિણામમાં સૌરાષ્ટ્રના ઇતિહાસના એક

યુગનો અસ્ત થઈ નવા યુગનો ઉદય થવાનો છે. રાજ્યો રાજાઓની સ્વતંત્ર અને એકલી માલીકોની મિલ્કત છે એ ભાવનાવાળા—જેને આજ આપણે તલવાર અને લુંટારાનો યુગ કહીએ તે—યુગની સંધ્યાના રેલાતા મોતના લાલ લોહીને તે તટસ્થતાથી જોઇ રહ્યો. થોડે દૂર—એનાથી જરા આઘે રાઠોડો પણ ટોળે વળીને એ યુદ્ધને નીરખી રહ્યા હતા. એમના જીવનનું ભાવી પણ એ યુદ્ધમાં નક્કી થવાનું હતું.

એ ખૂનખાર અને મરણીયા જંગના હાકોટા હવામાં આછા-પાતળા સંભળાતા હતા. આખરે કિનારા ઉપરથી ચોમેર આશ્ચર્ય અને ભયનો અવાજ ઉઠ્યો. ચાવડાઓનું નાનકડું ભાંગેલું ખંડીયેર જેવું વહાણ સલામત હતું અને હેરોલનું મોટું અને મજબૂત વહાણ આગળથી નમતું દેખાતું ડુબતું હતું.

પ્રભાત ચાવડો વિજયોન્મત્ત બેદરકારીથી દૂર ખસી ગયો. હેરોલના વહાણની બાજુઓ ઉપરથી ભયભીત ચીસો પાડતા ખલાસીઓ એક પછી એક દરિયામાં કુદી પડી કાંઠા તરફ તરતા નાસવા લાગ્યા.

આખરે હેરોલના વહાણનો આગલો ભાગ પાણીમાં બેઠો અને પાણીના દબાણથી તૂટતાં પાટીયાંનો અવાજ દૂર દૂર સુધી સંભળાવા લાગ્યો. થોડી વાર પછી એક ઉંચા મિનારાની માફક એ વહાણ દરિયાની સપાટી ઉપર ક્ષણભર ટટ્ટાર થયું અને પાણીને શોષતું હોય એવા ઘેરા અવાજ સાથે ડુબકી મારી સમુદ્રના પાણીમાં પેસી ગયું! મોટાં અને વધારે મોટાં થતાં વર્તુળોની ભમરીઓ એ ઉજ્જડ બની ગયેલી જગ્યાએ રમતી રમતી નાચવા લાગી!

આ દૃશ્યથી તૃપ્ત થયેલા પ્રભાત ચાવડાની આંખમાં એક અપૂર્વ તેજઃપુંજ જળી ઉઠ્યો. યજ્ઞકુંડની જ્વાલામાંથી કોઇ દૈવી વિભૂતિ પેદા થઇ હોય એમ એ તૂતક ઉપર એક ફલાંગ મારી આવ્યો. પોતાના સાથીઓ તરફ ફરીને તે બોલ્યોઃ "બંધુઓ! મૃત્યુ સહુને માથે છે. આપણે માથે પણ તે ગાજે છે. હું જાઉં છું, મૃત્યુને ભેટવા આ સાગરના જળમાં. જે સાગર ઉપર આપણા પિતરો જીવ્યા, નભ્યા અને ખેલ્યા એ જ સાગરતાતને ખોળે મારૂં શબ હું મૂકવાનો છું. જેને જવું હોય તેને માટે આ કાંઠો! જાઓ અને મોતને માથે લઈ ગુલામીમાં જીવન ગુજારો. જેને મારી સાથે આવવું હોય તે મોતને ભેટવા ચાલો!"

બધા ઊભા થઇ ગયા. "અમે! અમે! તમે ત્યાં અમે!" સહુ પોકારી ઉઠ્યા.

"કનકસેન અને વનરાજના વંશજોને એમ જ છાજે! આજ આપણી જાતિનો સંહાર થાય છે. બાળક, સ્ત્રી, કે પુરૂષ આપણા સિવાય કોઇ ચાવડામાં જીવતું નથી! આજ આપણે પણ જઈશું. જગત ઉપર એક પણ ચાવડો હવે રહેશે નહિ."

તે તૂતક ઉપર ઊભો રહી કાંઠા તરફ ફર્યો. ધીમેથી તે બોલ્યોઃ "નમસ્તે! સૌરાષ્ટ્રની હરિયાળી માતા! અમારી અને અમારા પૂર્વજોની જન્મભૂમિ! સેંકડો વર્ષના ઋણાનુબંધ આજ પૂરા થાય છે! અમે તારા ઉપર ખેતી કરી છે, ધંધો રોજગાર કર્યા છે, લૂંટફાટ કરી છે, રાજ્ય ચલાવ્યાં છે અને તેં તે બધુંયે ક્ષમાથી જોયું છે! આજ અમારા ભારથી તને મુક્ત કરીયે છીએ. જન્મભૂમિ! જનની! નમસ્તે! નમસ્તે!"

પછી તે નાખુદા તરફ ફરીને બોલ્યોઃ "નાખુદા! સુકાન તોડી નાંખો! સઢો ખોલી નાંખો! પવન લઇ જાય ત્યાં વહાણને જવા દો."

પ્રભાત ચાવડે પોતાની તલ્વાર કાઢી અને ગોઠણ ઉપર ભરાવી તેના બે ટુકડા કર્યા. સહુએ તેની પાછળ તેમ કર્યું. તલ્વારોના ટુકડાઓ સમુદ્રના તરંગોમાં ફેંકી દીધા અને પવનથી વેગ પામતું વહાણ ખુલ્લા સાગરમાં મધદરીયે ચાલી નીકળ્યું. અંતિમ સંહારમાંથી બાકી બચેલા મુઠ્ઠીભર ચાવડાઓ પણ જગત અને તેની જંજાળોને છેલ્લા પ્રણામ કરી ચાલી નીકળ્યા.

*  *  *  *

કાંઠા ઉપર ઊભા રહેલા ગોહિલો અને રાઠોડોએ આ અંતિમ પ્રયાણ જોયા કર્યું. ક્ષિતિજ ઉપર વહાણનું બિન્દુ માત્ર રહ્યું, ત્યાં- સુધી તેઓએ જોયું કે જ્યાંસુધી કાંઠો દેખાયો ત્યાંસુધી એક પડછંદ માનવી પોતાની ભરાવદાર કાળી દાઢી ઉપર હાથ મૂકી સૌરાષ્ટ્રના નીલા કાંઠા તરફ મીટ માંડીને જોયા જ કરતો હતો.



# પ્રકરણ ૪૦ મું.

## મિત્ર કે દુશ્મન ?

જેના દરિયાઈ નેજાઓ એક વાર વેનીસ અને જંગબાર, જાવા અને કંતાનનાં દૂરદૂરનાં બંદરોમાં, દેશવિદેશના વિદેશી પવનમાં ફરફરતા અને જેના ખુશ્કી વાવટાઓ મહી નદીને પેલે પાર રોપાયા હતા એવી સૌરાષ્ટ્રની શૂરવીર ચાવડા જાતિના અંતિમ સંહાર–અંતિમ લોપનું આ દૃશ્ય મોખડાજીથી સહ્યું જાય એમ ન હતું.

ચૌદસો વર્ષનો ઇતિહાસ એની આંખ આગળ ઉકેલાતો હોય એમ એને ભાસ્યું. એનાં ઉઘડી ગયેલાં પ્રજ્ઞાચક્ષુઓએ મધ્ય એશીયાનાં મેદાનોમાં આવેલા સૂર્યપૂજક જ્યોર્જીયા અને ગુર્જરસ્થાનના પ્રદેશો જોયા. ઉજ્જડ એવા એ પ્રદેશોમાંથી પોતાના સરદારની આગેવાની નીચે રવાના થતું શકનું ટોળું તેણે જોયું. અફઘાનીસ્થાન, પાર્થીઆ, પંજાબ અને સિંધના પાતાળ અને શકસ્તાનમાં એ જાતિના નિવાસો એક પછી એક પડતા ગયા અને આખરે કનકસેનની આગેવાની નીચે પાતાળમાંથી ઉપડેલા શક લોકો સૌરાષ્ટ્રના ઢાંક ગામમાં વસ્યા.

આંહીથી એ જાતિ વિખરાઇ ગઇ. એક વિભાગ પ્રભાસ પાટણ જઇને ત્યાં વસ્યો. બીજા વિભાગે મુલ્કે મશહુર વલ્લભીપુરનું અજોડ સાર્વભૌમ રાજ્ય સ્થાપ્યું. ત્રીજા વિભાગે ગ્રીક થાણદાર પાસેથી દ્વારકા કબજે કર્યું.

પછી તો કંઇએ વહાણાં વાઇ ગયાં. અરબસ્તાનના આરબોએ પાટણ ભાંગ્યું, ગુર્જરોએ વલ્લભીપુર ભાંગ્યું અને મૂળરાજે અણહીલપુર પાટણ લીધું. એ લોહીઆળ પ્રસંગોમાં ચાવડા જાતિના વંશવૃક્ષની શાખાઓ છેદાઇ ગઇ હતી, અને કેટલાક સૈકા પહેલાં અમરૂ બીન જમાલ આરબે પાટણમાં શરૂ કરેલું કામ આજ મોખડાજીની નજર તળે હેરોલ જાતિએ પૂરૂં કર્યું હતું. સેંકડો વર્ષ સુધી સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર રાજ્ય કરનારી એ જાતિની મહત્તા, સત્તા કે પ્રતાપ માત્રનો જ નહિ પરંતુ એ આખીયે જાતિના અવશેષનો જ સદંતર લોપ થતો તેણે આજે જોયો ! આવતી કાલથી સૌરાષ્ટ્રની ધરણી ઉપર એક પણ ચાવડો હશે નહિ, કનકસેન અને

વનરાજનો એક પણ સજાતીય હશે નહિ, એ ખ્યાલ માત્રથી તેની બુદ્ધિ બ્હેર મારી ગઈ.

સમુદ્રના ભરતીથી ઉભરાતા પાણીની નીલી ક્ષિતિજમાં નાના અને નાના ડાઘ સામું તે એકી ટસે જોઈ રહ્યો હતો. એટલામાં કોઇએ તેને પાછળથી સ્પર્શ કર્યો. ચમકીને તેણે પાછળ નજર કરી અને તેણે એક મારવાડી જેવા લાગતા કદાવર બાંધાના રજપુતને પોતાની પાછળ ઊભેલો જોયો.

"તમારૂં જ નામ મોખડાજીને ?" આગંતુકે પ્રશ્ન કર્યો.

"હા, તમારૂં નામ ?" મોખડાજીએ જિજ્ઞાસા બતાવી.

"મારૂં નામ વેજળજી ! મૂળ રાઠોડ પણ વાંઝા કહેવાઇએ છીએ.'

"ઠીક ! ત્યારે તો તમે વેરાવળજીના ભાઇ, કેમ ?" મોખડાજીએ કહ્યું.

"હા ! અને એટલા માટે જ હું તમારી પાસે આવ્યો છું. અમારી સામે તમને બોલાવવામાં આવ્યા છે, પરંતુ આ પ્રભાત ચાવડાની અંતિમ દશા તો તમે જોઈ ?"

"ઘણી જ ભવ્ય અને પ્રતાપી છતાંય અત્યંત કરૂણ. કરૂણ દશા જ ખરેખર ભવ્ય હોય છે, કારણકે માણસની માણસાઇ અને બુદ્ધિની પરાકાષ્ટા એવા સંયોગોમાં જ ખીલે છે, એ પ્રતાપી હોય કે કરૂણ હોય, જે હોય તે, પણ એ દશા એણે પોતાને હાથે જ પોતાને માથે વહોરી લીધી અને એણે આત્મઘાત જ કર્યો."

મોખડાજીને બોલતો અટકાવી વેજલ વાંઝો બોલ્યોઃ "અલબત્ત, તમે એના આત્મઘાતનો બચાવ કરવા માટે શું કહેશો તે હું કલ્પી શકું છું અને હું પણ એમ જ કહું. પ્રભાત ચાવડો જીવતો આવ્યો હોત તો હેરોલો શું કરત એ હું નથી કહી શકતો, પણ એ તો વાત નિર્વિવાદ છે કે પ્રભાત ચાવડો જીવતો નીકળ્યો નહિ અને અત્યારે તો એક પણ ચાવડો કે હેરોલ જીવતો નથી. એટલે કોઇ કાંઇ કહે એમ નથી."

"હેરોલ પણ જીવતો નથી ?" મોખડાજીએ આશ્ચર્ય બતાવ્યું.

"ના !" ક્રૂર અને સૂચક હાસ્ય કરી વેજલ વાંઝો બોલ્યોઃ "ચાવડાનો હિસાબ હેરોલે લીધો. હેરોલનો હિસાબ અમે લીધો. એ બે લડયા અને પરિણામે આખું ઓખામંડળ અમારે ઘેર આવ્યું."

મોખડાજી સ્તબ્ધ બની ગયો. ત્રણ દિવસમાં ત્રણ જૂદા જૂદા રાજ્યતંત્રોથી કલુષિત થયેલી ભૂમિ ઉપર એ એક શબ્દ પણ બોલી શક્યો નહિ. મોખડાજીને ચૂપ થઈ રહેલો જોઇ વેજલ વાંઝો બોલ્યો:

"મોખડાજી! અત્યારે સૌરાષ્ટ્ર ઉપર મુસલમાનોની કેવી આફત તોળાઇ અને તમે તે આફતના નિવારણ માટે શું કરો છો એ અમારાથી અજાણ્યું નથી. માટે જ મારી વાત શાંતિથી સાંભળજો."

"કહો! શું કહો છો?"

"ચાવડાઓ બહાદુર હતા, સાહસિક હતા, સમુદ્રને ખેડી જાણતા હતા. એ બધું ઐતિહાસિક સત્ય છે, પરંતુ એમનો અને હેરોલનો સદંતર લોપ એ દિવ્ય સંકેત છે. એઓ આ કાળે જીવતા હોત, મારી કે તમારી વચ્ચે હોત તો સૌરાષ્ટ્ર બચત પણ નહિ. સૌરાષ્ટ્રના સ્વાધીનતાના સંગ્રામમાં એમનો વિનાશ પહેલાં જ સરજાયો હતો."

"જરૂર! એઓ મોખરે જ રહીને કપાઇ જાત."

વેજલ વાંઝો સહેજ તિરસ્કારથી હસ્યો. એના વિચક્ષણ ચહેરાની આછી આછી રેખાઓ પણ હસી રહી. "કાં તો તમે મારી મશ્કરી કરો છો અને કાં તો તમે મારો ભાવાર્થ સમજતા નથા."

"કેમ?"

"તમે આજસુધીમાં મુસલમાનો સાથે ચારપાંચ લડાઇઓ લડ્યા. કેટલામાં ચાવડાઓ, જેઠવાઓ કે હેરોલોએ તમને સાથ આપ્યો?"

"હજીસુધી તો એક્કેમાં નહિ, પણ—"

"અને ભવિષ્યમાં પણ તમને એક્કે યુદ્ધમાં સાથ આપત જ નહિ. એમની રાજપદ્ધતિ જ જૂદા પ્રકારની હતી. લૂંટારાની ટોળી લૂંટફાટ કરે અને એક માણસ પોતાની વિશિષ્ટ શક્તિઓથી મુખી બને એવી જાતનો એમનો રાજા હતો. એમનું કર્તવ્ય લૂંટનું-દરિયાઇ કે ખુશ્કી. પ્રજા જેવી કોઇ વસ્તુનો તેમને અર્થ જ એટલા પૂરતો હતો કે પ્રજા એમને માટે ખેતી કરે. વાણીયા અને વેપારનો ઉપયોગ પણ એમને એટલા પૂરતો કે તેઓની કમાણી પોતે ભોગવી શકે. એ આખીયે રાજપદ્ધતિ વ્યક્તિની હતી. પ્રભાત ચાવડો એટલે દ્વારકા-

પ્રભાત ચાવડાની મરજી એ દ્વારકાનો કાયદો. પ્રભાત ચાવડાને અનાજ જોઇએ છે માટે જમીન ખેડાય. પ્રભાત ચાવડાને પૈસો જોઇએ છે માટે વાણીયો કમાય છે. આમ આખું રાજ્ય એક માણસની આસપાસ ભમે છે. એ માણસના શોખ જ્યાંસુધી સલામત છે ત્યાંસુધી એ માણસને કશી પરવા નથી. એવાં રાજ્યતંત્રો પરદેશીઓ સાથે લડતાં નથી, પણ નમી જાય છે અને પોતાના મોજશોખ સલામત રાખે છે, કારણકે એમના જીવનનું ધ્યેય, એમના રાજ્યતંત્રનું ધ્યેય, આત્મસંતોષનું જ છે. પ્રભાત ચાવડો તો નિષ્કલંક હતો પણ કોઇ રાજાની નજર રૈયતની દીકરી ઉપર ઠરે તો દીકરીના બાપે તેને મહેલમાં મોકલી આપવી જ જોઇએ એવો દાવો કરનારા પણ મળી આવશે."

મોખડાજીની દૃષ્ટિ સમક્ષ ભાણુ જેઠવાનો રાક્ષસી ચહેરો તરવરવા લાગ્યો. વેજલ વાંઝાની વાત તદ્દન જૂઠી ન હતી. એ બધાયે રાજાઓને—પોતાનાં અંગત માનાપમાન, હક્ક, શોખ વિગેરેની ઘણી જ લોલુપતા હતી.

વેજલ વાંઝાએ જોયું કે તેના બોલોની અસર થાય છે એટલે તે આગળ બોલ્યોઃ

" સૌરાષ્ટ્ર ઉપર મુસલમાની આફતો આવે છે. મુસલમાનોની વ્યાપક વ્યવસ્થા જેવી સૌરાષ્ટ્રમાં વ્યાપક વ્યવસ્થા હશે તો જ સૌરાષ્ટ્ર ટકી શકશે એ ચોક્કસ સમજજો. દરેકે દરેક મુસલમાન સમજે છે કે વિજયમાં તેને પોતાને અંગત લાભ છે. એમની સામે લડનારી આપણી પ્રજામાં પણ આપણે જો એ ભાવના જાગ્રત કરી શકીએ કે સૌરાષ્ટ્રની સ્વાધીનતાના સંરક્ષણમાં પણ દરેકે દરેક સૌરાષ્ટ્રવાસીને અંગત લાભ છે તો જ પ્રજાજનો આખરસુધી ટકી રહેશે. અમે મારવાડમાંથી આવીએ છીએ. અમારા ઉપર મુસલમાની આક્રમણો પણ મારવાડમાં થઇ ગયાં છે. અમે સમજીયે છીએ કે અમારા અમલ નીચે ઓખામાં જે રાજ્યતંત્ર ચાલશે તે ઓખાની પ્રજા માટે જ ચાલશે. દરેકે દરેક માણસ પોતપોતાનો ધંધો પોતાના જ અને પોતાના કુટુંબના લાભ માટે જ કરશે, અને દરેક માણસને તેના પ્રમાણિક ધંધામાંથી કોઇ અટકાવી શકે નહિ માટે અમે રાજ્ય કરીશું. સૌરાષ્ટ્ર ઉપર આફત આવશે ત્યારે અમારી સહાય તમને બહુ ઉપ-

યોગી થઇ પડશે, કારણકે અમારા જેવા રાજાના રક્ષણમાં અમારી પ્રજા પોતાનો જ સ્વાર્થ સમજશે. માટે જ હું હવે તમને પ્રશ્ન કરૂં છું કે બોલો, અમારી સાથે મિત્રાચારી રાખશો કે દુશ્મનાવટ બનાવશો ? જે કહેશો તેને માટે અમે તૈયાર છીએ."

## પ્રકરણ ૪૧ મું.

### પ્રયાગ તરફ.

ગિરના અઘોર જંગલના મધ્ય ભાગમાંથી હિરણ અને રાવલનાં મૂળ પ્રગટે છે. ત્યાંના વિકટ ડુંગરોની અંધારી ખીણોની અંદર કેસરી સિંહો સ્વૈરવિહારે ભયકારી ગર્જનાઓ કરે છે અને એના બિહામણા પડઘા ચોપાસ દૂર દૂર સુધી ગાજી ઉઠે છે. ધોળે દિવસે પણ તારાઓ દેખાય એવા ગાઢ અંધારા અને નીરવ શાંતિમાં એક ટેકરી ઉપર એક બંકો કોઠો બાંધેલો દેખાય છે.

વેજલ વાંઝાનું એ અદ્દભુત નિવાસધામ છે. એ લુંટારૂં રાઠોડ રજપૂત આંહિ પડ્યો રહેતો. આંહિથી એની શિકારી ટોળી ચોમેર ફરતી, રાજાઓને નમાવતી, રૈયતને રંજાડતી અને રાઠોડની રિયાસતના ક્ષણજીવી પાયા નાંખતી હતી.

ગત પ્રકરણમાં દ્વારકાના સમુદ્રતટ ઉપર આપણે મોખડાજી અને વેજલને ઊભેલા જોયા હતા. આજ એને થોડા માસ વીતી ગયા છે. શીહોરના બ્રાહ્મણોનો નોતરેલો મોખડાજી ગોહીલ પાદશાહીના ચિરંજીવ પાયા શીહોરમાં રોપી રહ્યો છે. ઓખાનો રાઠોડ સોરઠના મધ્ય ભાગમાં થાણું નાખી પોતાના લોહીઆળ પંજા ચોપાસ ફેલાવી રહ્યો છે.

પચાસ માણસનો ડાયરો લાંબા પ્રવાસ પછી વેજલ કોઠાને બારણે આવી ઊભો રહ્યો છે. એના મુખીએ દરવાનને કહ્યું: " વેજલ વાંઝાને જઇને કહે મોખડાજી આવ્યા છે."

" ગોહિલરાજ !" દરવાને નમ્ર પ્રત્યુત્તર આપ્યો : " વેજલજી તો પ્રયાગરાજ તરફ ગયા છે."

" તો ઠીક ! પ્રયાગ અમારે પણ માર્ગમાં આવે છે. ત્યાં જ મળીશું." મોખડાજીએ કહ્યું : ' ચાલો ભાઇઓ ! પલાણો ઘોડાં."

"પણ બાપુ!" દરવાન આડો ઊભો: "અમારે ત્યાંથી આમ?"

"ભાઇ! અમારૂં કામ ઉતાવળનું છે. અમને હવે પ્રયાગનો જ માર્ગ બતાવ, અને અમને જવા દે."

"બાપુ! ગરીબનું વેણ રાખ્યું હોત તો ઠીક હતું. જેવી આપની ઇચ્છા! આ સામે દેખાય તે કેડો ઓઝાના ઉન્નતપુરનો. ત્યાંથી પ્રયાગરાજ કાંઇ બહુ દૂર નથી"

"ઠીક! ત્યારે જય સોમનાથ!"

મુસાફરોએ પોતાનાં ઘોડાં વહેતાં મૂકી દીધાં. નાનાં પણ ટેકીલાં અને નાળબંધાં ઘોડાં ધૂળ ઉડાડતાં રવાના થઇ ગયાં અને એ ઉડતી ધૂળને દરવાન એકી ટશે જોઇ રહ્યો.

મુસાફરોના ઉતાવળા પંથમાં આરામને સ્થાન ન હતું. મોખડાજી પિતાનું શ્રાદ્ધ સારવા પ્રભાસ પાટણ તરફ જતો હતો. એણે પોતાની પ્રતિજ્ઞા પાળી હતી. મુસ્લીમ સુલ્તાનને નમાવ્યો હતો, ઘોઘામાં સ્વતંત્ર ગાદી સ્થાપી હતી અને "પીરમના પાદશાહ" નું બિરૂદ સાર્થક કર્યું હતું. આજ એના હૈયામાં હર્ષ થનગનતો હતો.

એણે મુસ્લીમ સુલ્તાનને પરાજિત કર્યો હતો એટલું જ ન હતું. મુસ્લીમોના પરાજયના દૃષ્ટાન્ત કાંઇ ઇતિહાસમાં ઓછાં વેરાયાં નથી. ભીમદેવ સોલંકીએ મહમદ ગીઝનવીને ખૂબ જ પરેશાન કર્યો હતો. બાળ મૂળરાજની માતા રાજરાણી નાયકી દેવીએ ગુલામ બાદશાહની પૂરી ખબર લઇ તેને નસાડી મૂકયો હતો. એ પરાજયો વ્યક્તિના હતા. મુસ્લીમોના પરાજયની પાછળ પ્રજાકીય શૌર્ય સિવાય બીજું કશુંએ હતું નહિ.

પરંતુ મહમદ તઘલખનો પરાજય બીજા જ પ્રકારનો હતો. એ પરાજયની પાછળ સારીયે સોરઠી પ્રજાનું આત્મભાન હતું. સોરઠી પ્રજાએ સ્વપ્નને ખંખેરી નાંખ્યાં, તે ઊભી થઈ ગઇ અને ત્યારસુધી એની જમીન અને મિલ્કતના સ્વતંત્ર માલિકો બની બેઠેલા લૂંટારૂ રાજાઓની જોરતલબી તૂટી ગઈ. રાજાની ગુલામી માટે પ્રજા નહિ પણ પ્રજાના રક્ષણ માટે રાજા છે એમ સિદ્ધ થઇ ગયું. પટાવતી રાજ્યો અસ્ત થયાં, પ્રજાપાલક રાજાઓનો યુગ થયો, ત્યારથી રાજાઓ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ–પ્રજાની જમીન મિલકતના અને વિદ્યાના રક્ષકો બન્યા.

મોખડાજીએ શીહોરમાં ગૌબ્રાહ્મણ પ્રતિપાળનું બિરૂદ સારાયે સોરઠમાં પહેલવહેલું ધારણ કર્યું હતું.

પરંતુ આવા સામયિક વિચારો કરવાની આ મુસાફરોને ફુરસદ નથી. દૂર દૂરથી ઉન્નતપુરના ઉંચા ગઢના કાંગરાઓ ઉપર આથમતી સંધ્યાના કિરણો રમતાં હતાં. થાકેલા ઘોડાઓનો વેગ હવે પ્રવાસાન્તે વધતો હતો. રાત પોતાના અંધારપછેડાનો પાલવ પહોળો કરતી હતી. એ કાળે પ્રવાસીઓ ઉન્નતપુર પહોંચ્યા.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### ઉન્નતપુરનું રૂધિરસ્નાન.

હજી રાતનાં અંધારાં પૂરાં જામ્યાં ન હતાં. હજી સંધ્યા નાસી ગઈ ન હતી. ભાગોળના સરોવરના પટમાં સંધ્યાનાં સંકેલાતાં કિરણો સોનાના સાથીયા પુરાતા હતા. લીલીછમ વૃક્ષરાજીમાંથી મોરના ટહુકાની લ્હેકો ગાજતી હતી.

સૃષ્ટિના વિકસિત સૌન્દર્યમાં વસેલા એ રળીયામણા ગામમાં સ્મશાનગત શાન્તિ વ્યાપી રહી હતી. કોઇ વૈતાલના ત્રાસથી એ નાનકડી નગરી નિર્જન બનેલી લાગતી હતી. એક પણ અવાજ–બાલકોનો કે કુતરાઓનો–સંભળાતો જ ન હતો! કોઈ ભયાનક રાક્ષસના ફેરાથી નગરીનું માનવી માત્ર ત્રાસી ઉઠીને છૂપાઈ ગયું હોય એવી સૂની શાન્તિ–નીરવ અને ભયાનક-અબોલ છતાં અપાર વેદનાભરી શાન્તિ વ્યાપી રહી હતી.

આશ્ચર્યથી મૂઢ બનેલા મુસાફરો ગામના દરવાજામાં પેઠા, પેઠા કે તુરત ત્રાસથી ઊભા થઇ રહ્યા.

શેરીમાં લોહીના રેલા રેલાઈ રહ્યા હતા. આકાશમાંથી સંધ્યાનાં લાલ તેજ વરસતાં હતાં. જમીન ઉપર મોતના લાલ પાણી વહી રહ્યાં હતાં અને એમાં સંધ્યાનાં ઘેરાં તેજ પૂરાતાં હતાં!

પ્રાણીમાત્રથી શૂન્ય બનેલી એ નિરાધાર નગરીમાં પ્રવાસીઓ આગળ વધ્યા. પગલે પગલે લોહીના લાલ ધાબાં ચમકતાં હતાં. ઘર ઘરની દિવાલ ઉપર લોહી ચમકતું હતું. બારણાં ઉપરથી લોહી નીતરતું હતું. રસ્તાની ધૂળનો અણુએ અણુ લોહીથી તરબરતો હતો. ચારે

બાજુએ લોહી, લોહી જ દેખાતું હતું. એક પણ માણસ કોઇએ જોયું નહિ.

પ્રવાસીઓ મૂઢ અને જડ બની ગયા. કયા ભયાનક કાળનું આ અઘોર કાળું કૃત્ય આજે લોહી રૂપે વહી રહ્યું છે? બ્રાહ્મણોના આ ગામમાં-સિદ્ધરાજ જયસિંહની આ ધર્મજાગીરમાં આ અત્યાચાર કોણે કર્યો હશે? પ્રવાસીઓના આ પ્રશ્નના પડઘા ચોપાસ ફરી વળ્યા. કોઇ તેમને જવાબ આપે એવું રહ્યું ન હતું!

પરીઓની વાર્તા માંહેના કોઈ રાક્ષસના માણસખાઉ ત્રાસથી જેમ નગરી સદંતર નિર્જન બની જાય તેમ આજે ઉન્નતપુરમાં પણ માનવી માત્ર દેખાતો ન હતો!

એકાએક નગરના મધ્ય ભાગમાં ઊભેલા પ્રવાસીઓએ એક કષ્ટ અને દર્દથી રૂંધાતો અવાજ સાંભળ્યો. એ અવાજ તરફ પ્રવાસીઓ દોડયા. એક શેરીમાં, એક ઓટલા ઉપર, એક માનવી પડયો હતો. તેની આસપાસ જામેલાં લોહીનાં મોટાં મોટાં ધાબાં હતાં. તેની છાતીમાં ત્રણ ઉઘાડા મોટા જખમો હતા.

પ્રવાસીઓએ એને જોયો. એણે પ્રવાસીને જોયા અને પાણીની ઇશારત કરી. બે ચાર જણાએ પાણી લાવી પાયું. પછી મોખડાજીએ પૂછ્યું: "ભાઇ! તું કોણ છે? આમ કેમ પડયો છે? નગરમાં શું બની ગયું છે?" પછી પોતાના સાથીઓ તરફ ફરી તે બોલ્યો:

"મિત્રો! આને પાટા બાંધો."

"નહિ, મને કોઇ અડકશો નહિ! મારી પવિત્ર જાતને હાથ લગાડી કોઈ ભ્રષ્ટ કરશો નહિ! જાણો છો હું કોણ છું તે? મારૂં નામ ચંદ્રરાજ ઓઝા!"

બોલનારની તગતગતી આંખોથી ડરીને દૂર ખસી ગયેલો મોખડાજી આશ્ચર્યથી બોલ્યો: "કોણ ચંદ્રરાજ ઓઝા? ઉન્નતપુરના માલીક?"

ચંદ્રરાજ ઓઝા ધીમે ધીમે કષ્ટપૂર્વક બેઠો થયો. એના જખમોને એ ક્ષણભર ભૂલી ગયો. એના શરીરની કાંતિ ઓજસ્‌ભરી બની ગઇ. એની દાઢીમૂછના વાળની વચ્ચે ચકચકતી કાળી આંખોમાંથી તેજનો વરસાદ વરસવા લાગ્યો. ધ્રૂજતા અવાજે આસ્માન તરફ હાથ ઉંચા કરી તે બોલ્યો:

"ઉન્નતપુર! મારૂં ઉન્નતપુર! અને મારા બ્રાહ્મણો આજ મારા હાથમાંથી સરી જાય છે! મારૂં જીવન પણ આજ સરી જાય છે! ઓ ઇશ્વર! ઓ સોમનાથ! તું કરે તે ખરી! મને મારા જીવનની ફિકર નથી, પણ દ્વારકાના એ લૂંટારા રાઠોડ ભેંજલ વાંઝાને એના કૃત્યનું ફળ મળજો! મારી અને મારા સાથીઓની દ્રોહભરી કત્લનું પાપ એને શિર છે. એ પાપનો જવાબ લેવાનું કામ ઇશ્વરને શિર છે!"

**ओम, हरि ओम। हरि ओम। हरि ओम!**

એકાએક તે નીચે પડયો અને પછી તો એનું શબ માત્ર જ ત્યાં પડયું રહ્યું.

**મોખડાજી** ગોહિલ ત્યાં ક્ષણભર ઊભો રહ્યો. **સોરઠના** પટ ઉપરથી છેલ્લો કુલ માલીક **ચંદ્રરાજ** ઓઝા સ્વર્ગસ્થ થયો તે તે જોઇ રહ્યો.

**સિદ્ધરાજ** જયસિંહે આ ઉન્નતપુર મહાલ આખો ઓઝા કુટુંબને ઇનામમાં આપેલો, ત્યારથી આ નાનકડું રાજ્ય બ્રાહ્મણોના હવાલામાં હતું. **પાટણના** રાજમાર્ગ ઉપર આવેલું પ્રસિદ્ધ તીર્થસ્થાન **પ્રયાગ** આંહિથી બે ગાઉ દૂર થતું હતું. તે તરફ પ્રવાસીઓ વળ્યા.

શ્મશાનસમી સૂનકાર બનેલી, વૈતાળોથી વસેલી લાગતી, એ રક્તપાતથી દગ્ધ બનેલી નગરીને છોડી પ્રવાસીઓનાં થાકેલાં ઘોડાં **પ્રયાગરાજ** તરફ આરામ લેવા નમ્યાં.

---

## પ્રકરણ ૪૩ મું.

---

### ગુપ્ત પ્રયાગમાં સતીઓનું અગ્નિસ્નાન.

ચોપાસ ઝૂકી રહેલી ઝાડીઓની વચમાં, ગિરના ગાઢ વનને આરે હિન્દુઓનું એ મનોહર પ્રાચીન તીર્થસ્થાન છે. ધર્મના એ સ્થાનનું **સોરઠના** ઇતિહાસમાં પણ નાનું કે નજીવું સ્થાન નથી.

સાતમા સૈકામાં આરબોએ દેવપાટણનો નાશ કર્યો ત્યારે ચાવડાઓએ આંહિ આશ્રય મેળવી આરબોનો પરાજય કરી નવેસરથી પોતાનું રાજ્ય જમાવ્યું હતું. **પંચાસરના** ક્ષણજીવી પરાજય પછી **વનરાજ** ચાવડાની બાલ્ય વય પણ આંહિ જ વ્યતીત થઇ હતી. ગુર્જર સેનાપતિ **સુરપાળના** બહારવટાં પણ આંહિ જ નિવાસ સેવતાં

હતાં અને આંહિ જ—આજે પવિત્ર મનાતાં વટવૃક્ષની જ ડાળીમાં તેનું શિર ભરાવાથી તેનો પ્રાણ ગયો હતો. મહમદ ગીઝનવી સામે સંગ્રામ ખેલવા અને સોમનાથના રક્ષણાર્થે દિલ્હી અને કનોજથી આવેલા અજયપાળ તુંવારના પણ આંહિ જ ઉતારા હતા.

ઇતિહાસ અને પુરાણમાં અદ્વિતીય સ્થાન ભોગવતા એ પ્રયાગરાજના ધામ તરફ પ્રવાસીઓ ઉતાવળા વેગથી ચાલતા હતા.

પ્રયાગરાજના મોટા ચોગાનમાં આ પ્રવાસીઓ ઊભા રહ્યા. એમની ચોપાસ માનવમેદની ઉભરાઇ વળી હતી.

એ મોટા ચોગાનના મધ્ય ભાગમાં મોખડાજીએ પોતાના મિત્ર વેજલ વાંઝાને ઊભેલો જોયો. તે તેના તરફ ફર્યો—આગળ વધ્યો.

પણ આ શું? પહાડી અને પડછંદ વનકેસરી સમો ઉગ્ર અને કઠોર લાગતો રાઠોડ આજે કેમ તેજહીન બની ગયો છે? એની આંખોમાંથી આજે ત્રાસ અને ભીતિ કેમ ચમકી રહ્યાં છે? પવનમાં કંપતાં પાંદડાં માફક એનું શરીર કેમ કંપે છે?

આશ્ચર્ય પામતો મોખડાજી તેના તરફ વધ્યો. ત્રાસથી ફાટેલી આંખોથી તેને રોકતો વેજલ કંપતે અવાજે બોલ્યો: “ગોહિલરાજ! દૂર રહેજો હો! મને અડકશો નહિ! અડકશો તો જરૂર પસ્તાશો.”

લુગડાના કકડામાં વિંટાળેલા પોતાના બે હાથ વેજલે ખુલ્લા કરી મોખડાજીને બતાવ્યા.

ચાર કદમ મોખડાજી પાછો હઠી ગયો! એ બે હાથો! કાળા લોહીના ગઠ્ઠા તેમાંથી છૂટા પડી જમીન ઉપર વેરાતા હતા! અર્ધી અર્ધી આંગળીઓ ખવાઇ ગઇ હતી. બારીક સોનેરી રજ જેવો સડેલા માંસનો ભુક્કો તેના હાથ ઉપર ચમકતો હતો!

અરેરાટના ત્રાસ સાથે ગોહિલ બીજા બે કદમ પાછો હઠ્યો. એના ફિક્કા હોઠમાંથી ધ્રૂજતો સ્વર નીકળ્યો—નીકળી ગયો: “રક્તપિત્ત!”

“હા! રક્તપિત્ત!” દુઃખનું કઠોર હાસ્ય કરતો વેજલ બોલ્યો: “રક્તપિત્ત! ઉન્નતપુરને મેં આજે સવારે લીધું ને ૧૬૦૦ બ્રાહ્મણ સામા થયા તેને કાપી નાંખ્યા. એ ૧૬૦૦ બ્રાહ્મણની સ્ત્રીઓ સતી થઈ. એ સોળસો સતીઓનો આ શ્રાપ છે!”

ક્ષણભર આંખે હાથ દઇ રાકોડ ઊભો રહ્યો અને તરત જ આંખ ઉપર દીધેલા હાથો દૂર કરી તે ફાટતે અવાજે બોલી ઉઠયો:

" ઓ ! ત્યાં હું શું જોઉં છું ? જળહળ તેજે બળતી સોળસો સતીઓ અગ્નિમાં બળી મરે છે ! જુઓ ! જુઓ ! પેલી પ્રૌઢા ! સુધીરાદેવી ! ચંદ્રરાજ ઓઝાની સ્ત્રી ! તે ધીરેથી ચિત્તા ઉપર ચડે છે. બળતી ચિત્તામાં ઊભી રહે છે ! ઊભીને બોલે છેઃ "રાકોડ ! વેજલ વાંઝા ! તું તો મારો ભાઇ ! તને તે હું શું કહું ? મારા વીર ! પણ આજ તેં અમને ચુંથી નાંખ્યા. સારાયે સોરઠના વિશાળ પ્રદેશમાં અમ જેવા ગરીબ બ્રાહ્મણની ૨૪ ગામડી તારી નજરમાં ન સમાણી ! મારા વીર ! હું કાંઇ કહેતી નથી ! કોઇને કાંઇ વિનવતી નથી. તું જાણ અને તારો પ્રભુ જાણે ! "

ચોપાસ ભયભીત નજર કરતો વેજલ પાછો લવતો બોલ્યો :

" હવે એ બેસી જાય છે, અને એની પાછળ બીજી સ્ત્રી ચડે છે, બીજી, ત્રીજી-ચોથી–પાંચમી-ઓ ઈશ્વર ! ઓ સોમનાથ ! કેટલી ? કેટલી ? શું આનો પાર જ નહિ આવે ? "

જાણે ભૂતકાળમાં ભજવેલો કોઇ પ્રસંગ હૈયે ચડાવતો હોય એમ વેજલ ક્ષણભર જડ જેવો ઊભો રહ્યો. પછી તે ગોઠણભેર પડયો. પોતાની પાઘડી ઉતારી, ઉઘાડું માથું જમીનને અટકાડી બે હાથ જોડી તે બોલ્યો : " માતા ! હવે ખમૈયા કરો ! હવે મારા પાપ ખમી જાઓ ! હવે મને ગરીબને રંજાડો ના ! "

એમ ને એમ તે કેટલીયે વાર પડયો રહ્યો. આખરે ચમકીને તે બેઠો થયો. તેણે તેના હાથો સામું જોયું. કાળા લોહીના ગઠ્ઠા છૂટા પડી ભોંય ઉપર વિખરાતા તેણે જોયા. તેની આંખમાં ત્રાસની છારી વળી ગઇ. દર્દની વેદનાભરી ચીસ નાંખી બેભાન થઈને તે પડયો. સહુ તેના તરફ જોઇ રહ્યા.

એમ ને એમ એને ડોળીમાં નાંખી લઈ ગયા. ત્રણ ત્રણ દિવસે એની મુર્ચ્છા વળી. પછી બધા પાટણ તરફ રવાના થયા, પરંતુ દેખાતું બંધ ન થયું ત્યાંસુધી પોતાના જીવનના ભસ્મસ્થાન પ્રયાગને વેજલ એકીટસે જોઈ રહેતો હતો.



# પ્રકરણ ૪૪ મું.

## ગંગાજળીયો.

**સોમનાથ પાટણ**ના ગઢમાં **વેજલ** વાંઝો ત્યાગજીવન સેવતો હતો. એકાંતવાસ અને એક ભોજનનો આગ્રહી ઉપાસક બની સાઠ ઘડી તેણે ઈશ્વિરસ્તવન કરવાનું શરૂ કર્યું. તેની બરાબર સામેની કોટડીમાં **મોખડાજી** અને તેના સાથીઓ ઉતર્યા હતા.

**મોખડાજી** પોતાના પિતાનું શ્રાદ્ધ કરવા આવ્યો હતો અને **જુનાગઢ**ના રા' **ખેંગાર**ની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

એવામાં એક દિવસ સમાચાર આવ્યા કે **ખેંગાર પાટણ**થી ચાર કોશ માત્ર દૂર છે. આ સમાચારે **મોખડાજી**ને ઉત્સુક બનાવ્યો અને **વેજલ** વાંઝાના ત્યાગજીવનના પાયા ડોલાવ્યા.

**ખેંગાર વેજલ**નો મિત્ર! **ખેંગાર સોરઠ**નો સાચો શિરતાજ! **ખેંગાર સોરઠ**નો સાચો સેનાપતિ! **ખેંગાર** એ **મોખડાજી**નો સમોવડીયો! અનાયાસે **મોખડાજી** તેને દર્દી સ્થિતિમાં જોઇ ગયો! **ખેંગાર** જુએ તો શું થાય? **વેજલ** જેવા રાઠોડ રજપૂતે લૂંટની લાલચમાં નિઃશસ્ત્ર બ્રાહ્મણો ઉપર હથિઆર ઉગાર્યા અને **ખેંગાર** એ જાણે? એ ચાર આંખો મળે જ શી રીતે?

એ રાત્રે **વેજલ** ઉઠ્યો. થોડી કાઢે તો **મોખડાજી** જાગી જાય એટલે પગપાળો ગઢમાંથી બહાર નીકળ્યો અને ત્યાંથી નાસવા લાગ્યો. **સોરઠ**ના સીમાડા છોડી **હિમાલય**માં કાયા ગાળી નાંખવાના મનોરથ એના મનમાં ઉઠ્યા.

પગે પંથ કરતો કરતો **વેજલ** સવારના આગળ વધતો હતો. શરીર ઉપર ઘરેણાં હતાં તે **પાટણ** જતા બ્રાહ્મણોને આપી દીધાં અને રક્તપિત્તનો રોગી **હિમાલય** તરફ ચાલવા લાગ્યો.

પણ એ બ્રાહ્મણો દાનનાં ઘરેણાંની વહેંચણીમાં અંદર અંદર લડી પડ્યા અને અંદર અંદર માથાં પણ ભંગાયાં. છેવટે આ તકરારનો નિકાલ કરાવવા **ખેંગાર** પાસે ગયા. **ખેંગાર પાટણ** જતો હતો. માર્ગમાં એણે આરામ લેવા પડાવ કર્યો હતો ત્યાં આ બ્રાહ્મણો પહોંચ્યા.

એંગાર જેવા ગાઢ મિત્રે વેજલના હાગીના પારખ્યા અને એ રક્તપિત્તીયા પ્રવાસીને પ્રવાસમાર્ગ બ્રાહ્મણોએ બતાવ્યો. હર્ષાવેશથી પ્રેરાયેલો એંગાર ઉઠીને નાસતા મિત્રની પાછળ દોડવા લાગ્યો.

એ કાળમાં સોમનાથ એ સારાયે હિન્દનું પ્રસિદ્ધ તીર્થસ્થાન હતું. પાટણનો રાજમાર્ગ આવતા જતા યાત્રિકોથી ભીડાયેલો જ રહેતો.

કોઇ પગે ચાલતા, કોઇ બળદગાડીઓમાં, કોઇ ઘોડા ઉપર, કોઇ ઊંટ ઉપર, કોઇ કોઈ હાથી ઉપર બેસીને પ્રવાસ કરતા પ્રવાસીઓ બારે માસ સોમનાથ જતા આવતા હતા. આખાયે માર્ગ ઉપર આવા પ્રવાસીઓ નજરે ચડતા હતા. એ સહુની વચ્ચેથી હર્ષઘેલો એંગાર ઉતાવળો ઉતાવળો દોડતો જતો હતો.

એવામાં ઝીણીઝીણી રૂપાની ઘંટડીઓનો અવાજ કાને પડચો અને તરત જ હવામાં સ્થિર પડઘા પાડતો અવાજ સંભળાયો: "હરબોલે! બમબોલે! હરબોલે! બમબોલે!"

એ ભીડાએલા રાજમાર્ગ ઉપરથી હર્ષની બૂમ ઉઠી ગઇ: "ગંગાજળીયો! ગંગાજળીયો!"

બધા પ્રવાસીઓ રસ્તાની એક બાજુ ખસી ગયા. બે બાજુ માણસોની હારવાળી સાંકડી ગલી પડી ગઇ. ભાવિકોએ ફૂલ કાઢચાં, સ્ત્રીઓએ અક્ષત કાઢ્યા અને બધા ઊભા થઇ રહ્યા. વાહનો ઉપર પ્રવાસ કરનારા નીચે ઉતરી ગયા. બે હાથ જોડી બધા ઊભા થઇ રહ્યા.

સાંકડી બનેલી એ માનવગલીને પેલે પાર એક માનવી દેખાયો! એના ઉઘાડા શરીર ઉપર સ્વચ્છ સફેદ જનોઇ ચમકતી હતી. એણે સ્વચ્છ પીળું પીતાંબર પહેર્યું હતું. એના કપાળમાં ચંદનનું ત્રિપુંડ્ર હતું. એને ખભે રૂપાની ઘુઘરીઆળી કાવડ હતી. કાવડની બન્ને બાજુએ મોટા ત્રાંબાના ઘડા હતા. અર્ધો દોડતો, અર્ધો ઉતાવળો ચાલતો એ માનવી સ્થિર અને અવિરત એકતાનથી બોલતો આગળ વધતો હતો: "હરબોલે! બમબોલે!" આગળથી બૂમ પડી "ગંગાજળીઓ!"

માર્ગ ઉપરના અનેક પ્રવાસીઓએ એને નમસ્કાર કર્યા. પેલા ત્રાંબાના ઘડાઓ ઉપર તેમણે ફૂલ, અક્ષત વગેરે છાંટચાં અને ભક્તિના એ ભાવપ્રદર્શનની વચ્ચે હાથમાં રાખેલી ઝારીમાંથી દર્ભ-વડે માર્ગસિંચન કરતો એ કાવડીયો આગળ અને આગળ એકધારી ગતિએ વધ્યો જતો હતો.

એ આદમી તો હતો ગંગાજળીયો. સોમનાથ મહાદેવના નિત્યસ્નાન માટે ઠેઠ કાશીથી રોજ રોજ પવિત્ર ગંગાજળ મોકલવામાં આવતું, અને માર્ગમાં ઠેકાણે ઠેકાણે ગંગાજળીયા ગોઠવાયા હતા. દરેકના ટપ્પા ગોઠવાયા હતા. આ છેલ્લા ટપ્પાનો ગંગાજળીયો હતો.

માનવીઓની પડેલી ગલ્લીમાંથી સામે છેડેથી કોઈ ઉતાવળી અને અધીરી દોટ મૂકતું દોડયું આવતું હતું. "ખસી જા! ગંગાજળીયાને મારગ દે! ગંગાજળીયાને જવા દે! ખસી જા!"ના ચોમેર ઉઠેલા ક્રોધભર્યા ખૂમાટને એણે ગણકાર્યો નહિ. મિત્રને મળવા અધીરો બનેલો એ તો સોરઠનો ચુડાસમો રાજા ખેંગાર હતો. એના કાનમાં આવા ખૂમાટાને સ્થાન ન હતું.

દૂર દૂર વેજલ ન દેખાતો હોય ત્યાંસુધી અન્ય કાંઇયે ન જોતી એની આંખોએ ગંગાજળીયાને જોયો નહિ. કોઇ માનવીને જોયાં નહિ, સાંભળ્યા નહિ. એની નસેનસમાં, મગજના તારેતારમાં, આંખોના કિરણેકિરણમાં અત્યારે વેજલ અને વેજલ રાઠોડ જ રમી રહ્યો હતો—કુદી રહ્યો હતો. એમ ઉતાવળો, આંધળો, એકચિત્ત બનેલો ખેંગાર દોડયો જતો હતો.

સૈકાજુની નિષ્કંટક માર્ગ મળવાની એકધારી પ્રથાથી નિર્ભય બનેલો ગંગાજળીયો અને મિત્રપ્રેમે અંધ બનેલો ખેંગાર એક બીજા સાથે અથડાયા! વેગથી પછડાયેલા ઘડા ઢળી ગયા અને ખેંગાર ઉપર ગંગાજળ વેરાયું. ગંગાજળીયો પછડાયો, એનાં વસ્ત્રો ખરડાયાં, ચોપાસ યાત્રિકોનું મોટું ટોળું એકઠું થયું. સોમનાથ દેવના આ અપમાનના પાપનો અતિ અનિષ્ટ બદલો તેઓએ કલ્પી લીધો ભય, ત્રાસ અને ધર્માપમાનથી એમની આંખો ફાટી રહી.

પોતાને શું થયું, બીજાને શું થયું, કે સહુને શું થયું, તે જાણ્યા કે જાણવાની પરવા કર્યા વગર ખેંગાર તો ઉઠીને નીતરતે કપડે દોડવા લાગ્યો. એની આંખમાં હર્ષનો આવેશ ઉભરાયો જરા છેટે એનો મિત્ર વેજલ નીચી મુંડીએ આગળ ચાલ્યો જતો હતો.

"પકડો! પકડો! પાપી! સોમનાથ ભગવાનનું અપમાન!" એમ ખેંગારની પાછળ બૂમ ઉઠી હતી. એને પકડવાને ગુસ્સાભર્યાં માનવીઓ પાછળ દોડતાં હતાં. એ સહુને માટે ખેંગારને ભાન ન હતું. હર્ષના અતિરેકથી એ રક્તપિત્તના રોગીને વળગી પડયો. "વેજલ! વેજલ!" એનાથી એટલું જ માત્ર બોલાયું.

રક્તપિત્તના રોગીએ પોતાના ઝેરી લોહીવાળા હાથો દૂર રાખી ખેંગાર સામું ભીની અને ઝરતી આંખોએ જોયું.

"ખેંગાર!" એટલું જ તે બોલી શકયો. માથે હાથ દઇને હજારો જંગનો એ ખેલાડી, હજારો લૂંટનો લૂંટારૂ નાયક, હજારો સ્ત્રીઓનો બળાત્કારભર્યો આશક, રાઠોડ વેજલ જમીન ઉપર બેસીને રડવા લાગ્યો. ખેંગારને પકડીને પૂરો કરવા અને એ દ્વારા ધર્માપમાનનું કલંક ધોઈ નાંખવાની આશાએ દોડયા આવેલા યાત્રિકો જડવત્ આ છાતીફાટ રૂદનને જોઇ રહ્યા! સૌ મૂક અને મૂઢ બની ગયા!

"વેજલ! વેજલ! મારા દોસ્ત! ઉઠ, ઊભો થા! શું છે? તને કોઇએ જાકારો દીધો હોય તો મારી અર્ધી ગાદી તારી છે. તારૂં કોઇએ અપમાન કર્યું હોય તો મારી ફોજ તારી છે. લક્ષ્મી ખૂટી હોય તો મારા ભંડાર તારા છે. પણ મિત્ર! આ અવસ્થાએ હિમાળો કેમ સાંભર્યો?"

કઠણ છાતી કરી એ રાઠોડ પહેલવાન ઉઠ્યો. ધીમેથી પરંતુ શાંતિભરી દઢતાથી તે દર્દમય અવાજે બોલ્યો:

"ખેંગાર! જરા દૂર ઊભો રહે! હું તને બતાવું." વેજલે પોતાના હાથ ઉપરના પાટા છોડયા અને કાળા લોહીના ગટ્ટા નીચે પડયા. સોનેરી માંસરજ ચમકી ઉઠી. ઘેરાએલું ટોળું ત્રાસ પામી આશ્ચર્યથી દૂર ખસી ગયું. "રક્તપિત્ત! દેવ અને દુનિયાનો શાપિત! રક્તપિત્ત! ગળતો કોઢ!" વેજલ એ તીખી અને દુઃખી નજરે સાંભળી રહ્યો. સોળસો સતીની જોહરની જવાળાઓ તેના આંખ આગળ નાચવા લાગી.

ભવ્ય દઢતાથી ખેંગાર વેજલ તરફ આગળ વધતો બોલ્યો:

"અને શું એ દર્દથી ખેંગાર પોતાના મિત્રને ભૂલી જશે? મારા મિત્ર! મારી દોસ્તી તારા સુખી શરીર સાથે નહિ પણ અભય આત્મા સાથે છે. આવ વેજલ, આપણે ભેટીયે!" અને ખેંગારે એ ગળતા ઝેરી રોગભર્યા હાથને પોતાના હાથમાં લીધો અને ફરી વાર દુઃખથી પીડાતા મિત્રને જોસથી વળગી પડ્યો.

એકાએક આકાશમાંથી આકાશવાણી થાય અને દેવોનાં દુંદુભિ વાગે એવી રીતે માનવમેદિની પોકારી ઉઠી: "જુઓ! જુઓ! ચમત્કાર! ચમત્કાર! રોગીનો રોગ ગયો! વેજલનો

રક્તપિત્ત ગયો ! સોમનાથનો જય હો ! ગંગાજળનો જય હો ! ગંગામૈયાનો જય હો ! ”

ખેંગાર અને વેજલે એકી સાથે વેજલના હાથો તરફ નજર કરી અને હર્ષભરી બૂમ નાંખીઃ “ રોગ ગયો ! ગંગામૈયાની જય ! રોગ ગયો ! ”

આ કથા ઐતિહાસિક હો કે ભાટ ચારણોની કલ્પનાકથા હો, જે હો તે હો ! ભાટ લોકો આજ પણ કહે છે કે ગંગાજળથી નીતરતા વસ્ત્રનો સ્પર્શ થવાથી વેજલનો રક્તપિત્ત રૂઝાયો. ઇતિહાસ કહે છે કે વેજલને હિમાલય ગળવા જતાં ખેંગારે માર્ગમાંથી રોકયો. આજ પણ એ સ્થાન ગંગાજળીયાના પુણ્ય નામથી પૂજાય છે અને આજ પણ શુભ પ્રયાગમાં સોળસો સતીના અમોલ પાળીયા ઊભા ઊભા એ સતીઓના ધર્મપ્રેમની ચોકી કરે છે અને સાક્ષી પૂરે છે.



## પ્રકરણ ૪૫ મું.

### બીજી સુલતાની ચઢાઇ.

સોમનાથ પાટણથી લગભગ ત્રણેક ગાઉ દૂર ફરીવાર આપણે ખેંગાર, વેજલ અને મોખડાજીને એકત્ર બેસી વાતો કરતા જોઇએ છીએ. એ વાતો ગંભીર હતી. એ વાતોને જન્મ આપનાર પ્રસંગ તેથીયે વધારે ગંભીર હતો.

“ પણ તમને એ બાતમીમાં વજુદ લાગે છે ખરૂં ? મને તો નથી લાગતું. આટલો ભયંકર બોધપાઠ લીધા પછી પણ એ હિંમત કરે ખરો ? ”

“ નક્કી ! પૂરી તપાસ કર્યા વગર શાદૂલ આવે નહિ. શાદૂલનું કહેવું એવું છે કે મહમદની તબીયત હવે સુધરી ગઈ છે, પણ એનો ઉન્માદ વધારે અને વધારે ભયંકર સ્વરૂપ લેતો જાય છે. દિવસ અને રાત એને મારાં જ સ્વપ્નાં આવે છે. દિવસ અને રાત એને એના ગળાની આસપાસ દોરડાનો ફાંસો નંખાતો લાગે છે. હકીમોનો મત થયો છે કે મારૂં લોહી ટપકતું માથું જ્યાંસુધી

સુલ્તાન જુમાખાનના ચરણોમાં નહિ૧ ધરવામાં આવે ત્યાંસુધી એનું ગાંડપણુ શમવાનું નથી; ત્યાંસુધી દિલ્હીના સુલ્તાન ઉપર મૃત્યુની કાળી કલંકિત તલવાર લટકે છે. એટલે અમીરે–હજારી સરદાર કાસમખાને એ કામ માથે લીધું છે. કાસમખાનને બાતમી મળી છે કે હું પાટણમાં છું એટલે એ પાટણ તરફ ધસ્યો આવે છે." મોખડાજીએ આખી વસ્તુસ્થિતિ રજૂ કરી દીધી.

ગુજરાતના સુલ્તાનની આ આકસ્મિક ચડાઇથી બધા ક્ષણુભર ચમકી ઉઠયા. પૃથ્વી ફાટતી હોય એવો ક્ષણુભર સહુને અનુભવ થયો. એ ત્રણે માનવીઓ ઉંડા વિચારમાં પડી ગયા.

આખરે ખેંગાર બોલ્યો: "રીતસરની વ્યૂહરચના અને તૈયારીથી લડાઇ લડવી હોય તો ગુજરાતના સુલ્તાનને હું જરૂર પૂરો પડી શકું અને એને હંફાવી શકું. પણુ આ તો તાત્કાલિક અને વગર તૈયારીનો મામલો ઊભો થયો છે. એમાં ગોહિલરાજ! મારા કરતાં તમારી બુદ્ધિ વધુ પહોંચશે. તમે જ આપણું જે સૈન્ય આપણે જમા કરી શકીએ તેની સરદારી લઇ લો અને તમે ફરમાવશો તે આજ્ઞા હું ઉઠાવીશ." ખેંગારે જવાબ આપ્યો.

"અને હું પણુ! મારા શરીરમાં નવું લોહી ફૂટે છે. હું તમારી સાથે છું. માથું દેવામાં પહેલો થઇશ."

ઉંડો અને લાંબો વિચાર કરી મોખડાજી બોલ્યો: "ભલે, મારા ઉપર આ ચડાઇ છે. મારૂં માથું લેવાનો આ જંગ છે. હું જ આગેવાની સ્વીકારૂં છું. અત્યારે આપણી પાસે ફોજ કેટલી છે?"

"મારાં હજાર માણસો છે." ખેંગાર બોલ્યો.

"મારાં ત્રણુ હજાર માણસો છે."

"મારાં માણસો તો બાર–પંદર જેટલાં છે. આપણે કુલ મળીને ચાર હજારની ફોજ ઉપર ભરોસો રાખી શકીએ છીએ." મોખડાજી બોલ્યો: "બહાર કોણુ છે?"

એક પહેરેગીર અંદર આવ્યો.

"તમે મારતે ઘોડે જાઓ. સોમપરા બ્રાહ્મણુના પટેલને બોલાવી લાવો."

નમન કરી પહેરેગીર ગયો અને તરત જ ઉતાવળા દોડતા ઘોડાના ડાબલા સંભળાયા.

ઉંડા અને ગંભીર વિચારમાં ખેંગાર અને વેજલ ભોંય ઉપર નજર નાંખી બેસી રહ્યા. ચુનંદી સુલ્તાની ફોજ સામે ચાર હજારની ફોજ માત્ર! શું કરવું? પ્રતિષ્ઠા સમેત કેમ પાર ઉતરવું? એ બધો કાળ મોખડાજી આમ તેમ આંટા મારતો હતો. ક્ષિતિજને માપવા મથતી લાગતી એની આંખ એના મગજના ઉંડા ઉંડાણમાં ભમતી દેખાતી હતી.

થોડી વારમાં સોમપરા બ્રાહ્મણની નાતનો પટેલ આવ્યો. પાટણ ઉપરના મુસ્લીમ હુમલાની અતિ નિકટ સંભાવનાથી તે વાકેફ બન્યો. બે હજાર સોમપરાને ઊભા કરવાની એણે કબુલાત આપી. સાંજે સહુને લઇ આવવાનું કહી એ પાછો પાટણ ગયો અને મોખડાજીએ પોતાનું વિચારયુક્ત પરિભ્રમણ ચાલુ રાખ્યું. ખેંગાર અને વેજલ શૂન્ય મુખે જોઈ રહ્યા. એવામાં એણે એક દૃશ્ય જોયું. ઝાડની એક ડાળી ઉપર એક કબુતર બેઠું હતું. એ ડાળી ઉપરની બીજી ડાળીએ એક બિલાડી બેઠી હતી. બિલાડીએ કુદકો માર્યો. ઝડપમાં કબુતરને લઇ તે ભોંય ઉપર પડી.

અને મોખડાજીની આંખ ચમકી ઉઠી.

* * * *

સુલ્તાની સરદાર જુનાગઢના રાજમહેલના ઝરૂખામાં બેઠો હતો. વગર પ્રયાસે એણે જુનાગઢને સર કર્યું હતું. આજ રાત્રે તે પાટણ તરફ ઉપડી જવાનો હતો. વગર પ્રયાસે મોખડાજી અને ખેંગાર જેવા શિકારોને સપડાવવાના ભાવિસાફલ્યની આશામાં એની શિકારી આંખ ચમકી ઉઠી.

એની નજર સમક્ષ સોરઠની સમૃદ્ધિ તરવરી ઉઠી. દિલ્હીની સુલ્તાનીનું તાજ પોતાના મસ્તક ઉપર રમતું અનુભવ્યું. મહમદ તઘલખ ઉર્ફે સુલ્તાન જુમાખાન ગાંડો હતો. તરતમાં મૃત્યુવશ થવાનો હતો. મહમદ તઘલખ પછી ફિરોજ તઘલખ તો અણઘડ હતો. પોતે ફોજનો સરદાર હતો. સુલ્તાનને લાયકના બધા ગુણો પોતાનામાં છે એમ માનતો હતો. અલ્લાઉદ્દીન ખીલજીનો ઇતિહાસ હજી તો તાજો જ હતો. સુલ્તાન કાસમખાનનું ભાવિ ઉજ્જવલ હતું એમ તેને લાગ્યું. પોતાનો ચમકતો સીતારો તેણે દિલ્હીના તખ્ત ઉપર ઉગતો જોયો! એના પ્રફુલ્લિત ચહેરા ઉપર આછું સ્મિત પથરાયું અને તેણે પોતાની દાઢી મૂછ ઉપર હાથ ફેરવ્યો.

નીચેથી દરવાન આવ્યો અને કુર્નિશ બજાવી ઊભો રહ્યો. "શું છે?" સરદારે પૂછ્યું.

"મોખડાજીની ચોક્કસ બાતમી દેવા ઈનામની લાલચે કોઇ હિન્દુ નીચે આવી ઊભો છે."

"એને ઉપર લાવ! એને જીવતો આવવા દેજે, પણ જીવતો પાછો જવા દઈશ નહિ." ભયાનક હાસ્ય કરતો મુસ્લીમ સરદાર બોલ્યો.

એક યુવાન રજપુત ઉપર આવ્યો. ઝરૂખામાં બેઠેલા સરદાર પાસે જઇ તે ઊભો રહ્યો. સરદાર બોલ્યો: "બોલ તું કહે છે કે **મો**ખડાજીની બાતમી તારે દેવી છે અને ઈનામનો લોભ રાખે છે. તો કહી દે! તને સારામાં સારૂં ઇનામ મળશે."

"તો લાવો ઇનામ!" હાસ્ય કરતો યુવાન બોલી ઉઠ્યો. તેણે પોતાનો ઝભ્ભો દૂર ફેંકી દીધો. માથા ઉપરની પાઘડી દૂર ફેંકી દીધી. પછી તે ચકિત થયેલા સરદાર તરફ ફરીને બોલ્યો: "લાવો ઇનામ! હું જ **મો**ખડાજી પોતે! તમારી પાસે જાતે હાજર થયો છું."

ભયભર્યા ક્રોધથી કંપતો સરદાર કાસમખાન ફાટતે અવાજે બોલ્યો: "એમ! તું જ અમારો ગુન્હેગાર? ચાહી ચલાવીને સિંહની બોડમાં હાથ નાંખવા આવ્યો? દરવાન! આ હરામખોરને પકડો!"

"અને દરવાન!" **મો**ખડાજી બોલ્યો: "જો તું આંહિથી દિલ્હી જીવતો પહોંચ તો કહેજે તારા સુલ્તાનને કે સિંહની બોડમાં હાથ નાંખવા આવ્યો પણ એ લોઢાના ચણા ચાવવા સહેલા નથી. ઉંઘતો પકડાય એ તો નામધારી જુઠો **મો**ખડાજી સમજવો! સાચો **મો**ખડાજી તો સુલ્તાનના ગળામાં ફાંસો નાખીને સુલ્તાનને જીવિતદાન દેનાર અને સાચો **મો**ખડાજી હજી કોઇ વાર તારા સુલ્તાનને પણ મળશે. તે દરમિયાન તો સાચો **મો**ખડાજી આ રહ્યો! જોઇ લેજે! જીવીશ ત્યાંસુધી પછી ભૂલીશ નહિ!"

મોખડાજીએ મુસ્લીમ સરદારને પકડ્યો. બિલાડી જેવી ચપળ કઠોરતાથી તેને ભુજમાં ભીડાવ્યો. દરવાનની ભય અને સહાયની બુમ ઉપર બૂમોની પરવા કર્યા સિવાય એક ફલાંગે ઝરૂખાના કઠેડા ઉપર તે ઊભો અને "જય **સો**મનાથ" ની ગગનભેદી ગર્જના સાથે ત્રીસ હાથની ઉંચાઇએથી તેણે નીચે ભુસ્કો માર્યો.

આટલી ઉંચાઇના ભયાનક પછડાટથી સરદાર કાસીમખાનની ખોપરી ફાટી ગઇ. એના પ્રાણ ઉડી ગયા. મોખડાજી સાવધતાથી એની ઉપર જ પડ્યો હતો. વસ્ત્રો ખંખેરી સંતોષનું હાસ્ય કરતો એ ઊભો થયો.

દરવાનની બૂમથી એકત્ર થઈ ગયેલા મુસ્લીમ સિપાહીઓ તેના ઉપર ધસી આવ્યા. " મારો કાપો ! " ની બૂમ ચોપાસ ફેલાઇ ગઈ.

એ મુસ્લીમ બૂમનો જવાબ " જય સોમનાથ " પણ એકાએક ગાજી ઉઠ્યો ! આસપાસની ગલીકુંચીમાંથી ખેંગાર અને વેજલ પોતાના સાથીઓ સાથે નીકળી આવ્યા. સરદારના અંગરક્ષકો તરીકે રહેલા થોડા ઘણા મુસ્લીમ સિપાઈઓ ઘેરાઇ જતાં કપાઇ ગયા. દરબારગઢ હાથ આવી ગયો.

* * *

સરદારના મૃત્યુથી અને એ મૃત્યુ કરતાંયે એ મૃત્યુ પાછળ રહેતા મરણીયા સાહસથી હતાશ થયેલી મુસ્લીમ ફોજે ત્યારપછી થોડા ઘણા દિવસ સંગ્રામો ખેલ્યા, પણ દિનપ્રતિદિન ઉભરાઇ જતી સોરઠી સેના પંદર દિવસના અલ્પ કાળમાં એમની પાસેથી સોરઠી સીમાડા છોડાવી શકી. હતાશ અને હતચેતન બનેલી ફોજની આસપાસ સોરઠી પ્રજાના રોષનો દાવાનળ સળગી ઉઠ્યો અને અર્ધાથી ઓછી બાકી રહેલી ફોજ માંડમાંડ દિલ્હીના દરવાજા દેખી શકી.

આમ મહમદ તઘલખની બીજી સોરઠી ચડાઇનો અંત આવ્યો.



## પ્રકરણ ૪૬ મું.

### શ્રાદ્ધ.

પ્રાચી પાટણમાં આજે સોરઠીયાઓનું હર્ષઘેલું દળ ઉભરાયું છે. પ્રાચી પિપળની નીચે પાટલા નંખાયા છે. એક પાટલા આગળ સંતોષભર્યા મુખવાળો મોખડાજી ગોહિલ ઊભો છે. એની પ્રતિજ્ઞા આજ પરિપૂર્ણ થઇ હતી. તેના પિતાનું શ્રાદ્ધ આજે તે સારતો હતો. સંતોષ અને ઈતિકર્તવ્યભાવના તેના વદન ઉપર ઝળકી રહ્યાં હતાં.

એની પાસે જ સોરઠનો રણધીર રા' ખેંગાર, સોરઠી ફોજનો વિજયી નેતા ઊભો હતો. તેણે મોખડાજીને પૂછ્યું:

"કાં 'પીરમના પાદશાહ'! હવે કેટલી વાર છે?"

"બધું તૈયાર છે." એણે હસીને કહ્યું: "માત્ર પુરોહિત આવે એટલી વાર છે."

"તે તમે પણ ભાઇ! માણસ કાંઇ વિચિત્ર તો ખરા! આ પાટણમાં તે ભૂદેવોનો અને ગોર મહારાજોનો ક્યાં દુકાળ હતો કે ઠેઠ સિંહપુરથી બ્રાહ્મણ તેડાવ્યો?" ખેંગારે આશ્ચર્ય બતાવ્યું.

તે વખતે એક પાલખી આવી. પાલખીમાંથી એક વૃદ્ધ—અતિવૃદ્ધ-સાક્ષાત્ જરાની મૂર્તિ હોય એવો બ્રાહ્મણ ઉતર્યો. એનું કરચલી પડેલું અંગેઅંગ સફેદ વાળથી ઉજળું રૂ જેવું ભાસતું હતું. એની લાંબી સફેદ દાઢી હવામાં ફરફરતી હતી.

એને જોઈ મોખડાજી આગળ વધ્યો—દોડ્યો. આગંતુક બ્રાહ્મણના પગ પકડી તે બેસી રહ્યો. બ્રાહ્મણ ઊભો થઇ રહ્યો. "કોણ છે આ?" તેણે તેના એક એવા જ પોતાના બીજા વૃદ્ધ સાથીને પૂછ્યું: "મારા પગ કેમ પકડે છે?"

"મહારાજ!" બીજા વૃદ્ધે નીચા નમીને મોખડાજીને જોઇ કહ્યું: "કોઇક રજપૂત લાગે છે."

મોખડાજી ઊભો થઇ ગયો. તે બોલ્યો. હર્ષભર્યા વિનયથી એનો અવાજ ધ્રૂજી ઉઠ્યો: "કાકા! એ તો હું! રાણાજીનો દિકરો! મારૂં નામ મોખડો!"

"એમ!" ભૂદેવે મોખડાજીનું મુખ હાથમાં લઈ, આંખો નમાવી, તેને નીરખી નીરખીને કહ્યુ: "મારા રાણાજીનો પુત્ર! સેજકજીનો તું પોતરો! શતં જીવ! બેટા! ચિરાયુઃ ભવ! ધનવાન્, પુત્રવાન્, લક્ષ્મીવાન્ ભવ! તારા બાપ જેવો અને દાદા જેવો તો તું છો. છો એવો રહેજે!"

સભા તરફ ફરી મોખડાજી બોલ્યો: "ભાઇઓ! મારા મુરબ્બીઓ કહો, કાકા કહો, મારા દાદા કહો, તે આ છે. એકનું નામ રાજપાળ શાહ! આ બ્રહ્મદેવનું નામ પુરોહિત ગંગારામ વલ્લભરામ! અમારા દાદાએ મારવાડ છોડ્યું ત્યારથી તે એમની સાથે હતા."

સહુએ માનભરી જિજ્ઞાસાથી આ મારવાડી વૃદ્ધો સામું જોયું. "પુરોહિત ! હું ખેંગાર ! જુનાગઢનો રા' ! પહેલાં તમે અમારે ત્યાં આવેલા ! ધન્યભાગ્ય મારાં કે મારી આંખો આજ પાવન થઇ !" ખેંગારે કહ્યું.

"કોણુ રા' મહિપાળનો પૌત્ર ! મારા જુનાગઢના રા' ! અમારા આદ્ય સોરઠી આશ્રયદાતાના વીર સંતાન ! યશસ્વી છો, અને વધારે યશ મેળવો ! વિજયી છો અને વધારે વિજય કરો !"

પછી એ કુળગોરની સાક્ષીએ શાસ્ત્રીય વિધિ પ્રમાણે શ્રાદ્ધ સારવામાં આવ્યું. શ્રાદ્ધ સારી રહ્યા પછી મોખડાજી પાટલા ઉપરથી ઉઠયો. દૂર દૂર આછા દેખાતા સોમનાથના શિખરને તેણે નમન કર્યું. તેણે એના પિતાનું વેર લીધું હતું. આજ એ નિષ્કલંકી ક્ષત્રિય બન્યો હતો. એની પ્રતિજ્ઞા પાર પડી હતી. આજ એ મારવાડી સંતાનોના પુત્રે સોરઠી દીક્ષા લીધી હતી. આજ એ અણીશુદ્ધ સોરઠીઓ બન્યો હતો. અભેદ મિત્રતાથી તે ખેંગારને વળગી પડયો અને એની આંખમાં હર્ષનાં આંસુ ભરાયાં.

## પ્રકરણ ૪૭ મું.

### ઉપસંહાર.

સોરઠના વીર ખેંગાર વિષે પ્રથમ ઉલ્લેખ કરીએ. એને અને વેજલને જેવી મિત્રતા હતી તેવો જ વિરોધ થયેલો. બન્નેની લાંબી અને કઠોર દુશ્મનાવટના લાંબા અને નવલકથાની દૃષ્ટિએ રસમય પ્રકરણને અંતે વેજલ થોડો વખત જુનાગઢ અને વંથલી પણ ખેંગાર પાસેથી જીતી શકયો હતો. જગતસિંહ રાઠોડના નામથી એણે જુનાગઢમાં રાઠોડનો વંશ શરૂ કર્યો હતો. ખેંગારના સ્વર્ગવાસ પછી તેના પુત્ર વતી મોખડાજીએ વેજલનો પરાજય કર્યો અને રા' માંડલિક–ખેંગારના પુત્રને જુનાગઢની ગાદી સોંપી.

આ પરાજય પછી ઇતિહાસમાં વેજલનો પત્તો નથી.

ધુમલીનો નાશ આ જ અરસામાં સિંધના જામ ઉન્નડ અને જામ બામણીયાંએ કર્યો. ભાણુ જેઠવો નાસી ગયો. પોતાના રાજ્યમાં તેમ જેઠવાઓના ભાટ ચારણોના ચોપડામાં પણ

વેજલ અને ભાણુ જેઠવાને પોતાના પાછલા જીવનમાં રસ રહેતો લાગતો નથી.

મોખડાજીએ પીરમ અને ઘોઘામાં રાજધાની રાખી ગોહિલની વિશાળ રિયાસતનું શાસન શરૂ કર્યું.

અંતમાં એક ઉલ્લેખ કરવાનો છે. મુસ્લીમ ઇતિહાસકારો મહમદ તઘલખે સોરઠ ઉપર એક જ ચડાઈ કરી હતી એમ માને છે. સોરઠના ભાટ ચારણો અને દંતકથાઓ લગભગ વીસથી પચીસ ચડાઇઓ માને છે! સમકાલીન ઇતિહાસ, જુદી જુદી કથાઓ, ભાટ વાર્તાઓ અને લોકકથાઓ ઉપરથી એ મહમદ તઘલખની ત્રણ ચડાઇઓ વધારે વાસ્તવિક લાગે છે. બે ચડાઇઓનો આ કથામાં ઉલ્લેખ છે. ત્રીજી ચડાઈ એ વાસ્તવિક ચડાઈ ન હતી, પણ મોખડાજી સામે યુદ્ધ હતું. સંભવ છે કે આ જ કાળમાં થયેલી સિંધની ઘુમલી ઉપરની બે સવારીઓ-સિંધના મુસ્લીમ જામ ઉન્નડે અને બામણીયે કરેલી તે અને ફીરોજ તઘલખની ચડાઇઓ એ બધી સોરઠી ભાટોએ એકત્ર ગણત્રીમાં લઈ લીધી હોય. મહમદ તઘલખની ત્રણ ચડાઇઓ વાસ્તવિક લાગવાથી એ પક્ષ સ્વીકારવામાં લેખકને વાંધો લાગ્યો નથી. પછી અંગ્રેજી દૃષ્ટિ પ્રમાણે આ ત્રણે વર્ષાન્તરે થયેલી ચડાઈઓને એક લાંબા વિગ્રહ (campaign) તરીકે લેખવાનો કોઇને ખાસ આગ્રહ હોય તો એ પ્રમાણે ગણના કરવામાં પણ કોઇ તરફથી અંતરાય ન હોઈ શકે.

મહમદ તઘલખની ત્રીજી ચડાઇ, મોખડાજીનું મૃત્યુ અને મહમદ તઘલખનું મૃત્યુ એ ત્રણે સાથે જ સંકળાયેલા છે. સોરઠના ભૂલાયેલા ઇતિહાસની એ પણ એક અતિ ભવ્ય ગૌરવકથા છે, પરંતુ આ વાર્તામાં એ કથાને સ્થાન નથી.

એક વાર ભૂલાઈ ગયેલા પરંતુ સાચા સોરઠી હૃદયમાં સદાયે જીવતા, એ શૌર્યયુગમાં, પુનરુત્થાનના એ મહાકાળમાં, આ કથાનાં પાત્રો સજીવ અને સચેતન હતાં. માંસ અને લોહીના સ્નાયુઓનાં એમનાં શરીર એમના આત્માઓની સાથે સોરઠની ઇતિહાસ રંગભૂમિ ઉપર જીવતાં હતાં-ફરતાં હતાં. એમના કાળમાં એમણે ઇતિહાસને સર્જ્યો છે અને પછી સાત સૈકાઓનો અંધારપછેડો એમના ઉપર પથરાય છે! આજ હવે ઇતિહાસ એમને સર્જે છે. ઇતિહાસના એ

ભાગ્યવિધાતાઓ આજ ઇતિહાસના બાળક બને છે અને વાંચક વર્ગના આનંદ માટે એમની આંખ આગળ આ પુસ્તકના પાનાં ઉપર જ જીવશે ! એમના સ્થૂળશરીર-સમયના મૂળ ગુણોને અનુસાર એમનાં કલ્પના-શરીરો અમરતા પ્રાપ્ત ન કરે, તો એ દોષ નથી એમની મહત્તાનો, કે નથી ઈતિહાસના ગૌરવનો. એ દોષ બધો લેખિની ઉપર જ ઢળે છે. લેખિની એ દોષ સ્વીકારી લે છે.

સાત સો વર્ષ આ વાતને થઇ ગયાં છે, પણ હજીયે કોઈ જુનાગઢ જાય, કે ગિરનારનું નામ માત્ર સાંભળે, શિહોર કે દ્વારકાની વાત સાંભળે, તો તરત જ એ મોખડાજી અને એ ખેંગાર, એ પ્રભાત અને એ ધનમેર હૈયે ચડી આવે છે: જાણે ઇતિ-હાસની છાયામાં ઊભા રહી તેઓ આપણી પામરતાને જોતા હોય, આપણા ખમીરને પારખતા હોય, પોતાના અને અત્યારના યુગની તુલના કરતા હોય.



ભય મુક્તિનું સાધન!    સંકટ સમયનો સાથી!!

**બદમાસોથી બચવાનું અને આફતમાંથી ઉગરવાનું**

**પરવાના (લાઇસિન્સ) વગર વાપરી શકાય તેવું,**

# ભયંકર હથીયાર

## " રીપીટીંગ આલારામ પીસ્તોલ "

રજીસ્ટર્ડ.



રજીસ્ટર્ડ.

ચીત્રમાં બતાવ્યા પ્રમાણેનો દેખાવ જ એવો ભયંકર છે કે જોનારની નજરે પડતાંજ ગભરાઇ જાય છે. એકી વખતે એક સામટી ૧૦ ગોળીઓ ભરી શકાય છે. જ્યારે જરૂર હોય ત્યારે એક છોડી શકાય છે. છુટતાંની સાથેજ મોટા ધડાકા થાય છે. હીંસક પ્રાણીઓ અને બદમાસો નાસભાગ કરે છે. નાટકશાળાઓમાં વપરાય છે. જંગલમાં, વાડી, બંગલા અને ખેતરોમાં વસનારને તેમજ માલમીલકત સાથે મુસાફરી કરનારને અતિ ઉપયોગી સાધન છે. આજેજ એક નંગ મંગાવો અને તમારા ખીસ્સામાં અથવા બીછાંના નીચે મુકી રાખો.

કીંમત રૂ. ૭–૦–૦ વી. પી. પોસ્ટેજ રૂ. ૦–૮–૦ ૩૦ ગોળીઓ અને વાપરવાની રીત મફત. એક્ષ્ત્રા ૫૦ ગોળીનો રૂ. ૧ વધારે.

**જે. માસ્તર, કબુતરખાના ભુલેશ્વર મુંબઇ નં. ૨**

# 'પ્રજાબંધુ'ની ભેટો

| પુસ્તકનું નામ. | ઈ. સ. | મૂલ્ય. |
|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ૧૯૧૦ | રૂા. ૧ા |
| * ધારાનગરીનો મુંજ | ૧૯૧૧ | રૂા. ૧ા |
| * સિંધ ઉપર સ્વારી | ૧૯૧૨ | રૂા. ૧ા |
| સોમનાથનું શિવલિંગ | ૧૯૧૩ | રૂા. ૧ા |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર | ૧૯૧૪ | રૂા. ૧ા |
| * પાટણની પડતીનો પ્રારંભ | ૧૯૧૫ | રૂા. ૧ા |
| * [illegible] | ૧૯૧૬ | રૂા. ૧ા |
| ગુજરાતની ગર્જના | ૧૯૧૭ | રૂા. ૧ા |
| * મહારાષ્ટ્રનું નૌકાબળ | ૧૯૧૮ | રૂા. ૧ા |
| * રત્નમંદિર | ૧૯૧૯ | રૂા. ૧ા |
| * ભાગ્યશાળી અમરસિંહ | ૧૯૨૦ | રૂા. ૧ |
| * કોન્સ્ટાન્ટીનોપલની કથા | ૧૯૨૧ | રૂા. ૧ |
| * સંભાજીનું રાજ્યારોહણ | ૧૯૨૨ | રૂા. ૧ |
| * પુનરુત્થાન | ૧૯૨૩ | રૂા. ૧ |
| * સ્વતંત્રતાના સિદ્ધાન્તો | ૧૯૨૪ | રૂા. ૧ |
| * કુમારી કામન્દકી | ૧૯૨૫ | રૂા. ૧ |
| * સવિતાનું સાવિત્રીવ્રત | ૧૯૨૬ | રૂા. ૧ |
| * જર કે ઝેર ! | ૧૯૨૭ | રૂા. ૧ |
| * [illegible] બાગ | ૧૯૨૮ | રૂા. ૧ |
| * સોરઠનો મુત્સદ્દી વીર | ૧૯૨૯ | રૂા. ૧ |
| પીરમનો પાદશાહ | ૧૯૩૦ | રૂા. ૧ |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો શીલીક છે તે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને દરેક આઠ આનાને કીમતે મળશે. બીજાઓને પૂરી કીમતે મળશે.

**"પ્રજાબંધુ" પત્રની ઓફીસ,** ખાડીઆ—**અમદાવાદ**